# ગુલબદન.

લખનાર,

જયશંકર ખોડીદાસ દ્વિવેદી.

સોલ એજંટ.

વ્રજલાલ જાદવજી ઠક્કર.

માંડવી પોળ-અમદાવાદ

સંવત ૧૯૭૮. સન ૧૯૨૨.

મૂલ્ય રૂ. ૩-૦-૦

# ગુલબદન.

## પ્રકરણ ૧ લું.

### પતિ-પત્ની.

"ના ના, ગુલબદન! તું જઇશ નહિ."

"ગયા શિવાય છુટકો નથી. જો હું નહિ જાઉં તો તમારો જીવ કેવી રીતે બચશે?"

"ખુદા બચાવશે."

"ખુદાના ચરણોમાં હું સેંકડો વખત શિર ઝુકાવું છું, પરંતુ તેઓ પોતાના હાથે કોઇના માટે કાંઇ કરતા નથી. તેમણે મનુષ્યને બુદ્ધિ આપી છે. તેમણે આપેલી એ બુદ્ધિના બળથીજ મનુષ્ય નિત્ય જીવનના માર્ગે ચાલે છે."

"ગુલબદન! તારૂં કહેવું ખરૂં છે; પરંતુ તારા શત્રુ અનેક છે. તું આ મોસલ નગરીમાં એક અત્યંત સૌન્દર્યસંપન્ન સુંદરી છે, એ વાત તું ભૂલી ગઇ હોય એમ લાગે છે. તારા પોતાના શત્રુઓ કદાચ નહિ હોય પરંતુ તારા રૂપના અનેક શત્રુઓ હોવાનો સંપૂર્ણ સંભવ છે. તે સિવાય........"

"તે સિવાય શું?"

"તું જાણે છે કે આપણે જાતે આર્મિનિયન છીએ. બે પેઢીથી જ આપણે મુસલમાનના ધર્મમાં દીક્ષિત થયાં છીએ. આમ છતાં આ દેશના મુસલમાનો આપણા તરફ તિરસ્કારયુક્ત દૃષ્ટિથી જુએ છે!"

"ભલે જુએ. આ વિશાળ જગત્‌માં કેવળ આપણે બે છીએ. આપણા બન્નેના સ્થાપિત કરેલા આ સુખના જગત્‌માં આપણને કોઈની મદદ જોઇતી નથી. હું સારી રીતે જાણું છું કે આ જગત્‌માં આપણા શત્રુઓ કરતાં મિત્રો વિશેષ છે. તમે લોકોને રૂપિયા આપી તેમના ઉપર ઉપકાર કરો છો તેથી તમારા તેઓ ઋણિ છે. હજી સૂધી તમે કોઇના ઉપકારમાં નથી. આજકાલ કરતાં છ માસથી રોગશય્યામાં સૂઇ રહી પોતાની પુંજી ખરચો છો; પરંતુ પ્રિયતમ મોહસીન! આવી રીતે કેટલા દિવસ સૂધી ચાલી શકશે?"

આવી રીતે પતિ-પત્ની વચ્ચે વાતચિત ચાલતી હતી. મોહસીન જેવો દેખાવડો હતો તેવીજ ખુબસૂરત તેની પત્ની ગુલબદન હતી. મોહસીને અલ્પકાળ પૂર્વે જે કહ્યું હતું તે સર્વથા સત્ય હતું. ગુલબદનના જેવી સૌંદર્યસંપન્ના સુંદરી મોસલ શહેરમાં ઘણી થોડી હતી. તેના રૂપની પ્રશંસા આખા મોસલ શહેરમાં થયા કરતી હતી.

મોહસીનની સ્થિતિ કાંઇ ખરાબ નહોતી. તેનો પોતાનો બંગલો રસ્તાપર જ આવેલો હતો. બંગલાની સ્હામે એક ન્હાનો મનોહર, નયનરંજક બાગ બનાવેલો હોઇ તેમાં ગુલાબના છોડની સંખ્યા વિશેષ જોવામાં આવતી હતી. એ બંગલાની આસપાસ

થોડી ખુલ્લી જગ્યા આવેલી હતી. એ જગ્યામાં ભિન્ન ભિન્ન પ્રકારના ફળોનાં વૃક્ષો આવેલાં હતાં, તથા એ વૃક્ષોની આસપાસ ખજુરનાં ઉંચા વૃક્ષો ગર્વપૂર્વક ઉભાં રહ્યાં હતાં.

મોહસીન એક ઉચ્ચ શ્રેણિનો વેપારી હતો. જે સમયની આ વાર્તા લખવામાં આવે છે, એ સમયે મોસલ શહેર મજલીનના વ્યવસાય માટે વિખ્યાત હતું. મોસલ નામ પરથી પ્રથમ મોસલીન અને પછી મસલીન તથા મજલીન શબ્દો અપભ્રંશ થયા હતા.

આ મજલીનના વ્યવસાયમાંથી મોહસીન સારી રીતે બે પૈસા પેદા કરતો હતો થોડી પુંજીથી ધંધો શરૂ કરી થોડાં વર્ષમાંજ તે પોતાની આર્થિક સ્થિતિની ઉન્નતિ કરી શકયો હતો. હમણાં તે જે બંગલામાં રહેતો હતો એ બંગલો પણ તેણે પોતેજ બંધાવ્યો હતો. તે ઉપરાંત તેણે ઝવેરીનો વ્યવસાય ચાલૂ કર્યો. ભાગ્ય પ્રસન્ન થતાં ધૂળની મૂઠી પણ સુવર્ણ બની જાય છે. મોહસીન પર પણ તેના ભાગ્યે કૃપા કરી.

મોસલમાં મોહસીનની માફક બીજા પણ દશ બાર મજલીનના વ્યાપા... અને ઝવેરી હતા; આમ છતાં તેમના સર્વના કરતાં મોહસીનની ખ્યાતિ વિશેષ હતી. તેની દુકાનેથી જે મજલીન વેચાતી હતી તેમાં એક પ્રકારનું વિશેષત્વ હતું. એનું નામ 'મોહસીની મજલીન' હતુ! શ્રીમંત, શૌકીન અને ઉચ્ચપદાધિકારી રાજ્યના કર્મચારીઓ એ મોહસીની મજલીનની ઘણી તારીફ કરી મોંઘી કિમ્મતે ખરીદ કરતા હતા.

મોહસીની મજલીનનું વિશેષત્વ શા માટે હતું એ હવે આપણે

જણાવીશું. મોહસીન બજારમાંથી કાપડ નહિ મંગાવતાં પોતાના કારખાનામાં વણકરો પાસેજ મજાલન તૈયાર કરાવતો હતો. વળી તે ઉપરાંત ગુલબદનની સુકોમળ હાથની ચંપકકલિકા જેવી આંગળીઓ એ મજલિન ઉપર સુંદર શિલ્પકાર્ય કરતી હતી. ગુલબદન એ મજલિનના વાઠાઓમાંથી જોઈતું કાપડ વેતરી અંગરખાં, ઓઢણાં, વેલવાળી ટોપીઓ વગેરે તૈયાર કરતી હતી. અમીર ઉમરાવોની ગૃહિણીઓ માટે તે એવાં સુંદર વસ્ત્રો તૈયાર કરતી હતી કે, એ વસ્ત્રોના મ્હોં માંગ્યાં દામ ઉપજતાં હતાં.

આવી રીતે મોહસીનનો ધંધો તથા દિવસો ઘણી સારી રીતે પસાર થતા હતા; છતાં સઠળ દિવસ કાંઇ સરખા જતા નથી. એ સુખના દિવસોમાં એકાએક દુઃખે દર્શન દીધું!

ચાંદનીથી પ્રકાશી રહેલી પૂર્ણિમાની રાત્રિને બીજે દિવસેજ પ્રતિપદાનો અંધકાર ચાંદનીની સ્મૃતિને દૂર કરી નાખે છે. મોહ-સીન અને ગુલબદનના જીવનના શુકલપક્ષના દિવસો હસતાં હસતાં ચાલ્યા ગયા છે. હવે એ જીવનના કૃષ્ણપક્ષનો આરંભ થયો છે. કેવી રીતે એ કૃષ્ણપક્ષનો આરંભ થયો તે અમે નિવેદન કરીએ છીએ.

મોહસીન મુસલમાન હોવા છતાં તે આરબ અગર તુર્કી નથી. તેના વડીલોમાંથી કોઇએ ઇસલામ ધર્મ સ્વીકાર્યો હતો તેથી જ મોહસીન અને ગુલબદનની ગણના મુસલમાન જાતિમાં થતી હતી. મોસલમાં અરબી તથા તુર્કી મુસલમાનોની સંખ્યા વિશેષ હતી.

માલિક મુલ્ક પ્રદેશના શાસન કર્ત્તા સુલતાન એક ચુસ્ત

આરબ હતા. આર્મિનિયન અને યહુદીઓને મોસલના મુસલમાનો ઘણી તિરસ્કારયુક્ત દૃષ્ટિથી જોતા હતા; પરંતુ મોહસીનને તેઓ એવી દૃષ્ટિથી જોતા નહોતા; કેમકે મોહસીન શ્રીમંત હતો. ઘણા ઉચ્ચ પદવાળા મુસલમાન સોદાગર અને રાજ્ય કર્મચારીઓ તેની સાથે સઘળા સામાજિક વ્યાપારમાં ખુલ્લા મનથી ભળતા હતા, તથા મોહસીનના સરળ સ્વભાવના ગુણથી તેઓ તેનું સંપૂર્ણ સ્વાગત કરતા હતા.

મોહસીન પણ સર્વની ભક્તિ, શ્રદ્ધા અને સહાનુભૂતિનું આકર્ષણ કરવા માટે વચ્ચે વચ્ચે બંધુ બાંધવોને નિમંત્રણ કરી તેમને પાન ભોજન કરાવતો હતો. આવા પ્રકારોમાં તે ઘણું ખરચ કરતો હતો; પરંતુ એકાદ હીરો કે એક મોતીની માળા વેચાતાં તેનું એ ખરચ વસુલ આવી જતું હતું.

ધંધામાં પણ લાભાલાભ આવે છે. દરેક ધંધો હમેશાં એક સરખી રાતે ચાલતો નથી. ધીમે ધીમે મોહસીનનો ધંધો પણ નરમ પડવા લાગ્યો આમ છતાં તે પોતાની ખરી સ્થિતિ છુપાવી રાખી બની શકે ત્યાં સૂધી પોતાનો બ્હારનો ઠાઠમાઠ ચાલુ રાખવા લાગ્યો. ગુલબદને તેને ઘણો નિષેધ કર્યો તથા સાવધાન થવાની સૂચના કરી પરંતુ તેનો સ્વભાવ બદલાયો નહિ.

ઘડામાંનું પાણી ઢળતાં ઢળતાં છેવટે ઘડો ખાલી થઇ જાય છે. મોહસીન કેવળ અપવ્યય કરતો હતો એટલુંજ નહિ પરંતુ તેણે બીજી પણ એક ગંભીર ભૂલ કરી હતી. બંધુત્વનું બંધન દૃઢ કરવાના હેતુથી તથા પોતાનું પારિવારિક માન વધારવાના વિચારથી તેણે ઘણા માણસોને મ્હોટી મ્હોટી રકમો ઉછીતી આપી

હતી. એ રકમો જરૂરના વખતે તે પાછી મેળવી શકયો નહિ.

આટલા ઉપરથી વળી બીજું નવીન સંકટ આવી પડયું. સ્થિતિ બદલાઇ જતાં શ્રીમંતના મનમાં એક પ્રકારનો જે અવસાદ આવે છે એવો નિરાશાનો ભાવ મોહસીનના મનમાં પણ ઉપજ્યો. પરિણામ એ આવ્યું કે, તે અસાધ્ય વાયુરોગનો ભોગ થઇ પડયો. તેનું અર્દ્ધાંગ રહી ગયું. પુષ્કળ શિરાજી પીવાનું પરિણામ તેની નજરે પડવા લાગ્યું. દિવસે દિવસે તેની સ્થિતિ વિશેષ શોચનીય થઇ ગઇ; રોગની શુરૂઆતમાં તે ઘોડાપર બેસીને, પાલખીમાં બેસીને અથવા તો લાકડી પકડીને હરીફરી શકતો હતો અને લોકોને મળી શકતો હતો. પછીથી એમ કરવાને પણ તે અશક્ત બની ગયો. એ વખતથી જ સંકટની સૂચના થવા લાગી. મોહસીને જેમને રૂપિયા ઉછીના આપ્યા હતા તેઓમાંના એક બે જણને આવા ભયંકર સંકટ સમયે રૂપિયા પાછા પહોંચાડવા માટે તેણે નમ્રતાથી પત્ર લખ્યા. ઉછીની રકમો લેનાર માણસોને મોહસીનની આ વખતની શોચનીય સ્થિતિની માહિતી હતી. અને તેથીજ તેમણે દેવું અદા કરવા તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ.

પૂર્વે મોહસીનને ત્યાં ઘણાં દાસદાસીઓ હતાં! પરંતુ પોતાની સ્થિતિ કફોડી થઇ જવાથી તેણે તેમને રજા આપી દીધી હતી. માત્ર એક પુરૂષ નોકર અને એક સ્ત્રી સેવિકા હજી સૂધી તેની ચાકરીમાં હતાં. એ બન્ને જણાં ઘણાં નમકહલાલ અને પ્રમાણિક હતાં. મોહસીનના સદ્વ્યવહારથી તેઓ મુગ્ધ બની ગયેલાં હોવાથી તેની આવી શોચનીય સ્થિતિમાં પણ તેઓ તેનો ત્યાગ કરી ગયાં નહોતાં. કહેવાની જરૂર રહેતી નથી કે, મોહસીન હવે તેમને

પગાર સુદ્ધાં આપી શકતો નહોતો. પુરૂષ નોકરનું નામ ઇબ્રાહિમ અને સ્ત્રી સેવિકાનું નામ ગુલનાર હતું.

મોહસીન પોતાના નોકર ઇબ્રાહિમને પત્ર લખી આપી તેને જૂદાં જૂદાં સ્થળોએ ઉઘરાણી વસુલ લાવવા મોકલતો હતો. ઇબ્રાહિમ જ્યારે વિદાય થતો ત્યારે તે આજે થોડી ઘણી રકમ અવશ્ય વસુલ કરી લાવશે એવી આશામાં મોહસીન તેની રાહ જોઇ બેસી રહેતો હતો, છતાં ઇબ્રાહિમ જ્યારે ખાલી હાથે પાછો આવતો ત્યારે મોહસીન એક ગાઢ નિશ્વાસ મૂકી રોગની વ્યથાથી આર્તનાદ કરી ચુપકીદીથી શય્યામાં સૂઇ રહેતો હતો.

પતિપ્રાણા સતી સાધ્વી ગુલબદન સ્વામીની નિરાશાનું દર્શન કરી પોતાના મનમાં ઘણી દુઃખિતા થતી હતી; પરંતુ વિધાતાએ તેને અસૂર્યં સ્પર્શ્યારૂપે રાખવા નિર્માણ કરી હતી તેથી તે પણ આશાની નિરાશાથી પતિની માફક એક ગાઢ નિશ્વાસ મૂકી બીજા ઓરડામાં ચાલી જતી હતી.

પરંતુ આવી રીતે કેટલા દિવસ સૂધી ચાલી શકે? હાથમાં એક પૈસો પણ રહ્યો નહિ. જે મોહસીન પૂર્વે એક દિવસે બંધુ બાંધવોના ચિત્તને આનન્દિત કરવા માટે, માન વધારવા માટે બન્ને હાથે સોનામહોરો ખરચતો હતો, તે ભાગ્યદોષથી આજે એક સોનામહોર માટે તલસે છે. પૂર્વે બીજાઓની શોચનીય સ્થિતિ પ્રસંગે મોહસીને મુક્ત હસ્તે તેમને મદદ કરી હતી ત્યારે હવે મોહસીનના પોતાના દિવસોજ ઘણી કઠિનતાથી પસાર થવા લાગ્યા. છેવટે બીજો કોઇ ઉપાય નહિ હોવાથી પોતાની લેણી રકમો વસુલ કરવા જવાનો વિચાર ગુલબદને કર્યો. તેણે પોતાની વિશ્વાસુ

સેવિકા ગુલનારની સાથે દેણદારોને ત્યાં ઉઘરાણી જવાનું વિચાર્યું હતું. મોસલમાં બુરખાની પ્રથા ઇચ્છાધીન હતી. મોહસીને ગુલબદનને બ્હાર નીકળવાની ના કહી તેથી તેનો અંતરાત્મા ઘણો દુભાયો. મોહસીનની દરેક આજ્ઞાને તે કુરાનની આજ્ઞા સમાન સમજી તે પ્રમાણે વર્તતી હતી. સમસ્ત જીવનમાં તે સ્વામીની આજ્ઞા કિંવા ઇચ્છા વિરૂદ્ધ કદાપિ વર્તી નહોતી, તેથી પોતાના પ્રસ્તાવને ઉપેક્ષિત થયેલો જોઇ ક્ષુણ્ણમને તેણે કહ્યું:—"ત્યારે એ નમકહરામ દેણદારો ઘેર આવીને આપણને આપણા પૈસા આપી જશે એમ તમે ધારો છો? છેવટે આપણે શું ભૂખના દુઃખથી મરી જઇશું? ચિકિત્સા કરાવ્યા સિવાય સ્વેચ્છાથી જીવનનો અંત લાવવાની તમારી ઇચ્છા છે? મારા જે અલંકારો હતા તે સઘળા દાસી મારફત વેચી નાખી આજ સૂધીનું ખરચ મેં કરકસરથી ચલાવ્યું છે; પણ હવે મારી પાસે કાંઈ નથી. જો તમે કહેતા હો તો આપણા શુભ વિવાહની એક માત્ર સ્મૃતિ, તમારો આપેલો સ્નેહોપહાર—પેલી હીરાની મુદ્રિકા વેચીને હું થોડી રકમ મેળવું?"

મોહસીને શય્યામાં અડધા બેઠા થઇને ગુલબદનને પોતાની પાસે ખેંચી લઇ આલિંગન કર્યું. પછી એક હૃદયભેદક નિશ્વાસ મૂકીતાં તેણે કહ્યું:—"ના ના, ગુલબદન! તું કદાપિ એ મુદ્રિકા વેચવાની વાત પણ કાઢીશ નહિ. જો એ વાતનો તું પુનઃ ઉચ્ચાર કરીશ તો દારૂણ મર્મવ્યથાથી હું મરી જઇશ. મારૂં જે કાંઇ હતું તે સઘળું ગયું છે. બહુમૂલ્ય મુદ્રિકા મેં પ્રેમના પ્રતિદાન તરીકે, મારા સ્નેહના ચિહ્ન તરીકે તને આપી છે તેને વેચી નાખી

તુચ્છ અન્ન મેળવવા જેટલી નીચતા મારાથી થઇ શકે તેમ નથી. એવું નીચ કાર્ય કરનારને ઘણો જ ધિક્કાર છે ! ”

આ વાક્યો ઉચ્ચારતી વખતે દુઃખના શોકથી મલિન બની ગયેલું મોહસીનનું મ્હોં વિશેષ મલિન બની ગયું. તે ઉપરા ઉપરી ગાઢ નિશ્વાસ મૂકવા લાગ્યો. આ કાર્યને જાણે કે મહાપાપ કાર્ય સમજી તે સંકુચિત થઇ ગયો. ત્યાર પછી સહજ સ્વસ્થ થતાં તેણે કહ્યું:—“ઘણા સુખ પછી ભયંકર દુઃખે આપણા ઉભયનાં હૃદય છિન્ન વિચ્છિન્ન કરી નાખ્યાં છે. પરંતુ હજી સુધી ખુદા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. જો કે સ્વાર્થસાધુ કૃતઘ્ની દેણદારોને ત્યાં જતાં હું તને અટકાવું છું પરંતુ તેથી કાંઇ આપણે સર્વાંશે નિરાશ થવું જોઇએ નહિ. આપણને ભૂખના દુઃખથી કદાપિ મૃત્યુને આધીન થવું પડશે નહિ. તું તારા પ્રાણને હજી વિશેષ દૃઢ અને કષ્ટ સહિષ્ણુ કર તથા મનને ઇશ્વર પ્રેમથી પરિપૂર્ણ કર. ગુલબદન ! તું એક સામાન્ય નારી છે. આત્મગર્વને તું છેક ભૂલી જા. એ પ્રેમમય, દયામય ખુદા દયા નહિ કરે તો બીજાની દયાનું આકર્ષણ તું કયી શકિતથી કરી શકીશ ? જીવનના આઠ દશ દિવસ ભૂખ્યા પેટે કાઢવા પડશે તો પણ શી ચિંતા છે? આપણે બંન્ને જણાં ગરીબ ભિક્ષુકોનાં મ્હોં તરફ જોઇ કષ્ટ સહન કરીશું, પરંતુ ગુલબદન ! આ દીન દુનિયાના માલિક ખુદા આપણા ઉપર દયા કરશે તો આપણને ભૂખના દુઃખથી મરવું પડશે નહિ. જે જગતનાં આ કરોડો કીટપતંગોને ખોરાક મેળવી આપે છે તે કદાપિ અનાહારથી આપણું મૃત્યુ નિપજાવશે નહિ.’

આ દૃઢ આત્મસમર્પણ હતું ! વિધાતા ઉપર અપાર ભક્તિ

હતી! સૃષ્ટિકર્ત્તાની અપાર કરૂણા ઉપર પૂર્ણ વિશ્વાસ હતો! આનો પ્રતિવાદ કોણ કરી શકે!

ગુલબદને પોતાના પતિના પુણ્યમય હૃદયની શક્તિનું દર્શન કરી સાહસ એકઠું કરીને કહ્યું:-"ભલે, તેમ થાઓ. તમે જ્યારે જે કાંઇ કહો છો તે હું મહાગુરૂની આદેશ વાણીની માફક સાંભળું છું અને સાંભળીશ. હું તો તુચ્છ સ્ત્રી છું. તમારાથીજ મારૂં અસ્તિત્વ છે. મને વિધાતાએ રમણી બનાવેલી હોવાથી કષ્ટ સહન કરવાનો ગુણ મારામાં વિશેષ છે. ઇશ્વર તમારી ભક્તિને આથી વિશેષ દૃઢ કરો."

પતિનાં ઉત્તેજનાપૂર્ણ વચનોથી ગુલબદનના પ્રાણમાં કિંચિત્ અભિમાનની છાયા છવાઇ ગઇ હતી. થોડા વખત પૂર્વે તે ક્ષુબ્ધ-હૃદયથી તથા દારુણ ઉત્તેજનાથી પતિની સાથે વાતચિત કરતી હતી; પરંતુ તેના હૃદયના દેવતાનાં આવાં આવેગમય વચનો સાંભળી તે સંપૂર્ણ ભાવશૂન્ય હૃદયે બીજા ઓરડામાં ચાલી ગઇ. મોહસીન મનમાં ને મનમા વિચારવા લાગ્યો:—"પૂર્વ જન્મના પુણ્યપ્રભાવથી હું આવી પતિવ્રતા પત્ની મેળવી શક્યો છું. વિધાતાના આ સંસારમાં મારી સ્નેહમયી ગુલબદન એક અતિ દુર્લભ રત્ન છે-હુંજ સર્વથા અયોગ્ય છું-છતાં વિધાતાએ મને આ અપૂર્વ રત્નનો-જેનું મૂલ્ય નથી, તુલના નથી પ્રતિદ્વન્દ્વિ નથી—અધિકારી કર્યો છે. હે દયામય ખુદા! આ અભાગી ઉપર તમારી આટલી બધી કૃપા કેમ છે એ હું જાણતો નથી. જાઓ, સેંકડો પ્રલયથી આ મહાવિશ્વનો વિનાશ થઇ જાઓ, અત્યંત શોચનીય દારિદ્રય મને ઘેરી લ્યો, અભાવ અને કષ્ટનાં દુઃખથી

શુદ્ધિ બુદ્ધિનો લોપ થાઓ—ગમે તેમ થાઓ તો પણ મને શોક નથી; છતાં ખુદા! તમે તમારામાં મારો વિશ્વાસ દૃઢ રાખજો. વળી આ પતિપ્રેમનિરતા, સરળહૃદયા, રમણી રત્નના સહવાસ સુખથી જીવનના છેલ્લા દિવસ સૂધી મને વિયોગી કરશો નહિ."

આ વાક્યો ઉચ્ચારતાં ધર્મપ્રાણ મોહસીનનાં નેત્રોમાં પ્રેમાશ્રુજળ ભરાઇ આવ્યાં. તેના અંતરનો અસહ્ય ભાર હલકો થઇ ગયો.

આ સમયે કોઇએ બ્હારથી કહ્યું:-"મોહસીન સાહેબ ઘરમાં છે કે?"

આ કંઠસ્વર મોહસીનથી અપરિચિત હતો. તેણે સત્વર ઉઠી બેઠા થઇને ઉચ્ચ કંઠે કહ્યું:—"ગુલ!"

સુંદરી ગુલબહને દેવદૂતની માફક પતિ પાસે આવીને કહ્યું:-"મને બોલાવી કે?"

મોહસીને કહ્યું:-"હા, તું ઇબ્રાહીમ અગર ગુલનારને નીચે પ્રવેશદ્વાર નજીક મોકલ. કોઇ દેણદાર દેવું અદા કરવા આવ્યો હોય એમ લાગે છે. જ્યાં સૂધી એ માણસ મારી પાસે હોય ત્યાં સૂધી તું આ તરફ આવીશ નહિ. જા, હમણાં જ જા."

ગુલબહન એ ઓરડાનો ત્યાગ કરી નીચેના મજલે જતી હતી એવામાં ઇબ્રાહિમ ઉપર તેની નજર પડી. તેણે ઇબ્રાહિમને ઉદ્દેશીને કહ્યું:-"બ્હાર કોઇ આવેલ છે તેને તારા સાહેબ પાસે લઇ જા."

આમ કહી ગુલબહન બીજા ઓરડામાં ચાલી ગઇ, તથા ઇબ્રાહીમ પણ નીચે જઇ આવેલા માણસને સન્માનસહ પોતાના સાહેબ પાસે પાસે લઇ ગયો.

---

## પ્રકરણ ૨ જું.

### શયતાનનો પાસો.

દુનિયામાં શયતાન અને સાધુ ઉભયનું અસ્તિત્વ હોય છે. પરંતુ તેમાં સાધુની સંખ્યા થોડી અને શયતાનની વિશેષ હોય છે, છતાં જેઓ બ્હારથી સાધુ બનીને અંતરથી શયતાન હોય છે તેઓ ઘણા ભયંકર જીવ છે. ક્રોધે ભરાયલા વિષધરની માફક તેઓ જેને દંશ દે છે, તેનો છુટકારો કોઇ પણ રીતે થતો નથી. આવા વર્ગનોજ એક માણસ રોગ શય્યાધીન મોહસીનની સાથે મુલાકાત કરવા આવ્યો હતો. સુખના દિવસોમાં મોહસીનના અંતરંગ બંધુઓમાં તેની ગણના થતી હતી. કેવળ એટલુંજ નહિ પરંતુ મોહસીને પોતાની સારી સ્થિતિમાં એક હજાર સોના મહોરો તેને ઉછીની આપી હતી. એ માણસ ચિકિત્સાનો વ્યવસાય કરતો હતો. તેનું નામ ફૈઝુખાન હતું. તેનો વ્યવસાય પણ સારી રીતે ચાલતો હતો. તેનો આ વ્યવસાય વિશેષ સારી રીતે ચાલવાનો સંભવ હતો, પરંતુ ફૈઝુખાન ભયંકર અર્થપિશાચ હોવાથી માણસો ભયકર સંકટના પ્રસંગ સિવાય તેને બોલાવતા નહિ.

હકીમ ફૈઝુખાન મોહસીનનો એક દેણદાર હતો. વ્યાજની રકમ ગણતાં મોહસીન તેની પાસે ઘણી મ્હોટી રકમ માગતો હતો, આમ છતાં અત્યાર પૂર્વે તે જ્યારે મોહસીનની ચિકિત્સા કરવા આવતો હતો ત્યારે તે તેની પાસે ચિકિત્સા કરવાની રકમ લીધા સિવાય રહેતો નહિ. ઔષધ આપીને તે ઘણી વખારે કિમ્મત લેતો

હતો, અર્થાત્ મોહસીનની લેણી રકમનું વ્યાજ પણ તે પોતાની દવાની કિમ્મતમાં ગણી લેતો હતો.

મોહસીનના જનાનખાનામાં ફૈજુખાન નિર્વિઘ્ને; પ્રવેશ કરી શકતો હતો. સુંદરી શિરોમણિ ગુલબદનનું પણ તેણે દર્શન કર્યું હતું. ફૈજુખાનને પતિનો તદન અંતરંગ બંધુ અને ચિકિત્સક સમજીને ઘણી વખત બુરકામાં મ્હોં ઢાંકીને તથા કવચિત્ બુરકો કાઢી નાખીને તે તેની સાથે વાતચિત કરતી હતી.

હકીમ ફૈજુખાન મોહસીનના રોગની ચિકિત્સા કરતો હતો; પરંતુ એવામાં કોઈ કારણથી એકાએક તે આવતો બંધ થઈ ગયો. એ કારણ ગુલબદન જો કે જાણતી નહોતી પરંતુ મોહસીન સારી રીતે જાણતો હતો. કેમકે એક દિવસે તેણે હકીમ ફૈજુખાનને કહ્યું હતું કે, "તમે બંધુઓ છો–મારા અંતરંગ છો. હમણાં દુર્ભાગ્યયોગથી હું રોગશય્યામાં સૂતો છું. આવા શોચનીય વખતે સહાયતા નહિ કરવાં તમે મને વિશેષ નોચોવો છો એ શું ઉચિત છે કે? ન્યાય પુરઃસર મારી લેણી રકમ આપવા તરફ પણ તમે બિલકુલ લક્ષ્ય આપતા નથી! આવો પ્રકાર જોઇ હું વિશેષ દુઃખિત થાઉં છું."

આ વાત થઇ તે દિવસથીજ હકીમ ફૈજુખાન મોહસીનની દવા કરવા આવતો બંધ થયો. જો નોકર મોકલી તેને બોલાવવામાં આવતો તો તે જુદાં જુદાં અસત્ય કારણો દર્શાવી મોહસીન પાસે આવતો નહોતો. વળી જો કદાચ મોહસીનના દઢ આગ્રહને વશ થઇ કવચિત્ તેને આવવું પડતું તો તે માત્ર થોડો વખત રોકાઇ પાછો ચાલ્યો જતો. બરાબર ધ્યાનથી તે તેની ચિકિત્સા

પણ કરતો નહોતો.

મોહસીનનો વિશ્વાસુ પ્રમાણિક નોકર ઈબ્રાહીમ આ શયવાન હકીમ ફૈજુખાનને સારી રીતે ઓળખતો હતો. તેણે તેના આગમનના સમાચાર મોહસીનને નિવેદન કર્યા. મોહસીન પોતાના મનમાં આ અર્થપિશાચ હકીમ ફૈજુખાનનો ઘણો તિરસ્કાર કરતો હતો. તેણે વિચાર્યું:–"હું તેના દવાનું મૂલ્ય અને પરિશ્રમનો બદલો આપી શકતો નથી તેથીજ તે મારી પાસે આવતો નથી. એ મારો દેણદાર છે એણે મારી પાસેથી એક હજાર સોના મહોરો લીધેલી છે. વ્યાજની રકમ ગણતાં હું તેની પાસે ઘણી મ્હોટી રકમ માગું છું. એ રકમ ભરપાઇ કરવાને બદલે મારી પાસેથી દવાના પૈસા મળતા નહિ હોવાથી તેણે મારે ત્યાં આવવું બંધ કર્યું છે. એના જેવો સ્વાર્થી માણસ આજે જયારે વગર નિમંત્રણે મારી પાસે આવ્યો છે, ત્યારે તે કોઇ સ્વાર્થને વશ થઇનેજ આવેલો હશે એમાં કાંઇ શંકા જેવું નથી. એ શું કહે છે તે જોવું જોઇએ. તેના મનમાં સુમતિનો સંચાર થયો હોય તો એ કાંઈ તદ્દન અસંભવિત નથી."

મોહસીન પોતાના સ્વભાવસિદ્ધ સરળતાના ગુણથી ફૈજુખાન પરના પોતાના સઘળા રાગદ્વેશને ભૂલી ગયો. તેણે વિચાર્યું કે એ જયારે ઉપયાચક થઇને આવ્યો છે ત્યારે તેની સાથે કોઇપણ પ્રકારની અશિષ્ટતા કરવી જોઇએ નહિ; છતાં શય્યાનો ત્યાગ કરવાની મોહસીનનામાં શક્તિ નહોતી. તેણે ઇબ્રાહિમને કહ્યું:—"હકીમ સાહેબને અત્રે આવવાનું કહે."

હકીમ ફૈજુખાને નોકરની સાથે મોહસીનના ઓરડામાં પ્રવેશ

કર્યો. મલિન શય્યામાં સૂઈ રહેલા શકિતહીન મોહસીનને જોઇ ફેજુખાને સંમાન સહિત એક સલામ કરી. ત્યાર પછી મોહસીને તેને આસનપર બેસવાનો સંકેત કરી કહ્યું:–"આ શું દોસ્ત? આટલી બધી બિમારી વધી ગયેલી હોવા છતાં મને ખબર કેમ મોકલી નથી?"

લોક ચરિત્રને સારી રીતે સમજનાર મોહસીને કહ્યું:— "સ્થિતિનું પરિવર્ત્તન થવાથીજ આમ બન્યું છે. બંધુ! પૂર્વે એવો પણ વખત હતો કે, એકજ દિવસમાં મેં અગણિત સોના-મહોર પ્રસન્નતાપૂર્વક ખરચી હતી. અત્યારે હવે કેવળ એકજ સોનામહોર માટે મારે દુ:ખ વેઠવું પડે છે. પૂર્વે હું આપને નહોતો બોલાવતો તો પણ આપ મને મળવા આવતા હતા; પરંતુ હવે મારો નોકર વારંવાર આપને બોલાવવા આવતો હોવા છતાં આપનો પત્તો લાગતો નથી. વળી દુ:ખના દિવસોમાં બંધુ બાંધવોને દુ:ખી નહિ કરતાં હું પોતેજ દુ:ખ ભોગવી લેવાને ઇચ્છું છું."

"આપ આ શું કહો છો? આપનો નોકર મને બોલાવવા આવ્યો હતો એમ હું હમણાંજ જાણું છું. આ ચિકિત્સાના ધંધાને અંગે મારે હમેશા કોઇ નહિને કોઇ સ્થળે આકસ્મિક રીતે જવું પડે છે. પેલો વૃદ્ધ હકીમ વૃદ્ધાવસ્થાને લીધે વ્યવસાય કરી શકતો નહિ હોવાથી ઘણાખરા રોગીઓની દવા મારેજ કરવી પડે છે. મને શ્વાસ મૂકવાનો પણ અવકાશ નથી. કયારે કયાં હોઉં છું એ કંઇ ચોક્કસ નથી. ગમે તેમ હો, આપ મને ક્ષમા આપો. આપના જેવા સહૃદય દોસ્ત મેં ઘણા થોડા જોયા છે!"

ફૈજુખાને કૃત્રિમ ભાવનાથી કહ્યું.

"આપ હજી પણ મારા ઉપર આટલો બધો સ્નેહ રાખો છો એ જોઇને હું પ્રસન્ન થાઉં છું. દુઃખના દિવસોમાં-દરિદ્રતાના દિવસોમાં સુખના દિવસના બંધુઓની સહાનુભૂતિ ઘણી મધુર લાગે છે. આ કૃતઘ્ન જગત્‌ના ઘણા માણસોને બંધુ સમજી મેં મારા સુખના સમયમાં તેમને ઉછીની રકમો આપી છે; પરંતુ હવે એ રૂપિયાની ઉઘરાણી કરવા જતાં તેઓ અપમાન કરીને મારા નોકરને હાંકી કાઢે છે. આવોજ આ યુગનો ધર્મ તથા આવી જ આ કળિયુગની કૃતજ્ઞતા છે! એ માટે હું બિલકુલ દુઃખિત નથી, છતાં મારા પૈસા બદમાશ માણસોના હાથમાં ગયેલા હોવાથી જ મને શોક થાય છે. જુઓ, આપની પાસે પણ હું એક હજાર સોનામહોરો માગું છું; છતાં એ માટે મેં હજી સુધી તગાદો કર્યો છે? હું જાણું છું કે, સગવડ થશે એટલે આપ એ રકમ મને પાછી આપશો."

ફૈજુ હકીમે પોતાની દાઢી બરાબર પસવારીને કહ્યું:— "આપનું કહેવું સર્વથા સત્ય છે. વળી હું આજે સેંકડો કામ પડતાં મૂકી એ વાત કહેવાનેજ આપની પાસે આવ્યો છું. આપને એક વખત જોવાની તથા ઔષધની વ્યવસ્થા કરવાની પણ મારી ઇચ્છા હતી. આજે થોડી વ્યાજની રકમ પણ હું લઇ આવ્યો છું. પરમ દિવસે મારે અર્ઝરૂમ જવાનું છે. અર્ઝરૂમનો એક મહા ધનવાન સરદાર ભયંકર રોગની પીડાથી રીબાય છે. એ સરદારે ચિકિત્સા કરવા માટે એક હજાર સોના મહોરો મને અગાઉથી મોકલી આપી છે. એ રકમ મેં આપને આપવા માટે

રાખી છે. જો ત્યાં એક બે અઠવાડીયાં રહીશ તો બીજી પણ બે હજાર સોનામહોર મળવાનો સંભવ છે. સાહેબ, આપનો ઉપકાર હું ભુલી ગયો નથી. આપની રકમની સગવડ નહિ થઇ શકેલી હોવાથી જ હું આપની પાસે આવતાં સંકોચાતો હતો. મારી પત્ની સાથે આપનાં પત્નીનો તો ઘણો સ્નેહ સંબંધ છે. હું મારી પત્ની પાસે એ એક હજાર સોના મહોરો મૂકી જઇશ. તમારાં પત્ની યથા સમયે મારે ઘેર જઈ એ રકમ લઇ આવશે. હું એ રકમ આજે લઇ આવત પરંતુ એક વેપારીના નાગની ચીઠ્ઠી આવેલી હોવાથી તેને ત્યાંથી એ રકમ લઇ આવવાની છે તેથી એ સંબંધીનો બંદોબસ્ત કરતાં વિલંબ થાય તેમ છે. જો કે હું એ વેપારીને ત્યાં ગયો હતો પરંતુ તે બહાર ગયેલો હોવાથી તેની સાથે મારી મુલાકાત થઇ નથી. વળી ઘણે દૂર જવાનું હોવાથી કાલનો આખો દિવસ પ્રવાસની તૈયારી કરવામાં જશે અને તેથી કાલે હું આવી શકીશ નહિ. હમણાં વ્યાજના હિસાબની થોડી રકમ હું લઇ આવ્યો છું એ સ્વીકારો.”

આમ કહીને કૃપણ હકીમે મોહસીનના હાથમાં દશ સોના-મહોરો આપી. મોહસીને મનમાં ને મનમાં વિચાર્યું :—“ આ ફૈઝુ-ખાન હકીમને લોકો કૃપણ કહે છે; પરંતુ જેઓ દાતા તરીકે પ્રખ્યાત છે, બજારમાં જેમનાં માન પ્રતિષ્ઠા છે તેમના સર્વના કરતાં આ કૃપણ હકીમને હું સારો ગણું છું. મારા આવા સંકટમય વખતે એ પોતાની જાતે મારૂં ઋણ અદા કરવાને આવ્યો છે. આજ કાલ આવું મહત્વ કેટલા લોક દર્શાવે છે?!”

અત્યાર પહેલાં ફૈઝુના વ્યવહાર માટે મોહસીનના મનમાં જે

તિરસ્કાર ઉત્પન્ન થયો હતો તે તેના આજના વ્યવહારથી દૂર થઇ ગયો.

હકીમની આપેલી સોનામહોરો ઉશિકા નીચે મૂકીને મોહસીને કહ્યું:–"ભાઇ! તમારા આ ઉપકાર માટે હું તમારો આભાર માનું છું, મારો આ રોગ સદંતર દૂર થઇ જાય એવી કોઇ દવા તમારી પાસે નથી કે?"

હકીમે કહ્યું:–"સાહેબ! આપનો રોગ આજ કાલનો નથી અને તેથી તે એકાદ દિવસમાં મટી જાય એવો સંભવ નથી. હું અઝંરૂમના સરદાર પાસેથી અત્રે પાછો આવ્યા પછી આપની ચિકિત્સાની યથોચિત વ્યવસ્થા કરીશ."

આમ કહી ફૈજી ઉઠી ઉભો થયો, તથા ઘણીજ નમ્રતાથી મોહસીનને એક સલામ કરતાં બોલ્યો:–"ત્યારે હું હવે વિદાય થાઉં છું. પરમ દિવસે આપ આપનાં પત્નીને મારે ત્યાં મોકલજો. વળી પરમ દિવસેજ આપની રકમ મંગાવી લેવાનું અવશ્ય સ્મરણમાં રાખજો. મારી પત્ની ઘણીજ દવ્યલોભી છે. તે એટલી બધી રકમ સહેલાઇથી આપે તેમ નથી. જો એ રકમ એની પાસે વિશેષ દિવસ સૂધી રહેશે તો તેના અંતરમાં માયા ઉપજશે. પછીથી એની પાસેથી એ રકમ મેળવવાનું કામ મુશ્કેલ થઇ પડશે."

સરળ હૃદયના મોહસીને કહ્યું:–"એ હું બહુ સારી રીતે જાણું છું. સ્રી જાતિનો પોતાના પતિ ઉપર જેટલો પ્રેમ નથી હોતો તેટલો પ્રેમ પૈસા ઉપર હોય છે. તમો નિશ્ચિંત રહેજો. ગુલબદન પરમ દિવસે આપને ત્યા અવશ્ય આવશે."

ફૈજીખાને હસીને કહ્યું:–"આપનું કહેવું ખરૂં છે. એ ઘણી

સાચી વાત છે."

ફૈઝુ વિદાય લઇ ચાલ્યો ગયો અને તે સાથે રૂપની પ્રભાથી એ ઓરડાને વિશેષ ઉજ્જ્વળ કરતી ગુલબદન ત્યાં આવી પહોંચી. તે ધીમે ધીમે મોહસીનની શય્યા પાસે આવી ઉભી રહી. તેણે સ્મિત મુખે કહ્યું:-"પ્રિયતમ! મેં સઘળી હકીકત સાંભળી છે."

મોહસીને ગુલબદનને પોતાના હૃદય ઉપર તાણી લઇ તેના મુખ પર ચુંબન કરીને પૂછ્યું:-"પ્રાણેશ્વરિ! તેં શું સાંભળ્યું છે?"

ગુલબદને પુનઃ હાસ્ય કર્યું. એ હાસ્યની સાથે મોહસીનના અંધકારમય નિરાશ પ્રાણમાં એક પ્રકારની તીવ્રજ્યોતિનો વિકાસ થયો. ગુલબદને કહ્યું:-"ફૈઝુ હકીમ જેવો કૃપણ માણસ સ્વેચ્છાથી જ્યારે આપણું દેવું અદા કરવાને આપણે ત્યાં આવ્યો છે ત્યારે આપણા દુર્ભાગ્યના દિવસોનો અંત આવી સત્વર આપણો ભાગ્યોદય થશે એમ લાગે છે. સ્વામિન્! આપ જાણો છો કે, મનુષ્યના દુઃખના દિવસો ચાલ્યા ગયા પછી પુનઃ જ્યારે સુખના દિવસ આવે છે ત્યારે અસંભવ પણ સંભવ થાય છે. જે કંજુસ માણસના હાથથી પાણી સુદ્ધાં ગળતું નથી એ જ્યારે આપણી રકમ પાછી આપવા તૈયાર થયો છે, ત્યારે આપણું બીજું લેણું પણ ઇશ્વરની કૃપાથી અવશ્ય વસુલ આવશે."

મોહસીન આ સ્વાર્થી વિશ્વસંસારના કપટી, અવિશ્વાસી, ધર્મજ્ઞાનહીન લોકોના આચાર વ્યવહારનો પૂર્ણ પરિચય મેળવી શક્યો હતો; તેથી તેણે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું:—"અનાજ ઘરમાં આવે ત્યાં સૂધી તેનો વિશ્વાસ રાખવો જોઇએ નહિ. જ્યાં સૂધી એ અનાજ ભોજન રૂપે પેટમાં ન જાય ત્યાં

સૂધી તે આપણી ક્ષુધા તૃપ્ત કરશે એમ માનવું જોઇએ નહિ. ફૈજુખાન હકીમની રકમ ગુલબદનના હાથમાં ન આવે તથા મારી પેટીમાં ન પડે ત્યાં સૂધી એ રકમ સંબંધી સ્થિરતાપૂર્વક કાંઇ વિચારી શકાય નહિ."

ગુલબદને પતિને ચિંતાતુર જોઇને પૂછયું:-"તમે શો વિચાર કરો છો?"

મોહસીન:-"હું તારા આ વસન્તના નવ વિકસિત કુસુમના જેવું મનોહર મુખમંડળ જોઇ વિધાતાની અપૂર્વ રચનાચાતુર્યનો વિચાર કર્યા કરૂં છું."

ગુલબદન:-"ના, તમે ખોટું બોલો છો! તમે પૈસા સંબંધીનો વિચાર કર્યા કરો છો. જો તમે મારો વિચાર કરતા હોત તો તમારૂં મ્હોં હર્ષથી પ્રફુલ્લ બની ગયું હોત."

મોહસીન:-"તારી કલ્પના ખરી છે."

ગુલબદન:-"તમારે ભય રાખવાની જરૂર નથી. ફૈજુની પત્ની સાથે મારો ઘણો સારો સંબંધ છે.

મોહસીન:-"એ ખરૂં પણ ફૈજુની ચતુર ગૃહિણી તેના પતિના તથા તારા કરતાં સોનાની મ્હોરોને વિશેષ મ્હાતી હોય એમ મને લાગે છે."

ગુલબદન:-"ઠીક છે, જોઇ લેવાશે. વચ્ચે વખત તો માત્ર એકજ દિવસનો છે ને છતાં:—

ગુલબદને પોતાનું વાકય પૂર્ણ કર્યું નહિ. મોહસીન તેના અંતરની વાત જાણ્યા સિવાય શાન્ત થાય તેમ નહોતો, તેણે કહ્યું:-"છતાં શું તે તારે મને કહેવું પડશે."

ગુલબદનઃ–"હું એમ કહેતી હતી કે, તમે એક હજાર સોના મહોરો, ફૂંજુ પાસેથી મેળવશો. એ સોના મહોરો જો હું વસુલ કરી લાવું તો તેમાંની અડધી મારી!"

મોહસીને સહાસ્ય મુખે કહ્યું:–"બસ એજ વાત! અડધી સોના મહોરો લઇને તું શું કરીશ? બધી સોના મહોરો તુંજ લેજે. આ વિશ્વસંસારમાં મને જરૂરની હોય એવી એક પણ વસ્તુ નથી. એ રકમનો તું તારી ઈચ્છાનુસાર ઉપયોગ કરજે. તારૂં હસ્તું મ્હોં એજ મારા આ રોગની દવા છે. ગુલબદન! પ્રથમના સુખના દિવસો યાદ આવે છે કે જે દિવસોએ અસંખ્ય દીપમાળાઓથી આપણો આ મહાલય પ્રકાશી રહેતો હતો. ભિન્ન ભિન્ન પ્રકારનાં વાદ્ય યંત્રોનો ધ્વનિ વાયુ સાથે ભળી જઇ શ્રોતાઓના ચિત્તને વિમુગ્ધ બનાવી દેતો હતો. ઉત્કૃષ્ટ શિરાજી પીવામાં આવવાથી અને સ્વાદિષ્ટ ભોજ્ય સામગ્રી આરોગવાથી મન અંતર તથા પ્રાણ પ્રફુલ્લ રહેતો હતો. અરેરે! કયાં છે એ સુખના દિવસો! એ દિવસોની સ્મૃતિ પણ હવે અંતરને વ્યથિત કરે છે."

ગુલબદને એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"એ સઘળી સ્મૃતિનું વિસ્મરણ કરો. દુઃખના દિવસોમાં ભૂતકાળની સુખમય સ્મૃતિ માનવ હૃદયને બાળી ખાકસાર કરી નાંખે છે, ભુતકાળના વિચારોનો ત્યાગ કરી વર્તમાનકાળને વિચારો. તમારી પાસે શું નહોતું? સઘળું તમે તમારી બુદ્ધિના દોષથી ગૂમાવ્યું છે! છતાં એ માટે તમે જ્યારે પશ્ચાતાપ કરો છો ત્યારે તમારાથી જે ભૂલ થઇ ગઇ તેની ખુદા તમને ક્ષમા આપશે."

આમ કહી ગુલબદન ગૃહકાર્યાર્થે ચાલી ગઇ.

---

## પ્રકરણ ૩ જું.

'હેને ગઇ પૂત ઔર ખો આઈ ખસમ !'

આશાના આનન્દમાં એક પ્રકારની તીવ્ર માદકતા હોય છે. અસંભાવિત ઉપાયથી કોઇ સ્થળેથી કાંઇ મળશે એવી દરિદ્ર માણસની ચિંતામાં પણ એક પ્રકારની વૈદ્યુતિક શક્તિ હોય છે. વિધાતાની આ આખી દુનિયા એવી રીતેજ ચાલતી હોવાથી આવી આશાના આનન્દની વૈદ્યુતિક શક્તિ મોહસીન તથા ગુલબદનના હૃદયને હર્ષથી પ્રફુલ્લિત કરે એમાં શું આશ્ચર્ય !

કાળચક્રના આવર્ત્તનમાં વચ્ચેનો દિવસ પસાર થઇ ગયો. ત્રીજા દિવસે મધ્યાન્હકાળે ગુલબદન બીબીએ પોતાના વિશ્વાસુ નોકર ઇબ્રાહિમને એક પર્દાવાળી ગાડી લઈ આવવાની આજ્ઞા કરી.

એ સઘળા સ્વાધીન દેશમાં સ્ત્રી લોકમાં પણ સ્વાધીન ભાવથી આવવા જવાની રીત હતી; પરંતુ એવા પ્રસંગે મુખ મંડળને સર્વાંશે ઢાંકી રાખવું પડતું.

મોહસીનના બંગલાથી ફૈજુખાન એક માઇલના અંતરે રહેતો હતો. આમ હોવાથી ગુલબદન બીબીએ એક પર્દાવાળી ગાડી મંગાવી. તેને ફૈજુખાન હકીમના જનાનખાનામાં જવાનું હતું તેથી તેણે પોતાની વિશ્વાસુ દાસી ગુલનારને પોતાની સાથે લીધી.

યથા સમયે ગુલબદને ફૈજુખાનના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. પછી તેણે ફૈજુખાનની એક બાંદીને કહ્યું:—“ તારી બીબીને ખબર આપ કે, મોહસીનની બીબી ગુલબદન તેમને મળવા ઇચ્છે છે.”

બાંદી ચાલી ગઇ. ગુલબદને પોતાની બાંદી ગુલનારને કહ્યું:—"તું અત્રેજ રોકાજે. હું ઘણી ઝડપથી કામ પતાવીને આવું છું."

થોડા વખતમાંજ પેલી બાંદીએ ગુલબદન પાસે આવીને કહ્યું:-"આપ મારી સાથે આવો."

ગુલબદન કોઇ પણ પ્રકારની શંકા રાખ્યા સિવાય સરળ ચિત્તે અને આશાપૂર્ણ હૃદયે એ બાંદીની પાછળ પાછળ જવા લાગી. બાંદીએ તેને એક ઓરડામાં લઇ જઇને કહ્યું:-"આપ અત્રે બેસો."

આમ કહી બાંદી ચાલી ગઇ. એ સુંદર દિવાનખાનામાં ગુલબદન એકલી વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહી. એવામાં તેણે હકીમ ફૈજુખાનને સહાસ્ય મુખે એ દિવાનખાનામાં પ્રવેશ કરતાં જોયો. આ પ્રકારથી ગુલબદનને ઘણું આશ્ચર્ય લાગ્યું. હકીમ નજરે પડવાંજ તેના અંતઃકરણમાં એક પ્રકારનો ભય ઉપજ્યો. તરતજ તે પોતાના મ્હોંને બુરખામાં છુપાવી દઈ ઉઠી ઉભી થઇ.

ફૈજુખાને ઘણા મધુર સ્વરે કહ્યું:-"ગુલબદન બીબી! તમે આસન ઉપરથી ઉઠી ઉભાં કેમ થઇ ગયાં? અગત્યનું કારણ ઉપસ્થિત થવાથી આજે હું અર્ઝરૂમ તરફ જઇ શકયો નથી. મારા શ્વસુર મહાશય ઘણા બીમાર થઇ ગયા છે. મારી પત્ની તેના પિયરમાં ગઇ છે. બે એક દિવસ પછી તે અત્રે આવશે. વળી મેં આજે તમારી રકમ આપવાનો વાયદો કરેલો હોવાથીજ મારે ઘેર રોકાઇ રહેવું પડયું છે. તમારે આશ્ચર્યચકિત બની જવાની જરૂર નથી."

ગુલબદને મૃદુસ્વરે કહ્યું:-"આપની સહૃદયતા માટે હું આપને ધન્યવાદ આપું છું. મારા પતિ બિમાર છે એ તો આપ જાણો છો,

એમની સેવા કરવાનો ભાર મારા ઉપર છે, મારાથી વિશેષ વખત રોકાવાય તેમ નથી.”

ફૈજુખાને હાસ્યે મુખે કહ્યું:—“જ્યારે આ ગરીબખાનાંમાં મારા અંતરંગ બંધુનાં પત્નીનું આગમન થયું છે ત્યારે આજે હું ધન્ય થયો છું. હું તમને મારાથી બની શકશે એટલું સંમાન અવશ્ય દર્શાવીશ.”

ફૈજુખાન ચિકિત્સક હતો. મોહસીનના અંતઃપુરમાં તે સંકોચ સિવાય જઇ શકતો હતો. ગુલબદન એક વખત ઘણી બિમાર બની ગઇ હતી. તેની ચિકિત્સા પણ આ ફૈજુખાને કરી હતી; તેથીજ તેના સમક્ષ હાજર થતાં ગુલબદન સંકોચાતી નહોતી; છતાં પતિની ગેરહાજરીમાં ફૈજુખાનના મકાનમાં તેનો સંકોચ ભાવ દૂર થયો નહિ.

ગુલબદને મૃદુસ્વરે કહ્યું:—“હું સારી રીતે જાણું છું કે, આપ અમારા ઉપર પુષ્કળ સ્નેહ રાખો છો. હું આપના અંતરંગ બંધુની સહધર્મિણી છું. મારા તરફ સંમાન દર્શાવવાની કાંઇ જરૂર નથી. આપ સત્વર એક હજાર સોનામહોરો ગણી આપો. હું પાછી જાઉં ત્યાં સૂધી મારા સ્વામી સ્નાન તથા આહારાદિ કરી શકશે નહિ.”

ફૈજુખાનની વાતચિત કરવાની રીત ગુલબદનને ઠીક લાગતી નહોતી. વળી તેના જીવનમાં કોઇ પણ પુરૂષ સાથે તેણે વિશેષ સમય સુધી વાતચિત કરી નહોતી. અહીંથી પોતાનો જલ્દી છુટકારો થાય તો સારૂં એમજ તે વિચારતી હતી.

ફૈજુએ એ દિવાનખાનામાં પડેલી પેટી ઉઘાડી તેમાંથી તે

સોનામહોરો ભરેલી બે કોથળીઓ બહાર કાઢી. એ બન્ને કોથળીઓ ગુલબદનને બતાવીને તેણે કહ્યું:-“ આ દરેક કોથળીમાં પાંચસો પાંચસો સોનામહોર છે. મેં તમારા પતિ પાસેથી એક હજાર સોનામહોર ઉછીના લીધી હતી. એ રકમ ઉપરાંત હું તમને બીજી એક હજાર સોના મહોર આપવાને તૈયાર છું. એ રકમ તમારે તમારા આ શુભાગમનના સંમાન સ્વરુપ સમજવાની છે.”

ગુલબદને અસ્થિર બની જઈને કહ્યું:—“ ના ના, બીજી એક હજાર સોના મહોરો લેવાનો મને બિલકુલ અધિકાર નથી. આપ અમારી લેણી રકમ આપો, જેથી હું અહીંથી સત્વર વિદાય થઈ જાઉં.”

ફૈજુખાને ગુલબદનની પાસે આવીને કહ્યું:—“ ગુલબદન! મેં એમ સાંભળ્યું છે કે, રમણીનો પ્રાણ કુસુમના જેવો કોમળ હોય છે. તમે નિષ્ઠુર નહિ થતાં મારા પર કૃપા કરો તમારૂં આ અલૌકિક દેવદુર્લભ સૌન્દર્ય જોઈ મારા જીગરમાં ઇશ્કની આગ સળગી ઉઠી છે. એ આગની જ્વાળાથી હું બળીને ખાકસાર થઇ જાઉં છું. તરસ્યું હૃદય સરોવર તટપર હોવા છતાં તૃષ્ણાથી આકૂળ વ્યાકુળ બની જાય છે. મારા મુખે હું તમને વિશેષ કહી શકતો નથી. તમે તમારા આ કુસુમ સમાન કોમળ હાથને એક વખત સ્પર્શ કરવા દો. તમારૂં આ અદ્વિતીય સૌન્દર્યપૂર્ણ મુખ બુરખામાં ઢંકાઇ રહી જાણે કે મેઘથી છુપાયલા ચંદ્રના જેવું દેખાય છે. મેઘને સરી જવા દઇ ચંદ્રની ઉજ્વળ જ્યોતિથી આ સ્થાનને પ્રકાશિત બની જવા દો. તમારી એટલી કૃપાના પુરષ્કાર તરીકે માત્ર એક હજાર

સોનામહોરો નહિ પરંતુ બે હજાર સોનામહોરો આપવાને હું તૈયાર છું."

આ વાકયો સાંભળવામાં આવતાં ગુલબદનનું સર્વાંગ રોમાંચિત થયું. પગથી દબાયલી વાઘણુનાં નેત્રોનાં જેવાં તેનાં નેત્રો ક્રોધથી સળગી ઉઠયાં. તેનું મન ક્રોધની જ્વાળાથી ઉત્તેજીત બની ગયું. તત્કાળ ફૈજુખાન પાસેથી દૂર ખસી જઇને ક્રોધકર્કશ કંઠે તેણે કહ્યું:–"ફૈજુખાન! તમને ધિક્કાર છે. તમારી આ પાપપ્રવૃત્તિને પણ અનેકાનેક ધિક્કાર છે!! આવાં વાકયો ઉચ્ચારતાં પહેલાં તમારી જીભ કપાઇ કેમ ન ગઇ? હું પરસ્ત્રી છું–તમારા બંધુની પત્ની છું–પ્રતિષ્ઠાસંપન્ના કુળવધૂ છું. આજે તમે લુચ્ચાઇ કરીને મારૂં આવી રીતે ભયંકર અપમાન કરો છો! જો તમારાં સહધર્મિણી આજે અહીં હાજર હોત તો કદાચ તમે આવું સાહસ કરત નહિ."

ફૈજુખાને અત્યંત ઉલ્લાસથી કહ્યું:–"વાહ! ગુલબદન! કેવું સુંદર તારૂં રૂપ છે! તારા આ ત્રિભુવનમોહન રૂપની તુલના થઇ શકે તેમ નથી! જો કે તું આટલો બધો ક્રોધ કરે છે તો પણ એ ક્રોધના વિકાસથી તું વિશેષ રૂપવતી લાગે છે! અય ખુદા! આ દુર્લભ સામગ્રી, અમૂલ્ય રત્ન તમે શા માટે રોગી અને દરિદ્રી મોહસીનને અર્પણ કર્યું છે? સુંદરિ! તમારો ભય સર્વથા અસંભવ છે. તમને મારા જીગરની વાત જણાવવાના વિચારથીજ મેં કોશલપૂર્વક મારી પત્નીને તેના પિયરમાં મોકલી દીધી છે, અને એટલા માટેજ હું ઉપયાચક થઇને પરમ દિવસે તમારે ત્યાં આવ્યો હતો."

ગુલબદન ખરેખર ભયંકર સંકટમાં સપડાઇ હતી. એક પ્રાણહીન, આત્મમર્યાદાહીન, નિષ્ઠુર, લંપટ પાસેથી તે જ્ઞાન મેળવી શકે તેમ નહોતી; તેથી 'શઠે શાઠ્યં' નીતિને વશ થઇ તેણે એક નવી ચાલાકી વાપરવાનો વિચાર કરીને કહ્યું:–"હકીમ સાહેબ! દવા કરીને રોગ મટાડવો કિંવા તેના તથ્યનો નિર્ણય કરવો એ ઘણું સહેલું કાર્ય છે! પરંતુ આ રૂપોન્માદ વ્યાધિની ચિકિત્સા એટલી ઝડપથી તથા સહેલાઇથી થઇ શકતી નથી. મારા પતિ વર્ત્તમાન છે. જો વિશેષ વિલંબ થશે તો તેમના અંતરમાં મારા ચરિત્ર માટે શંકા ઉપજશે. વળી રૂપના નશા અને યથાર્થ પ્રેમમાં આસમાન જમીન જેટલું અંતર છે. આજે તમે મારૂં રૂપ જોઇને મારી ઉપાસના કરો છો; પરંતુ આ મેદ માંસમય દેહનું સૌન્દર્ય ચિરસ્થાયી નથી. પછીથી તમે કદાચ શુષ્ક કુસુમની માફક મને પદદલિત કરો તો એ સંભવિત છે. મારા પતિની હમણાં એવી સ્થિતિ છે કે, તેઓ વિશેષ દિવસ સુધી જીવતા રહે એમ લાગતું નથી. જો કદાચ ખુદા ન કરે ને હું બેવા થઇશ તો તમારા આ પ્રસ્તાવનો વિચાર કરીશ."

ફૈજુખાન ઘણો ચતુર અને શયતાન હતો. ગુલબદનનું કૌશલ સર્વાંશે વૃથા ગયું. તેણે વિચાર્યું કે, ગુલબદન આવી રીતે તેના પંઝામાંથી છટકી જવાનો પ્રયત્ન કરે છે. આવા ઉત્તમ સુયોગને વૃથા જવા દેવો તેને ઠીક લાગ્યો નહિ. તેણે કહ્યું:—"ગુલબદન બીબી! આ ફૈજુ હકીમે ઘણાં મૃતપ્રાય માણસોને જીવતાં કર્યાં છે, તથા કેટલાંક જીવતાં માણસોને જોતજોતાંમાં જહન્નમમાં મોકલી દીધાં છે. તું એટલું યાદ રાખજે કે, તારા પતિનું દેવું અદા કરવાની મને

કાંઇ વિશેષ ચિંતા નથી. હમણાંજ હું તને બે હજાર સોનામહોરો નજરાણા તરીકે આપવા તૈયાર છું; પરંતુ જો આ વખતનો લાભ તું નહિ લે તો પછી તને એક પૈસો પણ મળશે નહિ તારો પતિ ભયંકર રોગથી બિમાર છે. સત્વર તેની જીવનલીલાનો અંત આવશે. વળી હમણાં તેને માથે પુષ્કળ દેવું થયેલું છે. મૃત્યુકાળે તે તારા જીવન નિર્વાહ માટે એક પૈસો પણ મૂકી જાય તેમ નથી. અત્યંત દરિદ્રતાના દુઃખથી ભૂખે રીબાઇ ભવિષ્યમાં એક દિવસે તારે મારી કૃપાની યાચના કરવી પડશે. જો તું મારી આ સામાન્ય ઇચ્છાને સંમત નહિ થાય—"

ફૈઝુના મ્હોડામાંથી આટલા શબ્દો નીકળે છે, તેટલામાં એકાએક બારણું ઉઘડયું અને બે સ્ત્રીઓ ત્યાં દાખલ થઇ. આ બે સ્ત્રીઓમાં એક ફૈઝુની પત્ની અને બીજી બાંદી ગુલનાર હતી.

ગુલનાર લાંબો હાથ કરી ફૈઝુપત્નીને તેના પતિની બહાદુરીનું દર્શન કરાવતાં બોલીઃ–"જોયા આ તમારા પતીના રંગ-ઢંગ? ગૃહસ્થ સ્ત્રીઓને છળ-કપટથી પોતાને ત્યાં બોલાવી કેવા ધંધા કરે છે? આ બધો બનાવ મેં દરવાજાની ફાટમાંથી જોયો હતો અને તમારા બાપનું ઘર હું જાણતી હોવાથી તરતજ તમોને તેડવા તમારી પાસે દોડી આવી. તમે ભલાં અને માયાળુ છો. તમારા પતિનો ધંધો હકીમનો હોવાથી આ શહેરના દરેક ગૃહસ્થોના ઘરમાં તે આવ-જા કરે છે. અર્થાત્ આવી રીતે જો તે તેનો અયોગ્ય લાભ લઇ કુલકામિનીઓની પવિત્રતા ભ્રષ્ટ કરવાનો ધંધો કરશે તો તેની સજા તરીકે તમોને કયે વખતે બેવા થવું પડશે. તેનો ખિયાલ કરી લ્યો।'

આવી રીતે ગુલનારે ફૈઝુની પત્નીને અનેક વચનો કહી સંભળાવ્યાં. ગુલબહન દિગ્મૂઢ બનીને બન્નેની તરફ જોવા લાગી અને અણીના વખતે ખુદાએ લાજ રાખી એમ માની તે ખુદાના શુકરાના કરવા લાગી. ગુલનારનાં વચનો સાંભળી ફૈઝુની સ્ત્રીનુ શરીર ક્રોધની જ્વાળાઓથી કંપી ઉઠયું. સભાવતઃ જ તે અભિમાની, કર્કશ સ્વભાવની અને તુંદ મિજાજી હતી. સ્વાભાવિક રીતેજ સ્ત્રીઓ, પતિના ગમે તેટલા અપરાધ હોય તો પણ તેના તરફ ક્ષમાની દૃષ્ટિથી જુએ છે; પરંતુ જયારે પોતાના પતિને પરસ્ત્રીમાં આસકત થયેલો તે જુએ છે, ત્યારે તે સહન કરી શકતી નથી. ગમે તેવી શાંત સ્વભાવની અને સુલક્ષણી સ્ત્રી હોય તો પણ તે વૈર–પ્રતિહિંસાના આવેશથી ઉશ્કેરાઇ જાય છે.

ફૈઝુની સ્ત્રી એક વાઘણુની માફક તેની તરફ દોડી ગઇ. ક્રોધકંપિત સ્વરે તે બોલવા લાગીઃ—"શું આટલા માટેજ તમે ચાલાકી કરી મને મારા બાપને ત્યાં મોકલી દીધી કે? અને પછવાડેથી આવાં કુકર્મ કરો છો? આ કોણુ છે? જેના ઉપકારોના બદલામાં તમે તમારી આખી જીંદગી સમર્પણુ કરી ઘો એવા–તમારા ભાઇ જેવા–મોહસીનની પત્ની સામે આવી કુદૃષ્ટિ? ધિક્કાર છે. તમારા જેવા શયતાનોએ જ ગૃહસ્થોનાં સુખવાસી ઘરોને વેરાન કરી દીધાં છે! અત્યારેજ જો ગુલબહન કાજીની પાસે જઇને પોતાની આબરૂની ફરિયાદ કરે, તો તમારા કેવા હાલ થશે? ચાબૂકના ફટકાથી તમારી ચામડી પણ ઉતરી જશે, સમજ્યા?"

એક લાત લાગતાંજ કુતરો જેમ પોતાનું સ્થાન છોડી ચાલ્યે જાય, તેમ પત્નીનાં વાક્બાણોથી વીંધાઇ ફૈઝુ ત્યાંથી નીચે મ્હોરે

ચાલ્યો ગયો.

ગુલબદન જડવત્ બની ઉભી રહી. 'લેને ગઇ પૂત ઔર ખો આઇ ખસમ' એવી સ્થિતિ તેણે પોતાની થયેલી જોઇ.

ફૈજુની સ્ત્રી ગુલબદનની પાસે આવી. તેણે તેના બન્ને હાથ પોતાના હાથમાં દબાવતાં કહ્યું:–"બહેન, ગુલબદન! માફ કરજે. કિસ્મતની કમનસીબીને લીધે મને આવા શયતાનની સાથે ઘર-સંસાર નિભાવવો પડે છે, તું મનમાં કાંઇ પણ લાવીશ નહિ. આરબ દેશના ગધેડા કરતાં પણ તે બદતર છે. નહિ તો ઉપકાર કરનારની પત્ની તરફ તે આવી વર્તણુક ચલાવે નહિ. બહેન, તમારી સ્થિતિથી હું વાકેફ છું અને બનતા પ્રયત્ને હું તમારૂં કર્જ અદા કરી આપીશ અને તે આ નરાધમની સાથેજ તમારે ત્યાં મોકલાવી આપીશ."

ગુલબદન કાંઇ પણ નહિ બોલતાં ગુલનારને સાથે લઇ ફૈજુના ઘરમાંથી બહાર નીકળી. બહાર ખુલ્લી હવામાં આવતાંજ તેનો આત્મા જરા શાંત થયો.

બન્ને જણીઓ ગાડીમાં બેઠી. ગાડી આસ્તે આસ્તે ચાલવા લાગી. થોડો વખત બેમાંથી કોઇ કાંઇ બોલ્યું નહિ, પણ આખરે મૌન ભંગ કરતાં ગુલબદન બોલી:—"ગુલનાર! આ દુનિયામાં તારા જેવું વિશ્વાસપાત્ર મારૂં કોઇ નથી. તું મારી સગી બહેન જેવી છે. હાલના અમારા દુઃખદ વખતમાં જ્યારે અમારા દરેક ઇષ્ટ મિત્રો–આસ જનો અમારો ત્યાગ કરી ગયા છે, ત્યારે તમો પતિ–પત્ની અમારી નમકહલાલીથી જે સેવા કરો છો, તેનો બદલો ખુદા તમોને આપ્યા વિના રહેશે નહિ. બહેન, તને એક વિનંતિ

કરવાની છે, કરૂં?"

ગુલનારઃ-"બાનુ, મારા જેવી એક નાચીજ ક...ને વમો જે ...થી ચાહો છો, તેજ મારા માટે બસ છે. આ જિસ્મના અંદર જ્યાં સુધી પ્રાણ છે, ત્યાં સુધી આપનો ગમે તેવા હુકમ ઉઠાવવાને હું પાછી પાની કરીશ નહિ. બેવફાઇથી શું છે, તે તો હું જાણતીજ નથી."

ગુલબદનઃ-"ત્યારે સાંભળ. અત્યારે જે કાંઇ બન્યું છે, તેની તેમને ખબર પડવી જોઇએ નહિ."

ગુલનારઃ-"તૌબા! તાબા!! આપ શું મને એટલી બધી નીચ અને બેઅક્લી માનો છો? અને તેમ હોત તો—"

ગુલબદન તેને આગળ બોલતાં અટકાવી બોલીઃ—"નહિ, નહિ. તેમ હોત તો આજે મારી ઇજ્જત બચી શકત નહિ. તું જાણે છે તો ખરી કે, તેમનો મિજાજ કેવો છે? આ વાતની જો તેમને ખબર પડે તો તેઓ ગુસ્સાની આગથી સળગી ઉઠશે અને અત્યારે બિમાર સ્થિતિમાં કાંઇનું કાંઇ થઇ જશે."

ગુલનારઃ-"તે માટે તમે બિલકુલ ધાસ્તી કરશો નહિ. આ વાતનો સહેજ પણ ઇસારો તેમને જણાવા દઇશ નહિ. છતાં આ વાતને અહીંથી પડતી મૂકવામાં પણ સાર નથી."

ગુલબદનઃ-"એટલે તું શું કહેવા માગે છે?"

ગુલનારઃ-"મારો વિચાર તો એવો છે કે આ શયતાનને ફટકાનો માર ખવરાવવો અને પૈસા પણ વસુલ કરવા!"

ગુલબદનઃ-"તું જૂએ છે તો ખરી કે આપણે સ્રી જાતિ છીએ—આપણાથી તેમ કેવી રીતે બની શકશે!"

ગુલનારઃ–"બાનુ સાહેબા, આ વાતને ઠંડી પડવા દેવી ઉચિત નથી, એક કાંકરે બે પક્ષી માર્યા વિના છુટકો નથી. નહિ તો તે મૂજી ફરેબથી તમોને પાછાં હેરાન નહિ કરે તેની શું ખાત્રી ?"

ગુલબદનઃ–"ગુલનાર, તું શું કહે છે! તારા કહેવાનો અર્થ હું સમજી શકતી નથી!"

ગુલનારઃ–"પહેલાં તો તમે મારી સાથે કાજીના બંગલે ચાલો. અહીંથી થોડે દૂર તે આવેલો છે. કાજી બહુજ નિષ્પક્ષપાતી અને કડક સ્વભાવનો છે. કોઇની ભીડભાડ તે રાખે એવો નથી. જૂઓ, પેલો સામે ઉડતો લાલ વાવટો દેખાય છે, તેજ તેનો બંગલો. ત્યાં જઇ તમે હકીમના ઉપર આબરૂ લૂંટવાની કોશેષ કરવાની ફરીયાદ માંડો. કાજીની વડી બાંદી મારી ઓળખીતી છે, એટલે આપણે વિના વિલંબે તેની મુલાકાત લઇ શકીશું."

ગુલનારની વાત સાંભળી ગુલબદન થોડો વખત વિચારમાં પડી ગઇ. પછી મલીન હાસ્ય કરતાં બોલી:–"ગુલનાર! આ બધાનું કારણ મારૂં રૂપજ છે! તેજ મને આવી જાતનાં સંકટમાં નાખે છે. ખુદાએ મને આટલી બધી ખુબસુરત બનાવી ન હોત તો દુનિયાના લોકો મારી તરફ બદદાનતથી કયાંથી જોઇ શકત? ડગલે ડગલે હું ભયથી કંપું છું—કયાંઇ પણ જવાને મારો આત્મા કબુલ થતો નથી!"

ગુલનાર સહજ હસીને બોલીઃ—"ન્યાય અન્યાયનો સંપૂર્ણ વિચાર કરનાર ધર્મના અવતારરૂપ સુલતાનના પ્રતિનિધિ ઉમરમાં પણ પુખ્ત છે, એટલે તમારાં સૌંદર્યથી તે લુબ્ધ થશે, એવી ચિંતા રાખવાનું કોઇ કારણ નથી. મારો આત્મા તો સાક્ષી પુરે છે, કે

આવાં પગલાં લેવાથીજ આપણા કાર્યનો ઉદ્ધાર થશે મહાન્ શક્તિવાન કાજીના એક હુકમથીજ ફૈજુ ઢીલો થઇને પૈસા આપણા ઘેર આવીને આપી જશે."

ગુલબદન એક દીર્ઘ નિશ્વાસ મૂકતાં બોલી:-" પણ તેમ કરવા જતાં આપણને બહુ વખત થઈ જશે અને ઘેરે ચિંતા કર્યા કરશે."

ગુલનાર:-" તેની ફીકર નહિ. કાજીની એક બાંદી મારી ઓળખીતી છે, તેના સાથે આપણે સમાચાર કહેવરાવી દઇશું કે અમોને ઘેરે આવવાને થોડી વાર થશે. કારણ કે ફૈજુએ પૈસા નહિ આપવાથી અમોને કાજીને ત્યાં જઇને ફરીયદ કરવાની જરૂર પડી છે. આ ખબર સાંભળતાંજ તેઓ ગુસ્સે થવાને બદલે ખુશી થશે. અને વળી તેઓ ક્યારે તમારાં કોઇપણ કાર્યમાં દખલ કરે છે? તેમને ખબર છે કે, સુલતાનનો પ્રતિનિધિ કાજી આખી પ્રજામાં પિતાની માફક પુજાય છે."

ગુલબદનનું દિલ થયેલા અપમાનને લીધે હજી સુધી બળ્યા કરતું હતું, અને તેમાં ગુલનારની વાતોએ ઘી હોમ્યું. ગુલબદનના આખા શરીરમાં વૈર--બદલો કિંવા ઈન્સાફ મેળવવા લાગણી પ્રસરી રહી.

થોડા વખત પછી ગુલબદન બોલી:—"વારૂ તું કહે છે તેમજ થવા દે; પરંતુ આપણે કાજીને એકદમ મળીએ તેના કરતાં કોઇ માણસ પાસે તેમને સમાચાર કહેવરાવી દઇએ તો ઠીક."

આવી રીતે વાતો કરતાં કરતાં ગાડી કાજીના ઘર આગળ આવી પહોંચી. ગુલનારે ગાડી દરવાજામાં લેવાની આજ્ઞા ગાડીવાનને કરી. દરવાજા ઉપર એક પેહેરેગીર બેઠેલો હતો. ગાડીના

અંદર સ્ત્રીઓને બેઠેલી જોઇ પહેરેગીરે ગાડી અટકાવી નહિ, કારણ કે આવી રીતે ઘણી સ્ત્રીઓને પોતાના માલિકને ત્યાં ઇન્સાફને માટે આવતી તે જોતો હતો.

દરવાજામાં દાખલ થઇ ન્હાનો બાગ વટાવી ગાડી એક સર્વાંગસુંદર સંગેમરમરના પત્થરથી બાંધેલા મહેલ આગળ આવીને ઉભી રહી. કાજી આ મહેલમાંજ રહેતો હતો. તેના પહેલા મજલાના દિવાનખાનામાં તેની અદાલત આવેલી હતી. ત્યાં બેસી તે હમેશ ન્યાય ચૂકવતો હતો.

ગાડી ઉભી રહેતાંજ ગુલનાર ગુલબહનને લઇ ગાડીમાંથી નીચે ઉતરી. કાજીના ઘરથી સર્વથા પરિચિત હોવાથી તે અંતઃપુર તરફ જવા લાગી. કાજીને ત્યાં સ્ત્રીવર્ગને અંતઃપુરમાં દાખલ થવાને કોઇ જાતની હરકત નહોતી.

તેઓના સુભાગ્યે અદાલતના મુખ્ય દરવાજામાં દાખલ થતાંજ કાજીની વડી બાંદી તેમને મળી ગઇ. ગુલનારે તેની મુલાકાત લેતાં કહ્યું:—"બહેન, એક માણસને અમારે ત્યાં મોકલાવી દે, અને સમાચાર કહેવરાવ કે અમોને ઘરે આવવાને થોડો વિલંબ થશે માટે કોઇ જાતની ફિકર કરે નહિ!"

ગુલનારની આજ્ઞા સાંભળતાંજ તે બાંદીએ એક માણસને મોહસીનને સંદેશો પહોંચાડવા મોકલી દીધો. પછી ગુલનારે તે બાંદીને પૂછ્યું:-"કાજી સાહેબ કયાં છે?"

બાંદી:-"કેમ, તેમની સાથે શું કામ પડયું?"

ગુલનાર:-"તું જાણે છે તો ખરી કે, આ મારી માલિકા છે. એક દુષ્ટ માણસ વિષે તેમને કાજી સાહેબના પાસે ફરિયાદ કરવી છે."

બાંદીઃ-"પરંતુ હમણાં બપોર થયા છે. દસ વાગે કચેરી બરખાસ્ત થઇ જાય છે. હવે તો પાછી ત્રણ વાગે ખુલે ત્યારે વાત."

ગુલનારઃ-"તે વાત ખરી, પણ અમો ખુલ્લી અદાલતે તે ફરિયાદ કરવા માંગતાં નથી. મારી માલિકા ઘણીજ શરમાળ અને ગૃહસ્થ વેપારીની પત્ની છે."

બાંદીઃ-"વારૂ, સાહેબ હજી સૂધી તેમના વિશ્રામાલયમાં ગયા નથી. એટલે તેમને તેઓ શું કહે છે તે પૂછી જોઉં ત્યાં સૂધી તમે આ ઓરડામાં એક કોચ ઉપર બેસો" એટલું કહી તે બાંદી ત્યાંથી ચાલી ગઇ. ગુલનાર અને ગુલબદન નિયત ઓરડામાં દાખલ થઇ કોચ ઉપર બેસી વાતો કરવા લાગ્યાં.

ગુલબદન બોલીઃ-"ગુલનાર, હમણાં કાજી ન મળનાર હોય તો નકામા બેસી રહેવા કરતાં ચાલને ઘેર જઇએ ?"

એટલામાં કાજીની બાંદી તે ઓરડામાં દાખલ થઇ અને ગુલનારને કહેવા લાગી કે, "સાહેબ તમારાં માલિકાને બોલાવે છે."

ગુલબદન મ્હોડા ઉપર બુરખો નાખી ઉઠી. ગુલનાર પણ તેની પછવાડે જવા લાગી એટલે કાજીની બાંદીએ તેને તેમ કરતાં અટકાવીને કહ્યું:-"હમણા આરામ લેવાના વખતે કાજી સાહેબને વિરક્ત કરવાનો કોઇને અધિકાર નથી. તેમણે માત્ર તમારી માલિકાનેજ બોલાવ્યાં છે, માટે તમારે ત્યાં જવાનું પ્રયોજન નથી. આવો, આપણે એટલો વખત અહીં બેસીને વાતો કરીએ."

અતી સંકુચિત ચિત્તે, ભયથી થરથરવા પગે, લજ્જા-સંકોચ અને ધબકતા હૃદયે સુન્દરી ગુલબદન બાંદીની સાથે કાજીના ઓરડા તરફ જવા લાગી. તેને કાજીના ઓરડામાં દાખલ કરાવી બાંદી ગુલનાર પાસે આવી અને બન્ને જણીઓ વાતો કરવા લાગી.

---

# પ્રકરણ ૪ થું.

## સૌન્દર્ય કે શત્રુ?

ગુલબદને બુરખાની ઝીણી જાળીમાંથી જોઇ લીધું કે, મહાન્ રાજા મહારાજાઓના વૈભવોને પણ શરમાવે તેવો તે નયનરંજક ઓરડો શણગારેલો હતો. કાજી એક કોચ ઉપર મખમલના તકીયાને અઢેલી આડો પડેલો હતો. સુગન્ધિત ઇજીપ્શિયન તંબાકુની બનાવેલી સીગારેટના ધૂમાડાથી આખો ઓરડો બહેક મારી ગયો હતો. બે બાંદીઓ તેને પંખો નાખતી હતી. તેની આંખોમાં પણ સહેજ નિદ્રાનો ભાસ જણાતો હતો એટલામાં ગુલબદન તેના ઓરડામાં દાખલ થઇ.

ગુલબદનને જોતાંજ કાજીએ બે બાંદીઓને ત્યાંથી ચાલી જવાની ઇસારત કરી. ગુલબદન મંદગતિએ કાજીના કોચ પાસે આવી પહોંચી. ઘુટણમંડીએ પડી કાજીને કુર્નિસ બજાવતાં તે બોલી:—“ધર્માવતાર, પિતાતુલ્ય કાજી સાહેબ, આપને હું વંદન કરૂં છું. ખુદા આપનું ભલું કરો.”

કાજીએ સ્મિતમુખે કહ્યું:—“બીબી સાહેબ! આવો, આ ગાલીચાપર બેસો અને તમારે જે નિવેદન કરવાનું હોય તે કરો.”

કાજીનો સદય ભાવ જોઇ ગુલબદનના દિલમાં જરા હિમ્મત આવી. અત્યાર સુધી તે એમજ માનતી હતી કે, આ શહેરનો પ્રધાન ધર્માધિકારી અભિમાની, કડક અને નિષ્ઠુર છે; પરંતુ અત્યારની મુલાકાતથી તેના તે વિચારો બદલાઇ ગયા.

ગુલબદન કાજીને પુનઃ સલામ કરવાં બોલી:—"હુજૂર ગુસ્તાખી માફ કરશો. આપની સામે ગાલીચા ઉપર બેસીને વાત કરવાને હું લાયક નથી. આપ જાણો છો કે, આ શહેરના એક આર્મિનિયમ ઝવેરી મોહસીનની હું પત્ની છું."

કાજી હજી સૂધી ધુમ્રપાન કર્યે જતો હતો. સુગન્ધિત ધુમ્રના ગોટેગોટ આખા ઓરડામાં પ્રસરી રહ્યા હતા. થોડીવારે સીગારેટને એક તબકમાં રાખતાં કાજી બોલ્યો:—"બીબી સાહેબ, તમારી હકીકતથી હું વાકેફ છું. મારી વડી બાંદીએ તમારી બધી હકીકત કહી છે, એટલેજ મેં મારા આરામ લેવાના વખતે પણ તમોને અહીં બોલાવ્યાં છે. તમારા ખાવિંદ મોહસીનની સાથે જો કે મને ઘાડો પરિચય નથી, છતાં એક સારા ઝવેરી અને વેપારી ગૃહથ, તરીકે હું તેમને સારી પેઠે જાણું છું. હવે, તમારે શું કહેવું છે, તે હું જાણવા માગું છું. જો કે, અદાલતના નિયમ મુજબ ત્રણ વાગ્યા પછીજ મારો ન્યાય કરવાનો રિવાજ છે; પરંતુ આજે તમોને હું નિરાશ કરવા માગતો નથી, માટે સુખેથી જે કહેવું હોય તે કહો."

ગુલબદન બોલી:—"હુજૂર, આ શહેરમાં ફેજુ નામે એક હકીમ રહે છે" કાજી સાહેબમાં એક વિચિત્ર ખોડ હતી. જ્યારે કોઈ માણુસ તેમની સાથે વાત કરતું હોય ત્યારે વચ્ચે "પછી" "પછી" એવા શબ્દો બોલવાની તેમને ટેવ હતી. અર્થાત્ તેમણે પણ પોતાના સ્વભાવાનુસાર કહ્યું:—"પછી ?"

ગુલબદન બોલી:–"જ્યારે મારા ખાવિંદના દિવસો સારા હતા– અમો સુખ ચેનથી દિવસો ગુજારતાં હતાં–ત્યારે આ શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો અમારે ત્યાં નાચ–મજલિસમાં તેમજ દરેક શુભ પ્રસંગ

ઉપર આવતા હતા. તે સાથે ફૈજુ હકીમ પણ આવતો હતો. આસ્તે આસ્તે તેણે મારા સ્વામીની સાથે મિત્રતા બાંધી અને તેમની પાસેથી તેણે એક હજાર સોના મોહોરો ઉછીતી લીધી."

કાજી:–"પછી?"

ગુલબદન:–"પરન્તુ હવે અમારી રકમ તે ડૂબાવવા માગે છે. ઘણા તગાદા કરવા છતાં તે એક પાઇ પણ અમોને આપતો નથી."

કાજી:—"વારૂ, આ પૈસાનું કાંઈ લખત છે કે?"

ગુલબદન:—"નહિ. તે વખતે મારા પતિની સાથે તેને ઘણી ગાડી મિત્રતા હતી, તેથી તેવું લખાણ કર્યું નથી."

કાજી:—"પછી?—મામલો તો ઘણો ગુંચવણ ભરેલો છે. મેં સાંભળ્યું છે કે, હકીમ બહુ લુચ્ચો અને સ્વાર્થલોલુપ છે. સગા ભાઇને ત્યાં જો તે દવા કરવા ગયો હોય તો તેની પાસેથી પણ પોતાની ફી લીધા વિના છોડે નહિ એવો છે! વળી તમારી અને તેની વચ્ચે કોઇ જાતનું લખત થયું નથી, એટલે જુઓને બીબી સાહેબ, કે તે જો બદદાનત કરી પૈસા લેવાની ના જ પાડે તો વમારૂં તેના ઉપર કાંઇ ચાલી શકે નહિ! અમે રહ્યા ધર્મથી ચાલવાવાળા! પ્રમાણ વગર અમારાથી પણ કાંઇ થઇ શકે નહિ. પ્રમાણ એજ અમારાં ચક્ષુ અને તેનાથી અમે સત્યાસત્યનો નિર્ણય કરીએ. વારૂ પછી?—"

ગુલબદન:—"ખરેખર, આ બાબતમાં લખાણ તો નથી, પરંતુ ધર્મ અને ખુદા તો છે? ગઇ કાલેજ તે મારા પતિની પાસે પોતાનું કર્જ અદા કરવાને આવ્યો હતો અને તે પૈસા લેવાને તેણે મને આજે તેને ત્યાં બોલાવી હતી."

કાજીઃ—“ પછી ?—તમારો ખાવિંદ હોવા છતાં તમે કેમ પૈસા લેવાને ગયાં ? આ દેશના કાયદાકાનૂનથી તમે માહિતગાર નથી ? એક પર્દાનશિન ઔરતથી આવી રીતે સરેબાજાર નીકળાય ખરૂં ? ”

ગુલબદનઃ—“ ધર્માવતાર ! મારા ખાવિંદ આજ છ મહિના થયાં બિમારીથી બિછાને પડયા છે. અર્ધાંગ વાયુના રોગથી તેમના શરીરનો એક ભાગ રહી ગયો છે. બિછાનામાં ટેકો આપીને જો હું બેસાડું તો તે જમી શકે છે. લાકડીના અને એક માણસના સહારા વગર તે એક જગાથી બીજી જગાએ જઇ પણ શકતા નથી. આવી સ્તિતિમાં તેઓ હકીમને ત્યાં કયાંથી જઇ શકે ? ”

કાજીઃ—“ હં, હવે મારા સમજવામાં વાત આવી. પછી ? ”

ચાલાક્ષ ગુલબદન તેના આ પછી–પછીના સવાલોથી કંટાળી ગઇ. આવી રીતે પ્રશ્નોત્તર ચાલશે તો નકામો વખતનો વ્યય થશે એમ ધારી તેણે પોતે હકીમને ત્યાં કેવી રીતે ગઇ અને ત્યાં કેવો બનાવ બન્યો તેની અથથી તે ઇતિ સૂધી સવિસ્તર હકીકત કહી સંભળાવી.

આ વાત સાંભળતાંજ કાજી અધીરો બની ગયો. ક્રોધથી તેની આંખો લાલ થઇ ગઇ. પાસેના ટેબલ પર હાથ પછાડીને તે બોલ્યોઃ-“મૂજી-શયતાન—”

પુનઃ તે ગંભીર બની ગયો. તેની દૃષ્ટિ કઠોર બની ગઇ. તેનો આ વખતનો ચ્હેરો જોવાં ન્હાનું બાળક પણ ડરી જાય તેમ હતું. તેનો અવાજ મેઘગર્જના જેવો હતો. છેલ્લા શબ્દો તે એવા જોરથી બોલ્યો હતો કે નબળા હૃદયના માણસનું કાળજું પણ ખસી જાય.

કાજી સાહેબના મ્હોડામાંથી નીકળેલા 'મૂજી—શયતાન' એટલા શબ્દોથી આખો ઓરડો ગાજી રહ્યો. કોમલપ્રાણા ગુલબદન આવો ભીષણ કંઠસ્વર સાંભળી ચમકી ઉઠી. ભયથી તેનું આખું શરીર કંપવા લાગ્યું. અને કંપારી સાથેજ તેના મ્હોડા ઉપરથી બુરખો સહજ ખસી ગયો. છતાં ચંચળ ગુલબદને તરતજ પાછો સરખો કરી દીધો.

બુરખો સરકવા સાથ કાજી સાહેબની દૃષ્ટિ ગુલબદનના મુખમંડળ ઉપર પડી. અત્યાર સૂધી કૃષ્ણ મેઘાકાશથી ઢંકાયેલા ચંદ્રની ઉજ્જવળ જ્યોતિનેજ તેણે જોઇ હતી. પરંતુ બુરખો સરી જવાં મેઘમંડળ વિખરાઇ જઇ ચંદ્રનું સ્ફટિક સરખું પ્રતિબિંબ દેખાય તેવી રીતે ગુલબદનની ચંદ્રના જેવી કાંતિ જોતાંજ કાજી સાહેબ મનોમુગ્ધ બની ગયા! વિસ્મયતાથી તે વિચારવા લાગ્યા:—" આહા! મોહસીન જેવા દારિદ્રયપિડિતના અંતઃપુરમાં આવું રમનીરત્ન? મહાપ્રતાપશાળી મોસલ પ્રદેશના સુલતાનના જનાનામાં અસંખ્ય સુંદરીઓ છે, પણ આની બરોબરી કોણ કરી શકે એમ છે?"

જ્ઞાનવૃદ્ધ, પ્રવીણ અને ગંભીર પ્રકૃતિના કાજી સાહેબ ગુલબદનનું સૌંદર્ય જોઇ લુબ્ધ બની ગયા! આકાશમાં એકાએક વિજળી ચમકે અને તેથી રસ્તે જનાર પથિકની આંખો જેમ અંજાઇ જાય તેવીજ રીતે કાજી સાહેબની આંખો પણ વિદ્યુત પ્રભામયી ગુલબદનની રૂપપ્રભામાં અંજાઈ ગઇ!

છતાં કાજી સાહેબ જમાનાના ખાધેલ હતા. તરતજ તેમણે આત્મસંયમન કર્યું. હૃદયના બધા ભાવો દબાવી તેમણે પૂછ્યું:— "બીબી, તમારા કહેવા ઉપરથી જણાય છે કે, એ નરપિશાચ

પાપીએ તમારા ઉપર વિષમ અત્યાચાર કર્યો છે. મારા ન્યાયરાજ્યમાં વાઘ અને બકરી એકજ આરે પાણી પીએ છે. બદમાશ ફુંજુએ તમારા ઉપર નહિ પણ આ શહેરની આખી સ્ત્રી જાતિની આબરૂ ઉપર હાથ નાખ્યો છે. હું તેને તેના પાપની શિક્ષા કર્યા વિના રહીશ નહિ. આપણા દેશના સુલતાનના સાંભળવામાં જો આ વાત આવશે તો તેઓ ઉલટા મારા ઉપર વિરક્ત થયા વિના રહેશે નહિ."

ગુલબદન તેનું આવું ભાષણ સાંભળી ખુશ થઇ ગઈ. સહજ હાસ્ય કરતાં પ્રસંગને અનુસરી તે બોલીઃ—"હુજૂર, આપ તો ધર્મના-ન્યાયના અવતાર છો ! ગરીબોના પાલનહાર અને દુષ્ટોને દંડનાર છો અને તેટલા માટેજ આ બાંદી આપના ચરણમાં ન્યાય માગવાને આવી છે."

કાજી સાહેબે ગુલબદનની વાત સાંભળી લીધી, પરંતુ તેનો ઉત્તર આપ્યો નહિ. તેમના ચ્હેરા ઉપર ગૂઢ વિચારો કરતા હોય તેવી છાપ પ્રસરી રહી. થોડા વખત સૂધી તેમની વિચારમાળા ચાલ્યા પછી અર્ધનિદ્રિત સ્થિતિમાંથી જાણે કે હમણાજ જાગ્રત થયા હોય એવો ભાવ દર્શાવી કાજી સાહેબ બોલ્યા:-"બીબી સાહેબ! અત્યાર સૂધી હું તમારાજ વિચાર કર્યા કરતો હતો; પરંતુ તેનો ફેંસલો આજે થઇ શકશે નહિ. બદમાશ હકીમ ઉપર કાયદેસર કામ ચલાવવું જોઇએ અને તેથા આજે ત્રણ વાગે અદાલત ભરાશે તે વખતે તેના નામનો પરવાનો કહાડી હું તેને બોલાવીશ. માટે તમે કાલે બપોરે અહીં આવજો એટલે તમારો નિકાલ કરી આપીશ. વળી તમારા જેવી ગૃહસ્થ સ્ત્રીને અદાલતમાં ફરિયાદી તરીકે ઉભી રાખવી એ મને શોભા ભર્યું લાગતું નથી. માટે આ મારા ખાસ ઓરડા-

માંજ તેને બોલાવી ઇન્સાફ કરી આપીશ."

તેની વાત સાંભળી ગુલબદન ઘુંટણ મંડીયે પડી અને બે હાથ જોડી કહેવા લાગીઃ–"હુજૂરે આલી! આપની આવી અમાયિક અને પરદુઃખભંજન લાગણી જોઇ આપનો હું ઘણો ઉપકાર માનું છું. જેમ બને તેમ જલ્દી અમારૂં કર્જ અદા થાય એવો નિકાલ આપ કરશો. કારણ કે, હાલના અમારા દુર્દિનોમાં એકજ મહોર અમોને લાખ મહોરો બરાબર છે. વળી અમારા પૈસા જો સહેલાઇથી મળી જાય તો મારી બેઇજજતિની ફરિયાદ હું પાછી ખેંચી લઇશ. કારણ કે, લોભીને ધનનાશ જેવું એક પણ દુઃખ આ જગતમાં હોતું નથી."

કાજી સાહેબ પોતાની કાચી–પાકી દહાડીમાં જમણા હાથની આંગળીઓ ખોસી ગુલબદનની તરફ એકાગ્ર દૃષ્ટિએ જોતાં બોલ્યાઃ– "બીબી, તમે જે કહો છો તે બધું સોળેસોળ આના સત્ય છે. મારી જીંદગીનો અર્ધો ભાગ ન્યાયાન્યાયનો વિચાર કરવામાંજ ગયો છે; પરંતુ તમારા જેવી ફરિયાદ ઉપર હજી સૂધી વિચાર કરવાનો પ્રસંગ આવ્યો નથી. જો તમે સપ્રમાણ તે હકીમના ઉપર અપરાધ સાબિત કરી શકશો, તો પછી મારી દંડાજ્ઞા કેવી ભીષણ છે, તેનો તમોને ખિયાલ આવી શકશે."

હવે વધારે વખત ચર્ચા ચલાવવામાં સાર નથી એમ માની ગુલબદન બોલીઃ—"હુજૂર આપની આજ્ઞા હોય તો હવે હું ઘેર જાઉં."

કાજી સાહેબે પોતાની શુભ્ર દંતપંકિત વિકસિત કરતાં કહ્યું:— "જાઓ બીબી, સુખેથી જાઓ; પરંતુ આ મુકદ્દમો કે જેનો મને

વિચાર કરવાનો છે-તેના પ્રતિવાદીના નામથી તો હું માહિતગાર છું પણ વાદિનું નામ જાણી શકયો નથી ! ”

ગુલબદન સન્માનપૂર્ણ સ્વરે બોલી:—“ બાંદીનું નામ ગુલબદન છે ! ”

કાજી સાહેબ પુનઃ દહાડી ખંજવાળતાં બોલ્યા:—“ ઓહો, માશાઅલ્લા ! કેવું સુંદર નામ ! બાનુ, જેવું તમારૂં રૂપ છે, તેવુંજ તમારૂં નામ છે. તમોને પત્ની તરીકે મેળવવવામાં મોહસીન ખરેખર ભાગ્યશાળીજ છે ! ”

કાજીની વાત સાંભળી ગુલબદન સહજ શરમાઇ ગઇ. નીચી દૃષ્ટિએ પુનઃ કુર્નિસ બજાવી ન્યાયદંડધારી સાક્ષાત્ ધર્માવતાર ગણાતા કાજી આસિફઉદ્દોલાની રજા લઈ ગુલબદન ઓરડામાંથી બહાર નીકળી.

ગુલબદનને કાજી સાહેબ પાસે વધારે વિલંબ લાગવાથી ગુલનાર ઉત્કંઠિત બની ગઈ હતી. તેને હાસ્યમુખે પોતાની સામે આવતી જોઇ તેણે માન્યું કે, કામમાં ફત્તેહ મળી હોવી જોઇએ. નહિ તો તે પ્રફુલ્લિત મુદ્રાએ આવે નહિ. તેણે પૂછયું:—“ કેમ, કેવી ખબર ? ”

ગુલબદન:—“ખબર સારી તેમજ માઠી-બેમાંની એક પણ નથી. આજે કાંઇ પણ પણ બન્યું નથી. આવતી કાલે આ વખતે આપણને પુનઃ બોલાવ્યાં છે.”

એટલું કહી ગુલબદને કાજીની સાથે જે જે વાતચિત થઇ હતી, તે બધી ગુલનારને કહી સંભળાવી.

વયોવૃદ્ધા ગુલનાર જમાનાની ખાધેલ હતી. દુનિયાની અનેક

લીલી-સૂકી, રંગ-ઢંગ તેણે જોયા હતા. માનવવૃત્તિની તે સંપૂર્ણ જ્ઞાતા હતી. વળી કાજીની વડી બાંદીની તે બહેનપણી હોવાથી કાજી વિષે કાંઇક અંશે વાકેફગાર હતી. ગુલબદનની વાત સાંભળતાંજ તે તિરસ્કારયુક્ત સ્વરે ટકોર કરતાં બોલી:—"વાહ! કેવી મજેહની વાત! મને તો આમાં દાળમાં કાળું જણાય છે. જે કાજીના પ્રતાપે વાઘ અને બકરી એક આરે પાણી પીએ છે, તે જો એક હુકમ કહાડે તો જહન્નમનો કીડો-હકીમ ફેજુ તેને માન આપી અહીં આવી ન શકે? ખરેખર આમ સમય નષ્ટ કરવામાં કાજીની કાંઇક મતલબ હોવી જોઇએ."

ગુલનારનું બોલવું ખરૂં હતું. પરંતુ સંસારજ્ઞાનહીના ગુલબદન હમેશાં સુખના સાગરમાં ઉછરેલી-સ્વામીના સ્નેહમાં પરિપાલિત થયેલી-તેને દોરંગી દુનિયાના મનુષ્ય સ્વભાવની પરીક્ષા ક્યાંથી હોય! જગત્‌ના લોકો કેવા હોય છે, તેઓની નીતિરીતિ કેવી હોય છે, તે વિષે તે કાંઇ જાણતી ન હોતી. માત્ર ભાગ્યદેવીની અવકૃપાથી દુઃખી દિવસોએ તેને બાહ્યજગત્‌ની સાથે પરિચય કરાવ્યો હતો. ચોવીશે કલાક અંતઃપુરમાં વસનારી-પતિ એજ પ્રભુ તેમજ સર્વસ્વ છે એમ માનનારી-પુષ્પકલી સમાન ઉછરેલી ગુલબદનને જગતના કંટકમય પંથની ખબર ક્યાંથી હોય! છતાં ભાગ્યને વશ થઇ પતિના સુખને વાસ્તે તે આજે બહાર પડી હતી. તેમ ન હોય તો પછી ફેજુ જેવા નરપિશાચને બારણે તે ક્યાંથી જઇ ચડે!

ગુલનાર અને ગુલબદન પોતાની ગાડીમાં બેઠાં અને ગાડી ઘર તરફ ચાલવા લાગી. ગુલનારના શબ્દો ઉપર મલીન મુખે, ધડકતા

હૃદયે ગુલબદન વિચાર કર્યા કરતી હતી. પતિ પૂછશે કે, “ કેમ, ગુલબદન મારા કહેવા ઉપરાંત તું તે નરાધમને ત્યાં ગઇ અને કેવું પરિણામ આવ્યું ?—હાય, આ વખતે હું શું જવાબ આપીશ ? ”

ગુલબદનના ગુલાબી ગાલોની લાલી ઉડી ગઈ. તેનો ચ્હેરો ફિક્કો પડી ગયો. સ્નેહમયી ગુલનાર તેનો ભાવ સમજી ગઇ. આશા-પ્રબુદ્ધ સ્વરે તે બોલી:—“બીબી, ચિંતા કરશો નહિ. અનંત આકાશમાં જે સર્વશક્તિમાન ખુદા વિરાજે છે, તેનામાં વિશ્વાસ રાખો. તેની કૃપાથી દુઃખનું વાદળ દૂર થઇ જશે. વારૂ એક વાત પૂછું છું. શું કાલે તમે પાછાં કાજીને ત્યાં જશો ? ”

ગુલબદન:—“ કાંઇ નક્કી વિચાર કર્યો નથી.”

ગુલનાર:—“ હું કહું છું કે તમે જશો નહિ.”

ગુલબદન:—“ કેમ ? ”

ગુલનાર:—“આ શહેરમાં તમારા ઘણા શત્રુઓ છે.”

ગુલબદન:—“ કારણ ? મારી આખી જીંદગીમાં મેં કોઇનું અનિષ્ટ કર્યું નથી. મારા સ્વામી અશક્ત, શય્યાગત અને દુર્બળ બની ગયા છે. અમારા સુખના દિનોમાં મારા પતિએ ઘણાઓને પૈસાની મદદ કરી હતી. અત્યારે અમે દુઃખી છીએ અને તેવા વખતમાં તેઓની પાસે પૈસાની માગણી કરવા જવું એ શું પાપ છે ? તેમાં શત્રુતા થવા જેવું શું છે ?”

ગુલનાર:—“ બાનુ, આ દુનિયામાં કનક અને કામિનીને માટેજ કલહો થયા કરે છે. જ્યાં સૂધી આપણે સારાસારી હોય અને કોઇ સ્નેહી કિંવા આપ્તજનને પૈસા આપી મદદ કરીએ; પરંતુ જ્યારે તે પૈસાની માગણી આપણે કરીએ છીએ ત્યારે તો વિવાદ

થયા સિવાય રહેતોજ નથી. એનો તાજોજ દૃષ્ટાંત હકીમ ફેજુનો આપણી નજર આગળ મૌજુદ છે. કેમ, ખરૂં કે નહિ ?"

ગુલનારની જ્ઞાનગર્ભ વાતની થોડો વખત મનનાં ને મનમાં આલોચના કર્યા પછી ગુલનાર બોલી:--"હા, તું સત્ય કહે છે. પરંતુ જો તેમ થાય તો અનાહારે અમોને મૃત્યુના મુખમાં પડવું પડશે. છતાં જીવનને કલંકિત કરી મરવા કરતાં આવી રીતે મરવું હું લાખ દરજ્જે ઉત્તમ માનું છું."

ગુલનાર:—"હા, આ વાત સિવાય મારા મનમાં બીજા પણ કેટલાક વિચાર--"

એટલું બોલતાં ગુલનાર અટકી પડી. ગુલબદને તેના છેલ્લા શબ્દો સાંભળ્યા હતા એટલે તેણે જીજ્ઞાસુ વૃત્તિએ પૂછયું:-"કેમ, બોલતાં અટકી પડી ? તું શું કહેવા ઈચ્છે છે ?"

ગુલનાર:—"તમે ગુસ્સે તો નહિ થાઓ ?"

ગુલબદન:—"નહિ."

ગુલનાર:—"સત્ય વાત તો એમ છે, કે સ્ત્રીઓને બે રીતે શત્રુઓ ઉત્પન્ન થાય છે. એક તેનું સૌન્દર્ય અને બીજી તેની અસંયત જીભ્હા ! તમારૂં સૌંદર્ય પણ શત્રુની ગરજ સારે એમ મને લાગે છે !"

ગુલબદન:-"હા, મારા સ્વામી પણ તેમ કહેતા હતા અને તું પણ કહે છે."

ગુલનાર:--"બાનુ, આ સંસારના અનેક છળપ્રપંચોનો મેં પ્રત્યક્ષ અનુભવ કરેલો છે. આ કાજીને જેટલો તમે શુદ્ધ અને સરળ માનો છો, તેટલો તે નથી. એનો સ્વભાવ અને ચારિત્ર્ય ઉત્તમ

નથી. પોતાના મનની ઇચ્છા તમોને કહી સંભળાવવાનો આજે તેને ઉપયુક્ત અવસર મળ્યો નથી, માટેજ તેણે પુનઃ કાલે બોલાવ્યાં છે. કાલે તમે તેની સનમુખ ઉપસ્થિત થશો ત્યારે તમારી ખૂબસૂરતીને લીધે હકીમ ફૈજુને તે શિક્ષા કરશે અને તમારા મનની શાંતિને માટે પૈસા પણ અપાવશે. પરંતુ આખરે એટલું જાણજો કે, તમારાં અતુલનીય સૌન્દર્યમાં તે લુબ્ધ થઈ ગયો છે-આટલી વાત ભૂલી જશો નહિ.”

ગુલબદન સ્વાભિમાની હતી-તેને પોતાના સતિત્વનું અભિમાન હતું. ગુલનારની વાત સાંભળતાંજ તેની તે વૃત્તિ પૂર્ણભાવે ઉત્તેજીત થઇ ગઇ.

આ સંસારમાં એવી ઘણી વેળા આવી જાય છે કે, અન્યોઅન્ય પૂર્ણ પ્રેમ ધરાવતાં દંપતી પણ કોઈ ક્ષુલ્લક વાતમાં લડી પડે છે. ગુલબદનના સંસારમાં પણ કોઇ કોઈ વાર આવા બનાવો બની જતા હતા. છતાં બીજીજ પળે ઉભય પ્રેમબદ્ધ થઇ તે વાતને પુનઃ ભૂલી જતાં હતાં.

ગુલનાર તેના પતિની ધાત્રી હતી. મોહસીનને તેણે પોતાના ખોળામાં ન્હાનેથી મોટો કર્યો હતો અને તેની વાતને તે કોઈ દિવસ ઉત્થાપિત કરતો ન હતો. છતાં ગુલબદન આજે તેની વાતમાં સંમત થતી નહોતી-સ્વભાવ સિદ્ધ આત્મસ્તંભિતા અને જીદને લીધે ગુલનારની ઉપદેશમય વાણીનો સ્વીકાર કરવા તે તૈયાર નહોતી.

ગુલબદન બોલી:--“ કાલે કાજીની મુલાકાત લેવી કે નહિ તેને માટે વિચાર કરવાને ઘણો વખત છે. આજે રાતના મને વિચાર કરી લેવા દે અને જો હું જવાનો નિશ્ચયજ કરીશ, તો તને સાથે લઇ

જવા સિવાય રહીશ નહિ."

ગુલનારે વિચાર્યું કે, આ જગતમાં અનેક સમય નિઃસ્વાર્થ સદુપદેશ અરણ્યરૂદનવત્ નિષ્ફળ જાય છે. આત્માભિમાની વ્યકિતની પાસે તે બધો ઉપદેશ પત્થરપર પાણી જેવો થઇ જાય છે. એટલે વધારે નહિ બોલતાં તેણે ગુલબદનને એક પ્રશ્ન પૂછયો:-"ત્યારે શું આજે જે ઘટના બની છે તેની વાત મોહસીનને કહેવી છે કે ?"

ગુલબદન:—"હા. મારા પતિથી એક યત્કિંચિત્ વાત પણ હું ગુપ્ત રાખવા ઇચ્છતી નથી."

એટલામાં ગાડી તેમના બંગલાના દરવાજા પાસે આવીને ઉભી રહી. ગાડીમાંથી ઉતરી બન્ને જણીઓ અંતઃપુરમાં ચાલી ગઇ.

---

# પ્રકરણ ૫ મું.

## ઇશ્કની આગ!

પ્રિય પાઠક! ચાલો હવે આપણે ગુલબદનને છોડી મોસલ નગરીના મુખ્ય ન્યાયાધીશ કાજી આસિફઉદ્દોલાના શયનગૃહમાં પ્રવેશ કરીએ.

કાજી સાહેબ મહાપ્રતાપવાન્, બુદ્ધિશાળી, તેમજ કડક સ્વભાવના હતા. તેમનો રૂવાબ એવો તેજસ્વી હતો કે, તેમની સામે ઉભા રહેવાને કોઈ હિમ્મત કરી શકતું નહોતું. મુકદ્દમાના ફેંસલા વખતે તે કેવો નિર્ણય આપશે તે સાંભળવાને અપરાધીઓ તેમના મ્હોડા તરફ વ્યાકુળ નેત્રે જોઈ રહેતા હતા. તેમની શીક્ષાઓ બહુ ભયંકર હતી. ચોરીની શીક્ષા માટે અપરાધીનો ડાબો અથવા જમણો હાથ કાપી નાખવાની, પ્રતારણા કિંવા ઠગબાજી માટે એકાદ કાન કાપી નાખવાની, તેમજ પરદારાગમન માટે નાસિકાચ્છેદન જેવી, સાંભળતાંજ રોમાંચ ખડાં થઈ જાય તેવી મહાન્ ભયંકર સજાઓ તેઓ કરતા હતા. તેમનું નામ સાંભળતાંજ ચોર, બદમાશ, લૂટારા, ઠગ વગેરે ભયથી કંપતા હતા. આથી ઘણાખરા લોકો તેમની પાસે પોતાનો મુકદ્દમો જવા નહિ દેતાં પરસ્પરમાંજ નિકાલ કરી લેતા હતા.

આવા દૃઢ પ્રકૃતિના મહા પ્રતાપશાલી કાજી સાહેબનું મન ગુલબદનની અનૂપમ લાવણ્યમયી કાંતિ જોઇ પીગળી ગયું હતું. મન્મથના સુતીક્ષ્ણ શરથી તેમનું વજ્ર જેવું કઠણ હૃદય વિંધાઇ ગયું હતું!

આવી અવસ્થામાં કાજી સાહેબ પોતાના નિર્જન શયનગૃહમાં એક કોચ ઉપર પડીને ધૂમ્રપાન કરતા હતા. સુગન્ધિત ઇસ્તંબુલી તમાકુના મનોમદ ગંધથી આખો ઓરડો સુવાસિત બની ગયો હતો. તેઓ માત્ર એકાગ્ર દૃષ્ટિએ પોતાની નજરની સામે આવેલી દિવાલના ઉપર ટાંગેલી એક છબી તરફ જોઇ રહ્યા હતા.

આ છબી મોસલ નગરીની એક સુવિખ્યાત સુન્દરીની હતી. કાજી સાહેબની સાથે આ સુન્દરીનો એક વખત વિવાહ-સંબંધ થયો હતો; પરંતુ તેમના કિસ્મતની કમનસીબીને લીધે તે સંબંધ ભાંગી ગયો હતો. મહા પ્રયત્ને તેમણે તે રમણીની એક સુન્દર તસવીર મેળવી હતી અને તેને પોતાના શયનગૃહમાં ટાંગી હતી. હમેશાં પ્રભાતમાં ઉઠીને તેઓ આ તેમની પ્રેમની પ્રતિમાનું દર્શન કરતા હતા તથા નિર્જન ચિંતાના સમયે એકાગ્ર દૃષ્ટિએ તેનું ધ્યાન ધરી અફસોસના ઉદ્ગાર કહાડતા હતા.

તસવીરમાં ચીતરેલી સુન્દરીનું નામ લયલા હતું. મોસલના બાદશાહના સાળાની નજર લયલા ઉપર પડી. તેણે કોઇ પણ પ્રયત્ને તેને મેળવવાનો વિચાર કર્યો. બાદશાહ દ્વારા તેણે પોતાની માગણી લયલાના બાપને જણાવી. કાજીના કરતાં ઉચ્ચ દરજ્જાનો તેમજ વળી બાદશાહનો સાળો પોતાની પુત્રીનું માગું કરે છે, એ જોઈ તેના આનંદનો પાર રહ્યો નહિ. આવા સંબંધથી પોતાને પણ ભવિષ્યમાં લાભ થશે એમ માની તેણે કાજી સાથે કરેલ વિવાહ-સંબંધ તોડી નાખ્યો અને રાજશ્યાલક નાસિરૂદ્દીનની સાથે લયલાને પરણાવી દીધી.

લગ્ન પછી લયલા માત્ર ત્રણ વર્ષ સૂધીજ જીવતી રહી હતી.

રૂપનો મોહ ઘણો વિષમ હોય છે. તેના જેવું તીવ્ર વિષ આ દુનિયામાં બીજું એકે નથી. આ વિષની ક્રિયા ઘણી મૃદુ હોય છે; પરંતુ ક્ષણે ક્ષણે માનવ હૃદયને અગ્નિની જ્વાળાઓની માફક બાળીને ખાક કરી નાખે છે. આકાંક્ષાઓની અતૃપ્તિથી, કામ્ય વસ્તુની અપ્રાપ્તિથી આ વિષની ક્રિયા એટલી તો ભયંકર ભાવ ધારણ કરે છે કે, પ્રેમિકના હૃદયના અસ્થિપિંજરમાં મૃદુ જ્વાલામયી સૃષ્ટિ ઉત્પન્ન કરી તેના જીવનનો નાશ કરી નાખે છે. સૃષ્ટિપરના અસંખ્ય મહાવીરો જેમની એક હાકથીજ સમસ્ત સૃષ્ટિ ધ્રૂજી ઉઠે, એવાઓ પણ સૌન્દર્યનો ભોગ થઇ પોતાના પ્રાણ આપી ચાલ્યા ગયા છે.

આવી રીતે પોતાની ઇચ્છિત પ્રતિમાને પોતાના હસ્તમાંથી હરાયેલી જોતાંજ કાજી સાહેબના દિલના ટુકડેટુકડા થઈ ગયા; પરંતુ આ વખતે કોની પાસે ફરિયાદ કરી તે પોતાની દાદ માગી શકે એમ હતું ? મહા પ્રતાપશાળી બાદશાહના સાળા સાથે આ સુન્દરીનાં લગ્ન થઇ ગયા પછી તેના વિષે એક શબ્દ પણ ઉચ્ચારવો તે પોતાના હાથેજ ગરદન પર છૂરી ફેરવી લેવા જેવું હતું !

જ્યાં સૂધી લયલા જીવતી હતી, ત્યાં સૂધી કાજી સાહેબે લગ્ન કર્યાં નહિ. તેઓ રાત દિવસ લયલાની તસવીરને પોતાની છાતીપર રાખી દુઃખી હૃદયે દિવસો કહાડવા લાગ્યા; પરંતુ લયલાના મૃત્યુ બાદ કેઇ અવ્યકત કારણને લીધે તેમને લગ્ન કરવાની ઇચ્છા થઈ આવી. તેમણે લગ્ન કર્યાં, પરંતુ વિધાતાએ તેમના નસીબમાં જે સ્ત્રી નિર્માણ કરી હતી, તે લયલાના જેવી ખુબસૂરત ન હોતી. તો પણ નવપરિણીતા ભાર્યાને લઇ તેઓ પોતાનો ઘરસંસાર સુખથી–સ્વચ્છન્દતાથી ચલાવવા લાગ્યા. આવી રીતે લગ્ન કરી પૂર્વની માશુકને

ભૂલી જવાનો તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. છતાં તેમનું દિલ તેમના ગત સુખની સ્મૃતિ લયલાને વખતો વખત યાદ કરી બેચેન બનાવી મૂકવા લાગ્યું. આવી રીતે એક દિવસ તેઓ ચિંતામગ્ન થઇ એકી નજરે લયલાની છબી સામે જોઈ દીર્ઘ નિશ્વાસ મૂકતા હતા, એટલામાં તેમની નવપરિણીતા બીબી નજીરજાન ત્યાં આવીને દાખલ થઈ. કાજી સાહેબનું તેની તરફ ધ્યાન ન હોતું. નજીરજાન પોતાના પતિને આવી રીતે ઘણી વખત તે તસવીર સામે જોઈ નિશ્વાસ મૂકતાં જોઇ ગઇ હતી એટલે તેણે ધાર્યું કે, આ બાબતમાં કાંઇ દાળમાં કાળું હોવુંજ જોઇએ. તેણે પોતાના સ્વામીના ખભાપર હાથ મૂકયો અને પૂછયું:-"હુજૂર, આપ આ છબીની તરફ એક દૃષ્ટિએ જોઇ રહ્યા છો અને દીર્ઘ નિશ્વાસ મૂકયા કરો છો તેનું કારણ શું છે?"

પત્નીનો પ્રશ્ન સાંભળતાંજ કાજી સાહેબ ચમકી ઉઠયા! તેમણે મનમાં ને મનમાં વિચાર્યું કે, પોતે એક ઘણી ભયંકર ભૂલ કરી છે. નજીરના દેખતાંજ આવી રીતે નિશ્વાસ મુકવો એ પોતાના સંસારમાં હાથે કરીને હોળી સળગાવી મૂકવા જેવું તેમને લાગ્યું. છતાં તેઓ તીક્ષ્ણ બુદ્ધિના હતા એટલે પોતાના મ્હોડા ઉપરનો ભાવ બદલી તેમણે કહ્યું:-"વ્હાલી નજીર! તને શું કહું? તારી સાથે લગ્ન થયા પહેલાં આ સુંદર રમણી મારા આત્માને પ્રકાશિત કરતી હતી; પરંતુ યમ તેને પોતાના દરબારમાં લઇ ગયો છે. મારો અને તેનો વિવાહ-સંબંધ થયા પછી ત્રણ વર્ષે તે કબર-વાસિની થઇ છે."

નજીરજાન ચપળ અને ઉગ્ર સ્વભાવની હતી. પોતાના સ્વામીનો

ઉત્તર સાંભળતાંજ તેનાં રોમાંચ ખડાં થઈ ગયાં. તે ક્રોધકંપિત સ્વરે બોલી:–"ત્યારે શું તમે મને તો ચાહતા નથી ને?"

"નજીર–નજીર! આ શું બોલે છે? શું હું તને નથી ચાહતો? તું તો મારા પ્રાણ જેવી છે. મારા શરીરની માલિકા છે!"

"જૂઠ્ઠી વાત! જે સ્ત્રીને મરી જવાને ત્રણ વર્ષ થઇ ગયાં છે, છતાં હજી સૂધી તમે તેની સામે જોઇ અફસોસના ઉદ્ગાર કહાડો છો, એ શું બતાવે છે? આ ઉપરથી તો સાફ સાફ જણાઇ આવે છે કે, મારા ઉપર તમારો પ્યાર બિલકુલ નથી. આ છબીને હું હમણાં ને હમણાં ભાંગી નાખું છું. જીવતી શોક એક સ્ત્રીને બાળે પરંતુ આ તો મર્યા પછી પણ મારો પીછો છોડતી નથી." એટલું કહી નજીરજાન દિવાલ ઉપરથી તે છબી ખેંચી લઇ તેને જમીન ઉપર પછાવાડ લાગી.

કાજી સાહેબ એકદમ કોચ ઉપરથી ઉઠયા અને તેમણે તેનો હાથ પકડી લીધો. ઘણા મૃદુ–મીઠા અને સુમધુરસ્વરે તેઓ બોલ્યા:– "નજીર, વ્હાલી નજીર! તું આ શું કરે છે? તને જો આ વાત પસંદ ન આવતી હોય તો ચાલ આજથી તે છબી અહીં નહિ ટાંગું." એટલું કહી તેમણે નજીરને પોતાની બાથમાં લીધી અને અધરોષ્ઠ ઉપર એક ઉષ્ણ ચુંબન કરતાંજ નજીરનો ગુસ્સો ઉતરી ગયો. તે શાંત થઇ ગઇ અને પતિનો પોતાના તરફ પ્રેમ નથી એ વાત મનમાંથી કહાડી નાખી તે પતિના ગળે લટકી ગઇ!

માત્ર એક ચુંબનમાં પતિ–પત્નીનો કજીઓ ખલાસ! કાજી સાહેબે તેના હાથમાંથી છબી લઇને પોતાની પેટીમાં મૂકી દીધી.

ત્યાર પછી કાજી સાહેબ નજીરજાન તરફ એટલો બધો પ્યાર

દેખાડવા લાગ્યા અને પ્રેમના અભિનય કરવા લાગ્યા કે, નજીરને ખાત્રી થઇ ગઇ કે તે તેને સંપૂર્ણ રીતે ચાહે છે. આવી રીતે પત્નીનું મન મેળવી લીધા પછી કાજી સાહેબે પુનઃ તે તસવીરને બહાર કહાડી અને તેને દિવાલ ઉપર હતી ત્યાંજ ટાંગી દીધી. નજીરજાને કોઇ રીતે વાંધો લીધો નહિ. તેણે વિચાર્યું કે, જે મરી ગઇ છે; તેનાથી મારે શા માટે દ્વેષ કિંવા ભય રાખવો જોઇએ? મૃત પત્નીને માટે દીર્ઘ નિશ્વાસ મુકી તેમના મનને શાંતિ થતી હોય તો મારે શા માટે આડે આવવું જોઇએ?

નજીરજાન સુન્દર હતી, પરંતુ તેની ખૂબસૂરતી લયલથી ચડી જાય એવી ન હોતી. નજીરના આવ્યા પછી તેનાં પગલાંને લીધે કાજી સાહેબના કિસ્મતની ઉત્તરોત્તર વૃદ્ધિજ થયા કરતી હતી અને પોતાની સારી સ્થિતિને માટે તે તેનાજ પગનો ગુણ સમજતા હતા. નજીર પણ તેમને પોતાના પ્રાણ સમાન ચાહતી હતી. પતિના સુખને માટે તે પોતાના સર્વસ્વનો ભોગ આપી દેતી હતી. આથી મહાપ્રતાપશાળી, કાજી સાહેબ નજીરના હાથમાં રમકડા જેવા થઇ ગયા હતા. તે તેમને જેમ ફેરવતી તેમ ફરતા હતા.

આજે લયલાની તસવીર જોઇ તેમના પ્રાણ આકુળ વ્યાકુળ થઈ ગયા હતા. તેઓ નિશ્વાસ ઉપર નિશ્વાસ મૂકતા હતા અને તેનું એક કારણ હતું. તે કારણ બીજું કાંઈ નહિ પણ ગુલબદનની અનૂપમ લાવણ્યમયી મુખકાંતિજ હતી!

જે વખતે સહજ ઉત્તેજનાને લીધે ગુલબદનના માથા પરથી બુરખો ખસી ગયો હતો તે વખતે એક પળ માત્રજ તેમને તેની સ્વર્ણના જેવી મુખમુદ્રા જોવાનો વખત મળ્યો હતો. તેમણે જોયું

કે, પરલોકવાસિની લયલાજ ગુલબદનના સ્વરૂપમાં આવીને ઉભી છે કે શું? એજ મુખ, એજ આંખ, એજ કાંતિ અને એજ રૂપગર્વમિશ્રિત મુખભાવ હતો!

લયલાની પુનઃ સ્મૃતિ તેમના આત્મામાં જાગ્રત થઈ ગઇ. કાજી સાહેબ એકાંતમાં બેસી જેમ જેમ સુન્દરી ગુલબદનની કાંતિનો વિચાર કરવા લાગ્યા તેમ તેમ તેમના ચિત્તની અંદર એક પ્રકારના દુર્દમનીય મોહ અને વ્યાકુળતાએ પ્રવેશ કરવા માંડયો, અને આ મોહના ફળ તરીકે તેમણે જાણ્યું કે, સમસ્ત વિશ્વમાં ગુલબદનના જેવી શ્રેષ્ઠ સુંદરી બીજી એક પણ નથી. મોસલના બાદશાહના જનાનખાનામાં સેંકડો દેશની સુંદરીઓ વાસ કરે છે, પરંતુ તેમાંની એક પણ એનો મુકાબલો કરી શકે એમ નથી-તેના પગની રજ થવાને પણ લાયક નથી.

આ વિશ્વગ્રાસી ચિંતામાં-અન્તર્દ્રોહી રૂપોન્માદમાં ઉન્મત્ત બની જઇ ઇશ્કની આગથી સળગતા કાજી સાહેબ સ્વગત કહેવા લાગ્યાઃ—

"શું આ ગુલબદનને મેળવી નહિ શકું? પ્રયત્ન શું નથી કરી શકતો? લયલાની માફક આ તો બાદશાહના સાળાની પત્ની નથી ને? અત્યારે મુલ્કનો કર્તા-હર્તા હું છું. મારી વિરૂદ્ધ પડે એમ કોણ છે? હુંજ મોસલ નગરીનો વિધાતા છું. મારા પ્રાણની-આશાની તૃપ્તિ શા માટે થવી ન જોઇએ?"

એટલામાં એક વ્યકિત ત્યાં આવીને ઉભી રહી. તેણે કહ્યું:— "થવીજ જોઇએ. જે કાજી સાહેબના એક હુકમ માત્રથીજ આખી મોસલ નગરીને એક ક્ષણમાત્રમાં ભસ્મ કરી શકાય એમ છે, તેના પ્રાણની આશા અપૂર્ણ રહે એ સર્વથા અસંભવજ છે!"

---

# પ્રકરણ ૬ ઠું.

## અણધાર્યો મદદગાર!

કાજી સાહેબ ચમકી ઉઠયા. પોતાના ઓરડાના બારણા તરફથી આવેલો અવાજ સાંભળી તેમના મનમાં અનેક તર્કવિતર્કો થવા લાગ્યા. રજા લીધાં સિવાય એવો કયો બે માથાંનો માણસ છે કે જે તેના અંતઃપુરમાં આવી આ રીતે જવાબ આપે છે! પોતાના દિલમાંથી નીકળેલો શબ્દ ઝીલી લઇ તેનો પ્રત્યુત્તર આપવાની હિમ્મત કોણે કરી છે, એ જાણવાની તેમને તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. તેમણે અધિકારયુક્ત સ્વરે મ્હોટેથી બૂમ પાડીને કહ્યું:–"કેમ, કોણ છે?"

બહારથી જવાબ આવ્યો–"હુજૂર, એ તો હું આપનો ગુલામ ફૈજુ!"

કાજી સાહેબ મનમાં બડબડવા લાગ્યા:–"ફૈજુ–બદશકલ ફૈજુ–અત્યારે અહીં મારી પરવાનગી લીધા વિના આવીને મારા આત્માની ગુપ્ત વાત સાંભળવા ઉભો રહ્યો અને વળી તેનો મને જવાબ આપે છે! શું આ જેવો તેવો અપરાધ?" એટલું બડબડી તેમણે ફૈજુને ઉચ્ચ સ્વરે બૂમ પાડી:–"ફૈજુ, અંદર આવ."

કાજી સાહેબની મુખમુદ્રા જોતાંજ ફૈજુ ભયભીત બની ગયો. તેના ગાત્ર શિથિલ થઇ ગયાં, પગ થરથર ધ્રૂજવા લાગ્યા અને આખું શરીર પસીનાથી તરબોળ થઇ ગયું. ધીમે પગલે બે હાથ જોડી તે કાજીના ઓરડામાં દાખલ થયો અને કુર્નિસ બજાવી ઉભો રહ્યો.

કાજી સાહેબે તેને પોતાની નજીકમાં એક ખુરસીપર બેસવા

કહ્યું. ફેજી અનિચ્છાએ–જાણે કે પોતે તેમની નજીકમાં બેસવાને લાયક ન હોય–એવો ભાવ દર્શાવી બેઠો.

ત્યાર પછી ગુસ્સાથી લાલ થઇ ગયેલા નેત્રવાળા કાજી સાહેબે ગંભાર રીતે તેને પૂછયું:–" ફેજી, તું જાણે છે કે મારી રજા વિના પંખી પણ મારા ઓરડામાં દાખલ થઇ શકતું નથી છતાં પરવાનગી લીધા વિના તને અહીં આવવાનું શું પ્રયોજન છે ? "

ફેજી નમ્રભાવ ધારણ કરી બોલ્યો:–"ખુદાવંદ ! આપને ત્યાં આવવા માટે મને શા માટે રજા લેવી જોઇએ ? હું તો આપનો ગૃહચિકિત્સક છું ! "

કાજી:–"ખરી વાત, પરંતુ કોઇની ગુપ્ત વાત સાંભળવી એ શું મહા અપરાધ નથી ? મારી બધી વાત સાંભળવા તું દરવાજા આગળ છુપાઇ રહ્યો હતો કે નહિ ? "

ફેજી:–" હુજૂર, જુઠું બોલીશ નહિ. આપની બધી વાત મેં સાંભળી છે."

કાજી:–" તારો આ અપરાધ ક્ષમાને પાત્ર નથી. આ શહેરની અંદર, અરે આ મુલ્કની અંદર, એવો એક પણ માણસ નથી, કે જે આવી રીતે પ્રગલ્ભતા–ધૃષ્ટતા બતાવી મારી અનુમતિ લીધા વિના મારા વિશ્રામાલયની પાસે ઉભો રહી મારી ગુપ્ત કથા સાંભળવાની હિમ્મત કરી શકે ! "

ફેજી હાથ જોડી બોલ્યો:–" હુજૂર, આપ સત્ય કહો છો. આપનો એક શબ્દ પણ મિથ્યા નથી. હું આપના શરણમાં છું–હું તો માત્ર આપને સહાયતા કરવા આવ્યો છું."

કાજી:–" કોને, મને ? શેની સહાયતા ? "

ફૈજુઃ-“ આપ સુંદરીશ્રેષ્ઠા-ગુલાબકલી—ગુલબદનને પ્રાપ્ત કરી શકો, તેની સહાયતા માટે ! ”

કાજી સાહેબ સ્તબ્ધ બની ગયા. પોતાનો ગુપ્તભેદ ઉઘાડો પડી ગયેલો તેમણે જોયો. સહજ વિચારમગ્ન સ્થિતિમાં રહી દાઢી ખંજવાળતાં તેમણે કહ્યું:-“ ફૈજુ, તું જાણે છે કે મોહસીનની પત્ની ગુલબદન હમણાંજ મારી પાસે ફરિયાદ કરવા આવી હતી અને તે બીજા કોઇની નહિ પણ તારીજ વિરૂદ્ધમાં !”

ફૈજુઃ-“ હા, હું જાણું છું.”

કાજીઃ-“ ત્યારે કઇ હિમ્મત ઉપર અહીં આવ્યો છે ? ”

ફૈજુઃ-“ મારૂં સાહસ-હિમ્મત-આશ્રય-ભરોંસો આપજ છો. હું તો આપનો દાસાનુદાસ છું ! ”

કાજીઃ-“ મારો પરવાનો તને મળ્યો હતો ? ”

ફૈજુઃ-“ હા, હુજૂર. અને તેને લીધેજ હું અહીં ઉપસ્થિત થયો છું. આપે મને પહેલાં કહ્યું કે, મારી રજા લીધા વિના કેમ અહીં આવ્યો ? પરંતુ આપ વિચાર કરી જોશો કે એમાં મારો લેશ માત્ર પણ ગુનાહ નથી. આપનો પરવાનોજ મને અહીં લઇ આવ્યો છે. છતાં આપની સામે સત્ય બોલવાની પણ હિમ્મત કરી શકયો નહિ એટલે તે વાત આપને કહી નહિ.”

ફૈજુની વાત સાંભળી કાજી સાહેબ મનમાં ને મનમાં ખુશ થવા લાગ્યા. દુનિયા આખી ખુશામતની દાસ છે. દુધને કાળું અને કોલસાને સુફેદ કરી હાજીહા કરવાવાળા ઉપર જગતના લોકો ખુશ-ખુશ થઈ જાય છે. કહેવત છે કે “ ખુશામત તો ખુદાને પણ પ્યારી છે ! ” તો પછી બિચારા છળ પ્રપંચથી પૂર્ણ દગાબાજ દુનિયાના

કાજી સાહેબની શું વાત ! તેઓ કર્કશ સ્વભાવના અને રૂક્ષ પ્રકૃતિના માણસ હતા છતાં ફૈજુના ખુશામતી બે બોલોમાંજ પ્રસન્ન થઇ ગયા.

સહજ સ્મિતભર્યા મુખે–મુલાયમ સ્વરે કાજી સાહેબે કહ્યું:–" ફૈજુ, તું જાણે છે તો ખરો કે, એક સારા સુવિચારક તરીકે આ મુલકમાં મારી સુખ્યાતિ પ્રસરી રહી છે. વળી ગુલગદને એક નહિ પણ બે ગુન્હાઓ માટે મારી પાસે ફરિયાદ કરી છે—"

કાજી સાહેબના મ્હોડામાંથી આટલા શબ્દો નીકળતાંજ ફૈજુ પોતાની ખુરસી પરથી ઉઠયો અને કાજી સાહેબના પગ હાથમાં લઇ ચૂમતાં બોલ્યો:–" હુજૂર, ગરીબ પરવર, આ ગુલામને કોઇ પણ રીતે બચાવો."

કાજી:–" કઇ રીતે બચાવું ? તું જાણે છે કે તારા ઉપર કેવા ગુનાહોનું તહોમત છે ? "

ફૈજુ:–" હા, પહેલો ગુન્હો પૈસા નહિ આપવાનો."

ફૈજુ:–" અને બીજો ? "

ફૈજુ:–"બેઇજ્જતી કરવાનો ! "

કાજી:–" વાહ ! તું તો બહુ તર્કબાજી જણાય છે ! "

ફૈજુ:–" એ બધા આપનાજ પ્રતાપ છે ને ! "

મહાપ્રતાપશાળી કાજી સાહેબ શરૂઆતમાં તો ફૈજુના ઉપર બહુજ વિરકત બની ગયા હતા અને તેને કેવી ભયંકર શિક્ષા દેવી તેના વિચારમાં હતા; પરંતુ ફૈજુની વાત કરવાની ઢબ–છબ તેમજ તે પોતાના સ્વાર્થની વાતમાં અનાયાસે સહાયકર્તા તરીકે ઘણો ઉપયોગી થઇ પડશે એમ માની તેના ઉપર બહુજ પ્રસન્ન થયા અને

ખુશાલીના આવેશમાં પોતે લખેલા પરવાનાની અંદર આ બે ગુના-હોનો ઉલ્લેખ કર્યો હતો, તે વાત પણ ભૂલી ગયા હતા !

ફૈજુ પણ પોતાના મનમાં ખુશ થવા લાગ્યો. ચાણાક્ષ માણસની માફક વખત વર્તીને તેણે કામ લીધું હતું. નિર્બોધ કાજીના ક્રોધને તેણે જળની માફક શાંત કરી દીધો હતો. કાજીને પુનઃ સલામ કરતાં તે બોલ્યોઃ-" હુજૂર, આ બાબતમાં આપના વિચારો કેવા છે, તે જણાય તો આ ગુલામ બહુજ ખુશ થશે."

કાજીઃ-" કંઇ બાબતમાં ? "

ફૈજુઃ-" ફરિયાદની."

કાજીઃ-" ખરેખર, શું તેં મોહસીનની પાસેથી પૈસા વ્યાજે લીધા હતા ? "

ફૈજુઃ-" હા, સાહેબ. આપ તો ધર્મના અવતારરૂપ છો, એટલે આપની પાસે અસત્ય બોલીશ નહિ. મારી પાસે તેનું કર્જ અદા કરી શકાય એટલા પૈસા નહોતા તેના લીધેજ આપી શક્યો નથી. છતાં આપનો પરવાનો મળતાંજ મારી સ્ત્રીના ઘરેણાં ગીરો મુકી તેના ઉપર પૈસા લઇને આપને આપવા આવ્યો છું અને આપની પાસે અરજ ગુજારૂં છું કે, સાધારણ અપરાધીની માફક મને અદાલતમાં ઉભો નહિ કરતાં ઘરમેળેજ આ કજીઓ આપ પતાવી દેશો. નહિ તો મારી બેઆબરૂ થશે અને આ શહેરમાં હું જે માન-પ્રતિષ્ઠા ભોગવું છું તેનો નાશ થઇ જતાં મારી જીંદગીનો પણ નાશ થઇ જવા સંભવ છે. વળી હું આપનો ગૃહ-ચિકિત્સક છું એટલે તેમાં આપના નામને પણ કલંકરૂપ થાઉં એવી મને બીક રહ્યા કરે છે ! "

કાજી સાહેબ દાઢી ખંજવાળતાં બોલ્યા:-" એ તો વાત સમજ્યો પણ બેઈજ્જતીની જે ફરિયાદ કરી છે, તેનું શુ ?"

ફેંજુ:-" સુબહાનઅલ્લા ! સુબહાનઅલ્લા ! હુજૂર, શું આ વાત સંભવિત છે ? શું હુ તેની આબરૂ લઉં ? તેની બેઇજ્જતી કરૂં ? તોબા-તોબા-તે તો મારા મિત્રની પત્ની છે એટલે મને તો બહેન બરાબર છે. છતાં સ્ત્રીજાતિ એક મહા ભયંકર જાત છે. તે ગમે તે કરી શકે છે. હાવ-ભાવ અને કરૂણ મુદ્રાદ્વારા ગમે તેવા પહેલવાનને પણ પલાળી દે છે. હું તો માત્ર ભય બતાવવાને માટેજ તેની પાસે બોલ્યો હતો કે, 'જુઓ, ગુલબદન, તમારે આવી રીતે પૈસાના તગાદા માટે આવવું નહિ. તમે યુવાન અને સુંદર યુવતી છો. રસ્તે આવતાં તમોને કોઇ નહિ કોઇ વિપદ આવવાનો સંભવ બહુ રહે છે. માટે તમારે આવી રીતે અહીં મારે ત્યાં આવવું નહિ. તમારા પૈસાની હું તજવીજમાં છું અને તમારે ત્યાં આવીને હું આપી જઇશ.' છતાં તેણે મારૂં કહ્યું માન્યું નહિ. હુજૂર, આપ જાણતા તો હશો કે, સ્ત્રીઓને આંખમાં આંસુ લાવવાં એ તો એક સહેલી વાત છે. તેણે અશ્રુપૂર્ણ નયને મને ઠાકલુદી કરતાં કહ્યું, છતાં મારો એકજ ઉત્તર સાંભળી તેનો મિજાજ ગયો અને તેણે કહ્યું કે, ફેંજુ સાહબ ! તમને મારાં આંસુની પણ કિંમત નથી ? મારો પતિ માંદગીના બિછાને પડયો છે-અમોને જીવન નિર્વાહનું કોઇ સાધન નથી-તેવા વખતમાં હું તમારે ત્યાં અમારા લેણા પૈસા લેવા આવી ત્યારે તમે આવો જવાબ આપો છો ? શું શરીફ ખાનદાનની ઓરત કોઇ દિવસ બહાર નીકળે છે ? છતાં મારા પતિની દુ:ખદાયક સ્થિતિ હું જોઇ શકતી નથી અને તેને

માટેજ મેં આટલો જોખમ ખેડયો છે. તમે પૈસા આપતા નથી તો હું પણ તમોને જોઇ લઇશ. હમણાંજ હું કાજીને ત્યાં જાઉં છું અને તમોને તમારા આ કૃત્યનો બદલો અપાવું છું !"

"ત્યાર પછી થોડા વખતમાંજ મને આપના તરફનો પરવાનો મળ્યો. હુઝૂર, આ ખરી હકીકત છે. હવે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો."

કાજી સાહેબની પાસે ફૈજુ કોઇ વખત આવી રીતે સ્પષ્ટ ભાવે-ખુલ્લી રીતે વાત કરતો નહોતો. વાતમાં ને વાતમાં તેણે જે ચાર શબ્દોમાંજ કાજી સાહેબનું દિલ પોતાની તરફ ખેંચી લીધું હતું-ગુલબદનને મેળવી આપવાની સહાયતા કરવાનું તેણે કહ્યું હતું-આથી કાજી સાહેબને તે પોતાના વલણમાં લઇ શકયો હતો.

કાજી સાહેબે પ્રસન્ન મુખે કહ્યું:-"ફૈજુ, કાલે તે મારી પાસે આવવાની છે. તેને હું સમજાવી જોઇશ અને ફરિયાદ પાછી ખેંચી લેવાનું કહીશ. વારૂ, તારા કરજના પૈસા તું લાવ્યો છે ?"

"હા, હુઝૂર" એટલું કહી તેણે કમરની આજુબાજુ વિંટાળેલી એક થેલી કહાડી એક હજાર મોહોરનો ઢગલો કાજીના મ્હોડા આગળ કર્યો.

કાજી સાહેબ સ્મિતવદને બોલ્યા:-"ફૈજુ, આજે તું જા, અને પરમ દિવસ પાછો આ વખતે અહીં આવજે. એટલે ગુલબદનને સમજાવવામાં હું કેટલો ફાવ્યો છું, તે તને જણાવીશ."

સલામ ઉપર સલામ કરતો પાછે પગલે ફૈજુ કાજી સાહેબના ઓરડામાંથી બહાર નીકળ્યો. કાજી સાહેબે પોતાના એક નોકરને તમાકુ લાવવાનો હુકમ કર્યો. તે આવીને તમાકુ આપી ગયો.

ઇસ્તાંમ્બુલી મનોમદ સુગંધીદાર તમાકુ પીતાં પીતાં કાજી સાહેબ મનમાં નવનવા અનેકવિધ તરંગોમાં વિહાર કરવા લાગ્યા.

તેમણે સામેની દિવાલ ઉપર ટાંગેલી છબી તરફ જોયું અને તેનો અને ગુલબદનનો મુકાબલો કરવા લાગ્યા. "આહા ! એક દિવસ એવો પણ હતો કે, લયલાની અનૂપમ સુન્દર મુખકાંતિ જોઇ હું દીવાનો બની ગયો હતો. મનમાં વિચારતો કે, આ દુનિયામાં તે એકજ સર્વશ્રેષ્ઠ–સૌન્દર્યવાન સ્ત્રી તરીકે જન્મી છે ! પરંતુ આજે ગુલબદનની તુલનામાં તેનું સૌન્દર્ય કાંઇજ નથી એમ જણાય છે ! આવી સુંદર વિનયશીલ આંખો તેની નહોતી. આવો સુન્દર કેશકલાપ–ચન્દ્રને પણ લજાવે તેવો મ્હોડાનો આકર્ષક દેખાવ–નૂતન વિકસેલ ગુલાબકલી જેવા ગુલાબી રંગના ગાલો–આ બધું શું એનામાં હતું ? નહિ–નહિ. ગુલબદન એક સુલ્તાનના મહેલને શોભાવે તેવી સૌન્દર્યસંપન્ન હોવા છતાં એક ગરીબના ઘરનો ચિરાગ થઇને રહી છે. પતિના સુખદુઃખમાં ભાગ લે છે. આટલી બધી દુઃખી અવસ્થા આવી છે, પણ તેના મ્હોડાની કાન્તિમાં જરા પણ દુઃખનો ભાસ જણાતો નથી ! અય ખુદા ! શું આ કલંકસ્પર્શવિહિન અતુલનીય રૂપજ્યોતિને તેં હમેશને માટે દારિદ્રયપિડિત મોહસીનના અંતઃપુરને માટેજ સરજી છે ? ગુલકલી તો બાગમાં ખીલેલીજ ઉત્તમ લાગે છે. આવી ચમ્પકકલિકા તો મારા જેવા સાધનસંપન્ન અધિકારીના મનોદ્યાનમાં વિકસવી જોઇએ. બસ, આજે હું પ્રતિજ્ઞા કરૂં છું કે, કોઇ પણ ઉપાયે ગુલબદન વને હુ મેળવ્યા વિના રહીશ નહિ. પ્રયત્નથી શું નથી બની શકતું ? મરૂભૂમિમાં શું નદી વહેવરાવી શકાતી નથી ? ખુદાના પ્રતિ-

નિધિ જેવો હું આજે આ સલ્તનતનો ન્યાયાધિશ છું. ઇશ્વરથી બીજે નંબરેજ મારો અધિકાર છે. હું કહું તેમજ થાય એમ છે તો શું પ્રયત્ન કરવા છતાં આ સુખસ્વપ્ન સફળ નહિ થાય ?”

કહેવત છે કે, કામીને મન આખું જગત્ આંધળું દેખાય છે, તે પોતાના સિવાય બીજા કોઇને જોઇ શકતો નથી. કાજી સાહેબ, વિદ્વાન, પ્રતિભાવાન અને વિચારશીલ હતા છતાં આજે પરસ્ત્રી સામે કુદૃષ્ટિથી જોવું એ નીતિની બહારની વાત છે, એ સમજી શકતા નહોતા. પરસ્ત્રી માતા બરાબર છે, તેની સામે લોલુપ નેત્રે જોવું એ મહા પાપ છે એમ આત્મગરિમાદિપ્ત કાજી સાહેબના મગજમાં આવતું નહોતું. ન્યાય કચેરીમાં બેસી ન્યાય કરતી વેળા આવા પરસ્ત્રી લંપટના ઘણા મુકદ્દમાઓ તેમણે ચુકવ્યા હતા અને કોઇની આંખ ફોડી નાખવાની, કોઇનો હાથ કાપી નાખવાની, કોઇના કાન કાપી નાખવાની એવી ભયંકર શિક્ષાઓ તેમણે કરી હતી. છતાં આજે તે પોતાના મનને વારી શકતા નહોતા– તેને શિક્ષા કરી શકતા નહોતા. કહેવત છે કે માણસ પોતાના પગ નીચે બળતું જોઈ શકતો નથી !

આવો સુબુદ્ધિવાળો, જગત્‌ને ન્યાય આપવા વાળો માણસ વિચાર કરે અને પોતાની ભૂલ સમજી જઇ પોતે કયાં સૂધી અન્યાય કરે છે, એ જૂએ તો તેની જીંદગીનો પાસો ફરી જાય. ભાવી વિપદનું કષ્ટ ભોગવવું પડે નહિ. પરંતુ તેમને આવા વિચારોથી કોઈ હઠાવી શકે એમ નહોતું ? આ બાબતનો માહિતગાર ફેજુ તો ઉલટો તેમને આ જહન્નમના ગારમાં નાખવા મદદગાર હતો એટલે કાજી સાહેબની ભવિષ્યની જીંદગી કેવું રૂપ ધારણ લે

છે, એ આપણે આગળ જોઇશું.

ફેજુ પોતાની ઉદ્દેશસિદ્ધિને માટેજ ત્યાં આવ્યો હતો. પરવાનો મળતાંજ તેણે જાણ્યું કે, મોહસીનની પત્ની ગુલબદન કાંઇ સાધારણ સ્ત્રી નથી. તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે, "પૈસા અને વળી તેનું ઉપરથી વ્યાજ આપતાંજ લેણદેણની ફરિયાદનો નિકાલ આવી જશે; પરંતુ તેણે બેઆબરૂની ફરિયાદ કાજી પાસે કરી છે, તેનો નિકાલ થશે નહિ અને પોતાને ફજેત થઇ ચાબૂકનો માર ખાવો પડશે અને તેથી ચામડી ફાટી જશે! ખૂબસૂરત ગુલબદનની આંખમાં અશ્રુ જોતાંજ કાજી સાહેબના મનમાં તેના તરફ સહાનુભૂતિ ઉત્પન્ન થશે અને તેને દોજખના ગારમાં પડવું પડશે." આવો વિચાર આવવાથીજ મુકદ્દમો નિકળવા પહેલાંજ તે કાજી સાહેબને ત્યાં આવીને હાજર થયો હતો.

જ્યારે તે કાજીના બારણા પાસે આવીને ઉભો રહ્યો ત્યારે તેણે જાણ્યું કે, કાજી સાહેબ કાંઈ વિચારમાં મશગુલ થઇ ગયા છે. એક બે વખત તેણે તેમના મ્હોડા તરફ સ્પષ્ટ ભાવે જોયું તો તેમના મ્હોડામાંથી ગુલબદન-ગુલબદન એવા શબ્દો નીકળેલા તેણે સાંભળ્યા. તર્કબાજ ફેજુ સમજી ગયો કે, ખૂબસૂરત નાગણ ગુલબદન તેને પણ ડંખ મારી ગઇ છે! ડંખની જવાળામાં કાજી સાહેબ તડફડીયાં મારી રહ્યા છે!

આપ મતલબી-સ્વાર્થસાધુ માણસને આટલુંજ જોઇએ. કાજી સાહેબના મનનો ભેદ પામી જવાથી જાણે પોતાની ફત્તેહ થઇ હોય-કાજી સાહેબના જીવનની ચાવી પોતાના હાથમાં આવી હોય-

એમ સમજી તે કાજીના ઓરડામાં દાખલ થયો અને ત્યાં તેણે અણધાર્યા મદદગાર તરીકે કેવી રીતે વેશ ભજવ્યો એ આપણે આ પ્રકરણની શરૂઆતમાંજ જોઇ ગયા છીએ.

———

# પ્રકરણ ૭ મું.

---

## પતિવ્રતાની પ્રતિજ્ઞા.

ઉદાસિન મુખમુદ્રાએ અને શંકિત હૃદયે ગુલબદન ગાડીમાંથી ઉતરી. મંદગતિએ તેણે પોતાના ઘરમાં પ્રવેશ કર્યો.

મનમાં ને મનમાં તે વિચાર કર્યા કરતી હતી કે,–"ફેન્નુને ત્યાંથી પાછા ફરતાં મને ઘણો વિલંબ થઇ ગયો છે. રોગશય્યાશાલી પતિ મારા માટે આકુળવ્યાકુળ થઇ ગયેલ હશે. તેઓ મારો નિરૂત્સાહી અને શોકપરિપૂર્ણ ચ્હેરો જોતાંજ મોડું થવાને લીધે મારો તિરસ્કાર કરશે કિંવા ઠપકો આપશે તો? જેણે એક ક્ષણ માત્ર પણ મારો વિયોગ સહન કર્યો નથી, જેનામાં બિછાનામાંથી ઉઠવાનું સામર્થ્ય નથી, જેનાં દરેક કાર્યની સહાયતા માટે મારી જરૂરીયત હોય છે. ખાવું, પીવું, દવા, દારૂ વગેરે દરેક કાર્ય મારા ઉપરજ નિર્ભર છે, તેને મારા હદથી જયાદા વિલંબને લીધે કેટલું બધું દુઃખ વેઠવું પડયું હશે?"

બાંદી ગુલનાર પણ બંગલાના બારણામાં દાખલ થતાંજ ગુલબદનથી છુટી પડી ગઇ. કારણ કે, તેના મનમાં પણ ભય ઉત્પન્ન થયો હતો કે, તેનો માલિક મોહસીન તેને પણ ઠપકો આપ્યા વિના રહેશે નહિ.

મલિનમુખે, શંકાપૂર્ણ હૃદયે, અતિ મંદ ગતિએ ગુલબદને મોહસીનના ઓરડામાં પ્રવેશ કર્યો; પરંતુ મોહસીને તેને એક પણ ઠપકાનું વચન સંભળાવ્યું નહિ. ગુલબદનને જોતાંજ તેણે પોતાના

બન્ને દુર્બળ હાથો પહોળા કરતાં કહ્યું:-"આવ ગુલબદન! લાંબા વખત સૂધી તારૂં દર્શન નહિ થવાને લીધે મારા પ્રાણ આકુળવ્યાકુળ થઇ ગયા છે. આવ-આવ પ્રાણાધિક પ્રિયતમા!"

ગુલબદન અજાયબ થઇ ગઇ. તેની ધારણા ઉલટી પડી. તિરસ્કારને બદલે પુરસ્કાર! ઠપકાને બદલે પ્રેમ-સંભાષણ તેના સાંભળવામાં આવ્યું. આહા! આવો પ્રેમ, આવો સ્નેહ, આવા અપરાધની ક્ષમા, એની તુલના કોની સાથે થઇ શકે એમ છે? જગત્‌ની અંદર અનેક સ્ત્રીઓ હોય છે, પરંતુ પ્રેમમય, સ્નેહમય, ક્ષમાશીલ સ્વામી શું દરેકને મળે છે?

અંધકારમય જગાની અંદર બત્તીને એક દીવાસળી સળગાવી અડકાડતાંજ તે જેમ પ્રકાશિત થઇ આખી જગ્યાને પ્રકાશમાન બનાવી દે છે, તેવીજ રીતે મોહસીનના સ્નેહપૂર્ણ સંબોધનથી ગુલબદનના મુખપરની શોકપૂર્ણ છાયા દૂર થઇ ગઇ અને તેની મુખ-મુદ્રા ચંદ્રજ્યોતિની માફક પ્રફુલ્લ અને શાંત દેખાવા લાગી.

ગુલબદન શય્યાશાયી, રોગદુ:ખિત સ્વામીના પાસે મૃદુ ભાવે જઇને બેઠી. મોહસીને તેને પોતાના બન્ને હાથોમાં છાતી સાથે દબાવી તેના ગુલાબી અધરોષ્ઠને એક ચુંબન લીધું. ક્ષણ કાળ સૂધી બન્ને જણાં આત્મવિસ્મૃત બની દેહભાન ભૂલી ગયાં! આમ લગભગ પાંચેક મીનીટ જવા પછી ગુલબદન બોલી:-"વ્હાલા મોહસીન! મને પાછા ફરવામાં બહુ વિલંબ થયો છે. આપને મારા લીધે બહુ કષ્ટ વેઠવું પડયું હશે. પ્રભુ, હું આપની અપરાધિની છું. મને ક્ષમા કરો!"

મોહસીન તેના અસ્તવ્યસ્ત થયેલા સુંદર કેશકલાપને સરખો

કરતાં બોલ્યો:-"ગુલ! ખોટું શું કહુ? તારી ગેરહાજરીમાં એક પળ પણ મારાથી સહન થઇ શકતી નહોતી. મારો આત્મા જાણે કે આ દેહમાંથી ઉડી ગયો હોય એમ જણાતું હતું! પરંતુ તને જોવાંજ મોરલીના નાદથી જેમ સર્પ ડોલવા મંડી જાય તેમ મારો આત્મા આનંદના ઉલ્હાસમાં ડોલવા લાગ્યો છે. પ્રિયે! એ બધી વાત જવા દે. તું જે કામ માટે ગઇ હતી તેનું શું થયું? તારૂં મલીન મુખ જોવાંજ મેં તો ધાર્યું હતું કે, તેમાં તને ફત્તેહ મળી નથી. કારણ કે, ફેજુ કેટલો નીચ દગલબાજ શયતાન છે, તે હું સારી પેઠે જાણું છું."

ગુલબદનના મુખ ઉપર પુનઃ ઘોર મલીન છાયા પ્રસરી રહી. સોળે કળાથી ખીલેલા પૂર્ણિમાના ચંદ્રપર મેઘનું આવરણ છવાઇ ગયું. તેનું હૃદય ધડકવા લાગ્યું. પગમાં કંપ છૂટયો. પતિને કયા મુખથી બધી વાત કહેવી તેના વિચારમાં તે પડી ગઇ. આખરે એક દીર્ઘ નિશ્વાસ મૂકી મોહસીનના બન્ને હાથોને પોતાની છાતી સાથે દબાવી બોલી:-"પ્રભુ! આપને શું કહું? કહેવત છે કે 'લેને ગઇ પૂત ઔર ખો આઇ ખસમ' એ ન્યાયે જે કામ માટે હું ગઇ હતી તેમાં નિષ્ફળ નીવડી છું; વળી અધૂરામાં પૂરૂં ધર્મ કરતાં ધાડ આવી પડે તેમ એક દુઃખમાંથી ઉગરવા પ્રયત્ન કરતાં બીજાજ દુઃખના ગારમાં પડી ગઇ છું!"

મોહસીન તેના બોલવાનો ભેદ જાણી ગયો. તે સહાસ્ય મુખે બોલ્યો:-"ગુલ! અને તે નવીન વિપદનું કારણ તારી અનિન્દ્યસુન્દર કાંતિજ છે ને! મેં તને પહેલાંથી સાવચેત કરી

હતી કે, આ દુનિયામાં ખૂબસુરતીના અનેક ખરીદદારો હોય છે અને તેથી ખૂબસૂરત સ્ત્રીને ડગલે ડગલે દુ:ખના ડુંગરો નડયા કરે છે. ભાવિ વિપદ ક્યારે આવી પડશે તેની તેને ખબર હોતી નથી."

ગુલબહન કરૂણ સ્વરે બોલી:–"સ્વામીન્! આપ ખરૂં કહો છો. આપની આજ્ઞા મેં માની નહિ તેનો હવે મને પશ્ચાતાપ થાય છે." એટલું કહી તેણે ઘેરથી નીકળ્યા પછી ફૈઝુને ત્યાં તેમજ કાજીને ત્યાં શું શું બન્યું તે બધી હકીકત તેને કહી સંભળાવી.

ગુલબહનના મ્હોંડેથી સમસ્ત ઘટનાનો વૃત્તાંત સાંભળી એક મર્મભેદી દીર્ઘ નિશ્વાસ મૂકતાં મોહસીન બોલ્યો:–" ગુલ ! આટલા માટેજ મેં તને જવાનો નિષેધ કર્યો હતો, છતાં તું ગઇ અને આ પરિણામ આવ્યું. રૂપ અને રૂપિયા, કામિની અને કાંચન, આ બે ચીજોજ આખી દુનિયાના અનર્થનું–નાશનું મૂળ છે. અને તું તો રૂપ લઇને રૂપિયા લેવા ગઇ હતી એટલે આમ થવું અસંભવિત નથી. વ્હાલી ગુલ! અત્યારે હું કેવી સ્થિતિમાં છું ? આજે હું કંગાલ, રોગ યંત્રણાથી દુ:ખિત, બિછાનામાંથી ઉઠવાને પણ શકિતવિહિન છું; પરંતુ જો મારામાં પૂર્વવત સાધારણ શકિત હોત તો તારી માફક વિકલ હૃદયે પ્રતિકારને માટે કાજીની પાસે નહિ જતાં મારા જોડાની લાતથી તેનું માથુંજ ભાંગી નાંખ્યું હોત ! હાય ! ખુદા, આ અપમાન મારાથી સહન થઇ શકતું નથી. માત્ર એકજ વખત જો મને પાછી શકિત પ્રાપ્ત થાય તો મૂજી ફૈઝુને પતિવ્રતા સ્ત્રીનું અપમાન કરવામાં કેટલું પ્રાયશ્ચિત ભોગવવું પડે છે તેનો સ્વાદ ચખાડી દઉં."

મોહસીન ઉત્તેજિત બની ગયો. વેર લેવાના અનેક વર્ક વિતર્કો તેના મગજમાંથી પસાર થવા લાગ્યા. ઉશ્કેરાયલા મગજે તે જેમ તેમ બડબડવા લાગ્યો. ગુલબદન તેની આવી સ્થિતિ સમજી ગઇ. માત્ર એકજ સ્નેહભર્યા, મિષ્ટ–મધુર, સ્વર્ગીય ચુંબનથી તેણે તેને શાંત કરી દીધો. સ્ત્રીઓની એક જાદુઇ નજરમાંજ સેંકડો મનુષ્યોનો સંહાર કરતા મહા સમર્થ યોદ્ધાઓના હાથનાં બાણ નીચે મૂકાવી દેવાની શક્તિ રહેલી હોય છે. તો પછી અનોન્ય જેઓનાં હૃદય પ્રેમરજ્જુથી બદ્ધ થઇ ગયેલાં છે એવો મોહસીન, ગુલબદનના એક ચુંબનથી શાંત થઇ જાય એમાં કાંઇ નવાઇ જેવું નથી!

થોડા વખત પછી શાંત પ્રકૃતિએ મોહસીન બોલ્યો:–"પ્રિયે! હવે થયું તે નહિ થવાનું નથી. આ જગત્‌ની ઘટનાના વેગને અટકાવવાની કોઇનામાં શક્તિ નથી. ભાવિમાં જે થવાનું હતું તે થઇ ગયું! હવે કોઇને દોષ દેવામાં સાર નથી. દયામય પ્રભુનો એટલો આભાર માન કે, આવી મહાન્ વિપદમાંથી પણ તું શુદ્ધ રીતે બહાર નીકળી આવી છે."

સ્વામીના અપરિમેય સ્નેહનો અને પ્રેમનો પરિચય ગુલબદનને અનેક વેળા થયો હતો; પરંતુ આ વખતે તો તેની હદ વળી ગઇ. પોતે પોતાને પતિના બાહુની અંદર સ્વર્ગમાંજ બિરાજતી હોય, એમ માનવા લાગી. આપત્તિના વખતમાંજ મનુષ્યની પરીક્ષા થઇ જાય છે. સુખના દિવસોમાં અનેક સાથીઓ–સ્નેહીઓ–સંબંધીઓ હોય છે, પણ દુ:ખના વખતમાં અશ્રુનું એક બિંદુ લૂછવાને કિંવા આશ્વાસન આપવાને કોઇ આવતું નથી.

ગુલબહન એક દીર્ઘ નિશ્વાસ મૂકતાં બોલી:–"આજે હું દુનિયાની પાસેથી નવો પાઠ શીખી છું. હવે આ અયાચિત–બહુ મૂલ્ય શિક્ષા કોઈ દિવસ ભૂલીશ નહિ. પ્રભુ, આપની આજ્ઞાનું ઉત્થાપન કદી નહિ કરૂં. આપ મને મારા આ કૃતકર્મની માફી નહિ બક્ષો ?"

આવેગભર્યા હૃદયે પત્નીને ચુંબન કરતાં મોહસીન બોલ્યો:–"ગુલ ! માફી આપવાનો અધિકારી હું નથી ! મારૂં કર્ત્તવ્ય છે કે, તને સુખમાં રાખવી; પરંતુ મારાથી તેમ બની શકતું નથી. પત્ની તરીકેનું કર્ત્તવ્ય તેં બરાબર બજાવ્યું છે, કિન્તુ સ્વામી તરીકેનું કર્ત્તવ્ય મારાથી શું થઇ શકયું છે ? ભીષણ દારિદ્રય પોતાનું વિકાળ મુખ ફાડી મારો ગ્રાસ કરી રહેલ છે. આ ગૃહ કે જે બંધુ–બાંધવોના હંમેશના સમાગમથી ગજી રહેતું હતું; તે આજે સ્મશાનના જેવો ભાવ ધારણ કરી રહેલ છે. આવી રીતે હું કાળના સપાટામાં આવી ગયો છું. આમાંથી ઉદ્ધાર થાય એવી કોઇ આશા જણાતી નથી. હું જાણું છું કે આ વ્યાધિમાંજ મારો પ્રાણદીપક હોલવાઇ જશે, મને શીતળ સમાધિગર્ભમાં આશ્રય લેવો પડશે ! પરંતુ તારી શી દશા થશે ? તું અભિમાનિની અને આજીવન સુખપાલિતા છે. દુઃખ શું છે, તેનો તને અનુભવ નથી. સંસારના હૃદયહીન લોકોના ઉષ્ણ નિશ્વાસથી તારી સુન્દર કાન્તી અનલતાપવિદગ્ધ કુસુમની માફક સૂકાઇ–કરમાઇ જશે ! ગુલ ! ગુલ ! તારૂં શું થશે ?"

હતભાગ્ય મોહસીન દારૂણ મર્મવ્યથા સહન કરી શકયો નહિ. તેનાં આરક્ત નેત્રોમાંથી અતી ઉષ્ણ અશ્રુધારા વહેવા લાગી.

ગુલબહેન પોતાની ઓઢણીનો છેડો લઇ તેનાથી મોહસીનનાં અશ્રુ લૂછતાં બોલીઃ-" પ્રભુ, શાને માટે આટલો બધો સંતાપ કરો છો ? તમે અને હું-આપણા બેમાંજ આખું જગત્ સમાઇ ગયું છે. જગતની આપણને શી પરવા છે ? તમે અને હું જીવતા રહીયે તો દુઃખ એ કેવી વસ્તુ છે, એ હું જાણતી નથી. આપના આવા કષ્ટના દિવસોમાં પણ આપની સેવા કરવા મને જે વખત મળ્યો છે, તેથી હું ખુદાના હજારો હજાર શુકરાના કરૂં છું. આપ શું એમ ધારો છો કે આપના મૃત્યુ બાદ આપની ગુલ જીવતી રહેશે ? નહિ, નહિ. આપના પ્રાણ સાથે મારા પ્રાણ ચાલ્યા જશે. આપ અને હું એકજ કબ્રમાં નિવાસ-કરીશું. વ્હાલા, છતાં હું નિરાશાવાદી નથી. દુઃખના દિવસો શું હમેશ રહે છે ? મેઘવર્ષા શું હમેશ હોય છે ? નહિ. અન્ધકાર ચિરદીન રહેતો નથી. તેમ દુઃખના દિવસો જતાં પુનઃ સુખના દિવસો આવશેજ. આપણું બધું ગયું છે; પરંતુ આપણું આ આશ્રયસ્થાન-ગૃહ તો ગયું નથી ને ! આ શાન્તિમય આશ્રમમાં આપણે દુઃખને ભૂલી જઇ સદ્યસ્થિતિમાં આનંદ માની જે મળશે તેમાં સંતોષ માની સુખમાં દિવસો ગુજારીશું. પ્રભુ કૃપા હશે તો આપને આરોગ્ય પણ જલ્દી પ્રાપ્ત થઇ જશે. આ વિશાળ સંસારનો સૃષ્ટા, જે આખા જગતનું પાલન કરે છે; તે શું આપણને ભૂખના દુઃખથી મરી જવા દેશે ? આપણે તેની પ્રાર્થના કરીશું અને આપણી પ્રાર્થના ફળિભૂત કરવા સિવાય તેને છૂટકોજ નથી."

અત્યાર સૂધીની જીંદગીમાં ગુલબહેને આવી રીતે મોહસીનના

સાથે ખુલ્લાં દિલે કયારેય વાતચિત કરી ન હતી. અનેક વખત તેણે પ્રેમસંભાષણોથી મોહસીનને રીઝવ્યો હતો; પરંતુ આજે દુ:ખના દિવસોમાં પતિના આત્માને શાંતિ આપવાને ખાતર ઉન્મુક્તમુખ ઝરણાના પ્રબળ વેગની માફક તેના વિચારો ભીષ્મ પ્રતિજ્ઞાની માફક નીકળી પડયા.

પત્નીના મુખથી હમેશ પ્રેમની-સ્નેહની વાતો સાંભળનાર મોહસીન આજે દિગ્મૂઢ બની ગયો. મનુષ્યાવતારમાં ગુલબદન તેને સ્વર્ગની સુંદરી જણાવા લાગી. પ્રફુલ્લ હૃદયે તે આનંદ સાગરમાં ડોલવા લાગ્યો.



# પ્રકરણ ૮ મું.

## સોબતે અસર !

જગત્માં મનુષ્યના દિવસો કદાપી એકસરખા જતા નથી. દિવસ પૂર્ણ થતાંજ જેમ રજની પોતાનો કૃષ્ણવર્ણી પડદો જગત્ ઉપર પાડી દે છે, અને પુનઃ સૂર્યોદય થતાંજ અંધકારનો લોપ થઇ જાય છે, તેવીજ રીતે મનુષ્યના સુખ–દુઃખના દિવસો આવે છે અને ચાલ્યા જાય છે.

સંસાર એક અગમ્ય વસ્તુ છે. મનુષ્ય જ્યારે પ્રકૃતિને વશ થઇ સારાસારનો વિચાર બાજૂએ મૂકી કોઇ એકાદ સાહસિક કાર્ય કરવા પ્રવૃત્ત થઇ જાય છે, ત્યારે તેને તેના પરિણામનું ભાન રહેતું નથી; પરંતુ જ્યારે પોતાના કૃતકર્મમાં તે નિષ્ફળ નીવડે છે, ત્યારે હતાશ બની જઇ નિરાશાના ગારમાં ગબડી પડે છે અને તેનો આત્મા શોક સમુદ્રમાં ડૂબી જાય છે.

ગુલબદનની બાબતમાં પણ તેમજ બન્યું. શિક્ષિત, સુવિચારક, હિતાહિતનો જ્ઞાતા, જનસ્વભાવને સંપૂર્ણ રીતે જાણવાવાળો માણસ જ્યારે દુનિયાના અટપટા પ્રસંગોમાં ગોથું ખાઇ જાય, ત્યારે સરલહૃદયા, સંસારજ્ઞાનહિના, ગુલબદનની તો વાતજ શી કરવી !

ગુલનારનાં ઉત્સાહિત અને ઉત્તેજનપૂર્ણ વાકયોથી તે ઉત્તેજિત બની ગઇ ન હોત અને હકીમે કરેલાં અપમાન તેમજ અર્થપ્રાપ્તિને માટે નિરાશા સહન કરી તે પોતાને ઘેર ચાલી આવી હોત તો ભવિષ્યમાં તેની જીંદગીમાં જે કાંઇ બન્યું તે બનવાનો વખત

આવત નહિ; પરંતુ યૌવનનો પ્રભાવ જૂદોજ હોય છે. તે વખતે ઉત્તેજનામય રક્તસ્રોત તેની નસોમાં વહ્યા કરતો હતો. તે આત્મસંવરણ કરી શકી નહિ. સ્થીરતાપૂર્વક ગંભીર રીતે તે પોતાનાં કાર્યના સારાસારનો કિંવા પરિણામનો વિચાર કરી શકી નહિ.

કૃતકર્મનું ફળ મનુષ્યને ભોગવવું પડે છે. એક વખત મ્હોડામાંથી શબ્દ નીકળ્યો તે પાછો લઇ શકાતો નથી, છોડેલું તીર પાછું ખેંચી શકાતું નથી, તેમજ કરેલાં સત્કૃત્ય કે અપકૃત્યને માટે ફળ ફળ ભોગવ્યા વિના પણ છૂટકો નથી, એવો જગત્‌નો અનાદિકાળથી નિયમ ચાલતો આવે છે.

ફૈઝુની સાથે થયેલી વાતચિત પછી કાજી સાહેબ ઘણાજ વિચલિત બની ગયા હતા. પ્રયત્ન કરવાથી જગત્‌માં કોઇ પણ વસ્તુ અસાધ્ય નથી, એમ તેમના મનને ખાત્રી થઇ ગઇ હતી.

એટલુંજ નહિ પણ ધૂંધવાતો અગ્નિ જેમ એકાએક પ્રગટ થઇ પોતાનું છુપાયેલું ભયંકર સ્વરૂપ ધારણ કરી પ્રલયકાળ વર્તાવી દે છે, તેવીજ રીતે સૌંદર્યજ્વાળાઓ માનવ હૃદયને દગ્ધ કરી જીવનનો નાશ કરી દે છે. ગુપ્ત અગ્નિ કોઇ અનાવ્રત સ્થાનની હવાનો સહજ સપાટો લાગતાં ભડકો લઇ ઉઠે છે, તેમ રૂપાગ્નિ પણ દીર્ઘકાળ વ્યાપી ચિંતાના જોરથી ભીષણ રૂપ ધારણ કરે છે-તેને રોકવો તે સહજ વાત નથી.

કાજી સાહેબ પોતાના મનમાં ને મનમાં તુલનાત્મક સમાલોચના કરતા હતા, ત્યારે તેમને જણાઇ આવ્યું કે, પરલોકગવા લયલાની અને ગુલબદનની મુખાકૃતિમાં જરા પણ ફરક નથી. લયલાજ પુનર્જન્મ લઇ ગુલબદનના રૂપમાં આવી છે, એમ

તેમને જણાવા લાગ્યું. અને તેને લીધેજ ગુલબદનની રૂપપ્રભાએ કાજી સાહેબના દિલ ઉપર પોતાની પ્રભા પાડી હતી. તેઓ હવસી બની દિવાના બની ગયા હતા છતાં તેમની વિવેકબુદ્ધિ એટલી બધી કલુષિત થઇ નહોતી.

તેઓ મનમાં વિચારતા કે, અત્યાચારીઓને શિક્ષા, અનાથોને આશ્રય અને મુક્તિદાન વગેરે કાર્યો ન્યાયની તુલા હાથમાં લઇ મારે કરવાનાં છે. આજે ગુલબદન એક નરાધમ ધાવકી મનુષ્યદ્વારા અપમાનિત થઇ પોતાની લજ્જાના રક્ષણ માટે ન્યાય માગવા મારી પાસે આવી છે. મારૂં કર્ત્તવ્ય છે કે અપમાનિતા ગુલબદનને દેશના કાયદાકાનૂન પ્રમાણે રક્ષણ આપી તેને સહાયતા આપવી. તેના રૂપ સૌંદર્ય ઉપર લુબ્ધ થવાનો—પરદારા તરફ કુદૃષ્ટિથી જોવાનો મને કોઇ જાતનો અધિકાર નથી. અને કદાચિત જો મારાથી તેવી ભૂલ થાય તો મારી અત્યાર સુધીમાં મેળવેલી સુખ્યાતિને કલંકનો ડાઘ લાગ્યા વિના રહેશે નહિ.

પરંતુ જેમ કુસંગીનો સંગ થતાંજ ગમે તેવા ભવ્ય પુરૂષના ઉચ્ચ વિચારોનો લોપ થઇ સોબતની અસર તેને લાગ્યા વિના રહેતી નથી; તેવીજ રીતે કાજી સાહેબની બાબતમાં પણ બન્યું. શયતાન ફૈજુ જો બરાબર તે વખતે આવ્યો ન હોત તો કાજી સાહેબની વિવેકબુદ્ધિ તેમને આટલી બધી ભ્રષ્ટવાના માર્ગ ઉપર લઇ જાત નહિ. દુષ્ટ માણસોથી દૂર રહેવામાંજ સાર છે. તેના પડછાયે પણ જવું નહિ એવી જનસમાજમાં એક પ્રચલિત કહેવત છે. કારણ કે દુષ્ટ માણસોનો સંગ તો શું પણ તેના શરીરમાંથી નીકળતો નિશ્વાસ પણ અતિ ભયંકર હોય છે. અને તેથી

ફૈજુની સોબતને લીધે કહો કે છલનામય ઉત્તેજનાને લીધે કહો-કાજી સાહેબના પૂર્વકથિત સદ્દવિચારો લુપ્ત થઇ ગયા.

શયતાન ફૈજુ યુક્તિથી કાજી સાહેબને સમજાવી તેમના હૃદયમાં અગ્નિની જ્વાળાઓ સળગાવી ગયો હતો, તે કોઇ પણ રીતે શાંત થાય એમ નહોતું. કાજી સાહેબ મનુષ્ય હતા-દેવ નહોતા. જો કે તેઓ જનસમાજમાં દેવ તરીકે પૂજાતા હતા, છતાં સ્વાભાવિક રીતેજ મુનષ્યોમાં ગુપ્ત રહેલી આસુરી સંપત્તિના તેઓ દાસ થઇ ગયા હતા! પ્રેમના નામે તેઓ પોતાનો હવસ શાંત કરવા માગતા હતા. તેમની નષ્ટપ્રાય થયેલી પૂર્વસ્મૃતિ જાગૃત થઇ અને હૃદયની અંદર એક પ્રકારની ગુપ્ત યંત્રણાના દારૂણ દુઃખથી પીડાવા લાગ્યા.

આવી રીતે રૂપોન્માદનાં જે પૂર્વ લક્ષણો હોય છે, તેનો તેમને અનુભવ થવા માંડયો. ગુલબદનનું પુનઃ દર્શન કરવાની-તેને પોતાની કરવાની પ્રબળ વાસના તેમના મનમાં ઉત્પન્ન થઇ. આ વાસનાને તેઓ દબાવી શકયા નહિ અને તેટલા માટેજ તેમણે સુન્દરી ગુલબદનને પોતાના દરબારમાં ઉપસ્થિત થવાનું આહ્વાહન કર્યું હતું.

ગુલબદન વાદની હતી. મુકદમો બીજે દિવસે નીકળવાનો હતો. કાજી સાહેબે જેવી રીતે એક પરવાનો મોકલી હકીમ ફૈજુને પોતાની પાસે બોલાવ્યો હતો, તેવીજ રીતે તેમણે એક બીજો પરવાનો કહાડી ગુલબદનને પણ પોતાની સમક્ષ હાજર થવાને મોકલી આપ્યો.

---

# પ્રકરણ ૯ મું.

## કાજીનો પરવાનો !

ગુલબદન અને મોહસીન સાનન્દચિત્તે કથા-વાર્તા કરવાં બેઠાં હતાં. ગુલબદન મોહસીનના વાયુથી રહી ગયેલા ભાગ ઉપર તેલ ચોળતી હતી એટલામાં "ઘરમાં કોઇ છે કે ?" એવો બહારથી અવાજ આવતો તેમણે સાંભળ્યો.

બારીનું બારણું ઉઘાડું હતું. આવેલ માણસનો અવાજ સાંભળી ગુલબદન અને મોહસીન ચમકી ઉઠયાં. મોહસીને વિસ્મયતાથી જોયું તો તેને જણાયું કે કાજી સાહેબનો સિપાહી હાથમાં પરવાનો લઇને ઉભો છે.

ગુલબદનના તરફ એકાગ્ર દૃષ્ટિએ એક દીર્ઘ વિશ્વાસ મૂકી મોહસીન બોલ્યોઃ–"ગુલ ! કરેલાં કર્મનું ફળ જોઇ લે ! એક તો આપણે આટલાં બધાં દુઃખી થઇ ગયાં છીએ, તેમાં વળી આ એક નવીન ઉપાધીનો તેં વધારો કર્યો છે; આમાંથી કેમ પાર પડવું તેની મને સમજણ પડતી નથી ! આવી રીતે પૈસા મેળવી જીવન નિર્વાહ કરવા કરતાં તો અનાહારે મૃત્યુના મુખમાં પડવું તે વધારે બહેતર છે."

ગુલબદન ગુપચુપ બેસી રહી. પોતાનાં કૃત્યથી પતિને દુઃખ થાય છે એમ જાણી શરમથી તેની આંખો નીચી નમી ગઇ. તે કાંઇ પણ બોલી શકી નહિ. કારણ કે, પતિની નજરમાં તે અપ-રાધિની હતી. પતિનું કહેવું માની ઘરની બહાર તેણે પગ કહાડયો

ન હોત, કિંવા કાજીને ત્યાં જઇ ફરિયાદ કરી ન હોત તો આવી રીતે વિપદને પોતાની પાસે હાથે કરીને બોલાવી લાવવાનો વખત આવત નહિ.

ગુલબદનને નિરૂત્તર જોઇ મોહસીન તેના મનનો ભાવ સમજી ગયો. તેણે બાંદી ગુલનારને બોલાવી અને કહ્યું કે "નીચે ઉભા રહેલા સિપાહીને કહે કે, હું શય્યાગત છું. મારાથી નીચે આવી શકાશે નહિ માટે જે કહેવું હોય તે કહે એટલે તેનો ઉત્તર મોકલાવી આપું."

ગુલનાર નીચે ગઇ. સિપાહી તેના હાથમાં પરવાનો આપી ચાલ્યો ગયો. ગુલનારે તે પરવાનો મોહસીનના હાથમાં મૂકયો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"આ પરવાનાથી મોહસીનની પત્ની ગુલબદનને ફરમાવવામાં આવે છે કે તેમણે આ શહેરના એક પ્રતિષ્ઠિત હકીમ ફૈઝુ ઉપર પૈસા નહિ આપવાનો તથા પોતાની આબરૂ ઉપર હાથ નાખવાનો એમ બે આરોપો મૂકી ફરિયાદ નોંધાવી છે. તેનો મુકદમો આવતી કાલે બપોરના ત્રણ વાગે ચલાવવામાં આવશે. ગૃહસ્થ સ્ત્રીની આબરૂ અને સન્માનની રક્ષા થાય અને ખુલ્લી કચેરીમાં આવવું ન પડે તે માટે આ વખત રાખવામાં આવ્યો છે. માટે તેમણે પોતાની બાંદીને સાથે લઇ ઉપરોક્ત વખતે કાજી સાહેબને બંગલે હાજર થવું.

"વળી તેમના પતિ મોહસીની પ્રકૃતિ ઠીક હોય, અને જો તે વખતે તેઓ પણ હાજર રહેશે તો મુકદમો ચલાવવામાં ઘણી સવળતા થવા સાથ પ્રત્યક્ષ પુરાવાઓ પણ મળી શકશે. જો કોઇ કારણવશાત્ ગુલબદન બીબીથી હાજર થઇ શકાય તેમ ન હોય તો તેમણે

પહેલેથી જણાવવું નહિ તો મિથ્યા આરોપ મૂકવાના કારણસર તેમને દેશના કાનૂન પ્રમાણે શીક્ષા ભોગવવી પડશે."

પરવાનો વાંચી રહ્યા પછી મોહસીને ગુલબદનના મ્હોડા સામું જોયું. તેણે કહ્યું:-"ગુલ! હવે કેમ કરવું છે?"

ગુલબદન:-"હું કાજીને પહેલેથી ખબર કહેવરાવી દઉં છું કે, મારી પ્રકૃતિ સારી નહિ હોવાથી હાજર થઇ શકાશે નહિ."

મોહસીન:-"ગુલ! તું જાણે છે તો ખરી કે કાજી સાહેબનો મિજાજ કેવો છે. તેઓ નિષ્ઠુર, તુમાખી અને કડક સ્વભાવના છે. આ શહેરમાં મારા અનેક શત્રુઓ છે. તેઓ દ્વારા જો તેમને માહિતી થાય કે, તારી પ્રકૃતિ સારી હોવા છતાં તું તેમની પાસે હાજર થઈ નથી, તો તેઓ કેવો કોલાહલ મચાવી મૂકશે તેની કલ્પના કરવી પણ અશકય છે."

ગુલબદન:-"ત્યારે જો તમે આવી શકો તો મને જવાને કોઈ જાતનો વાંધો નથી."

મોહસીન:-"પરંતુ તું જાણે છે તો ખરી કે છ માસ પહેલાં કોઇ ગુપ્ત શત્રુએ મારા ઉપર અચાનક હલ્લો કરી મારી પીઠ ઉપર લાકડીનો પ્રહાર કર્યો હતો, અને તેના આઘાતથી મૂર્છિત થઈ હું પડી ગયો હતો, ત્યારથી મારી પીડમાં એક જાતની ભીષણ વેદના રોજ થયા કરે છે. મારાથી બેસી-ઉઠી શકાતું નથી. આથી તેમ કરવા જતાં આપણે ઉલટાં વધારે વિપત્તિમાં આવી પડશું."

ગુલબદન:-"ત્યારે ઉપાય શું?"

મોહસીનઃ–"ગુલનારને સાથે લઇ તું જાય તો તેમાં મને કાંઇ વાંધો નથી. નસીબમાં જે લખ્યું હશે તે થશે, તેમાં કોઇને દોષ દેવામાં ફાયદો નથી. ઇશ્વરના ઉપર ભરોસો રાખ. સ્ત્રી જાતિની ઈજ્જત, અને આબરૂની રક્ષાનો ભાર તેના ઉપર છે. માટે જો તું નહિ જાય તો નૃશંસ સ્વભાવનો કાજી કૈજુના પક્ષમાં મુકદમાનો ફેંસલો કરશે અને તારી બદનામી થશે."

આવી રીતે લાંબા વખત સૂધી ચર્ચા કર્યા બાદ ગુલબદન કાજીને ત્યાં જવા માટે સંમત થઈ. ઉભય પતિપત્નીએ આખી રાત મહા ઉત્કંઠિત ઉદ્વેગતામાં પસાર કરી.

—— :o: ——

# પ્રકરણ ૧૦ મું.

## પ્રતિહિંસાની પ્રતિજ્ઞા.

પ્રિય પાઠક! પતિપરાયણા સતીસાધ્વી ગુલબદન જે શયતાનના દુષ્ટ કર્મને લીધે મહા વિપદમાં આવી પડી હતી, તે નરપશુ ફૈજુ શું કરે છે, તે તરફ આપણે જરા નજર દોડાવીયે.

ગુલબદનની માફક ફૈજુને પણ ધર્માધિકારીની સમક્ષ હાજર થવાનો પરવાનો મળ્યો હતો. પરવાનો મળતાંજ તેના મુખ ઉપર કૃષ્ણવર્ણી છાયા પ્રસરી રહી–તે શોકસાગરમાં ડૂબી ગયો; પરંતુ હાલમાં તે તેવી સ્થિતિમાં નથી.

તેની નજર આગળ પ્રતાપશાલી કાજી આસિફ–ઉ–દૌલા તરફથી આવેલો પરવાનો ખુલ્લો પડયો હતો અને તેના તરફ જોઈ તે મૃદુ હાસ્ય કર્યા કરતો હતો.

તેણે તેના દિવાનખાનાની ભીંત ઉપર ટાંગેલા આરસામાં જોઇ પોતાની દહાડી અને મૂછના વાળ સરખા કર્યા પછી કબાટનું બારણું ઉઘાડયું. તેમાંથી શરાબની શીશી કહાડી ન્હાના કાચના પ્યાલામાં રેડી તે પીવા લાગ્યો.

મદિરાનું પ્યાલું હોઠે અડકતાંજ તેનાં દિવ્ય ચક્ષુ ખુલી ગયાં. સર્વત્ર તેને ગુલબદનજ દેખાવા લાગી. ગુલબદનની જગન્મોહિની રૂપજ્યોતિનું તે ધ્યાનસ્થ યોગીની માફક હમેશ ધ્યાન ધર્યા કરતો હતો. આવી રીતે ઘણા દિવસ સૂધી સુખમય આશાને પૂર્ણ કરવા માટે યુક્તિથી તે ગુલબદનને પોતાને ત્યાં ખેંચી લાવ્યો

હતો, પરંતુ તે વખતે તેનો કેવો ફેજ થયો તે આપણે આગળ જોઈ ગયા છીએ. અધૂરામાં પૂરૂં કાજીને ત્યાં જઈ ગુલબદને કરેલી ફરિયાદથી તો તેના દિલમાં વૈર–પ્રતિહિંસાની જ્વાળા સળગ્યા કરતી હતી.

આવી રીતે પોતાના હૃદયમાંથી પ્રેમનો ત્યાગ કરી તે ગુલબદન તરફ તિરસ્કાર અને ઘૃણાની દૃષ્ટિથી જોતો વિચાર કર્યા કરતો હતો. તે જાણતો હતો કે, ગુલબદન સતીસાધ્વી છે, તેને મેળવવી એ સંભવિત વાત નથી. છતાં તે અપમાન કરીને ચાલી ગઇ છે એટલે તેણે તેનું ફળ તો અવશ્ય ભોગવવુંજ જોઇએ.

મદિરાપાનથી પ્રફુલ્લ ચિત્ત બની કૈજુ હવાની અંદર પોતાની મુઠ્ઠી ઉગામી બોલવા લાગ્યો:–"ગુલ! દિલફરેબ શયતાની ગુલ! તું એટલું યાદ રાખજે કે માત્ર એકજ સ્વર્ણમુદ્રા મારા દિલના ટુકડા બરાબર છે. તે લેવાને માટે તું કાજીની પાસે સહાયતા લેવા ગઈ! અરે, એટલુંજ નહિ પણ ત્યાં મારી નાલેશી કરી તેં મને વિપદના ગારમાં નાખવા પ્રયત્નો કર્યો! હવે મારા હાથ કેવા છે તે જોઈ લેજે. જ્યાં સૂધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સૂધી ગુપ્ત શત્રુની માફક તારી પછવાડે ફર્યા કરીશ અને તને સુખે બેસવા દઇશ નહિ. કાજી આસિફ–ઉ–દ્દોલા પણ તારા રૂપનો ભોગ થઈ પડયો છે. તારા સૌંદર્યસાગરમાં પડી તે પણ ડૂબકાં ખાયા કરે છે. ગુપ્ત રીતે તેના દિલની વાત પણ હું જાણી ગયો છું. તે આ શહેરનો માલિક છે. ખુદ સુલતાન માત્ર એક પુતળાં જેવો છે, પણ કાજીજ આખી પ્રજાની દાદ ફરિયાદ સાંભળનાર અને ન્યાય ચૂકવનાર છે. તેના દિલમાં હવસનો આતસ સળગ્યા

કરે છે. માત્ર એક ફૂંક મારવાનીજ ખોટી છે. અને તેટલા માટેજ જોઉં છું કે, તેના તથા મારા પંજામાંથી તું કેવી રીતે છટકી જાય છે!"

આવી રીતે ફૈજુ જ્યારે પોતાના દિવાનખાનામાં ફરતો હાથના ચાળા કર્યા કરતો હતો અને પોતાનાં બુદ્ધિ–કૌશલની પ્રશંસા કર્યા કરતો હતો, તે વખતેજ તેની પત્ની તાહેરાએ તે દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

તાહેરા તેના સામે જોઈ કહેવા લાગી:–"કેમ હુજૂર, આજે પાગલના માફક આ શું ચાળા કર્યા કરો છો?"

સાક્ષાત્ યમ આવીને જો સામે ઉભો રહે તો પણ નહિ ડરનાર ફૈજુ આજે પોતાની પત્નીને સામે આવીને ઉભેલી જોતાંજ ભયભીત બની ગયો. તાહેરાના શબ્દપ્રહારથી તે યમદંડ કરતાં પણ વિશેષ ડરતો હતો; પરંતુ હકીમનો ધંધો હોવાથી સવારથી સાંજ સૂધી તેને નાગરીકોના ઘેરેઘેર રખડવું પડતું હોવાથી ઘરમાં રહેવાનો તેને પુષ્કળ અવકાશ મળતો નહોતો એટલે તાહેરાની સાથે લાંબો વખત ઝગડો ચાલવાનો પ્રસંગ ઉપસ્થિત થતો નહિ.

ફૈજુ બનતા પ્રયત્ને પોતાની પત્નીને સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કર્યા કરતો. વસ્ત્રાભૂષણ તેમજ ભોજ્ય પદાર્થો તેમજ અનેક તરેહનાં સુખોપભોગી સાધનોદ્વારા તેને પરિતૃપ્ત રાખવા તે કોઈ પણ જાતની ત્રૂટી પડવા દેતો નહિ.

આવી રીતે આટલો બધો આદર રાખવા છતાં પણ તાહેરા તેના તરફ સંતોષની નજરે જોતી નહોતી. તે મનમાં વિચારતી કે, સ્વામીની પાસે અઢળક ધન–દૌલત–ઝવેરાત છે; પરંતુ તે

તેને પોતાની લોભવૃત્તિને લીધે વાપરવા આપતો નથી, તેમજ એક બાંદીને પણ તેની તહેનાતમાં રાખી આપતો નથી. તેથી ઘરનું દરેક કામ તેને એક લૌંડીની માફક કરવું પડે છે!

ગુલબદન જે દિવસે ફૈજુને ત્યાં પૈસાની ઉઘરાણીએ આવી હતી, તે વખતેજ તાહેરાએ તેને પહેલ વહેલી જોઇ હતી, તે દિવસથી તાહેરા શંકામાં પડી ગઇ હતી અને ગુલબદનની સૌંદર્ય-પ્રભામાં પોતાના પતિને મુગ્ધ થયેલો જોતાંજ દારૂણ ક્રોધ તથા ઈર્ષ્યાની જ્વાળાથી તે સળગી રહી હતી. તેણે પતિની દરેક હિલચાલ ઉપર ધ્યાન આપવાનો નિશ્ચય કર્યો હતો અને તે પ્રમાણે ફૈજુ ઘરમાં આવીને બહાર જાય ત્યાં સૂધી એક છૂપા જાસૂસની માફક તે તેનાં દરેક કાર્યો ઉપર નજર રાખતી હતી.

આજે પણ તેણે ફૈજુની તપાસ રાખી હતી અને તેના અપૂર્વ અભિનયો જોવા તે દિવાનખાના પાસે આવી પહોંચી હતી. આ વખતે પતિના મ્હોડામાંથી ઉચ્ચારાયેલો "ગુલબદન" શબ્દ સાંભળતાંજ તેની આંખો લાલ થઈ ગઈ.

સ્વાભાવિક રીતેજ સ્ત્રીઓમાં સહિષ્ણુતા અને નમ્રતાના ગુણો હોય છે; પરંતુ તાહેરાની બાબતમાં તેમ નહોતું. પતિના મુખમાંથી પરસ્ત્રીનું નામ સાંભળતાંજ ક્રોધાવેશથી બારણાને લાત મારી તે દિવાનખાનામાં દાખલ થઇ.

તાહેરાને અચાનક પોતાની સામે ઉપસ્થિત થયેલી જોતાંજ ફૈજુ દિગ્મૂઢ બની ગયો. તાહેરા આવેશયુક્ત સ્વરે બોલવા લાગી:–"વાહ! વાહ!! ધંધા તો બહુ સારા કરો છો! જેમ જેમ હું બોલતી નથી, તેમ તેમ તમે તો ખૂબ માથે ચડવા લાગ્યા છો!

નવી પ્યારીજાન કઈ શોધી કહાડી છે? પરસ્ત્રી બહુ પ્યારી લાગે છે કેમ? ગુલબદન વિના ઘડી પણ ગમતું નથી? પહેલાં મારા કફનની તૈયારી કર્યા પછી બીજાની સ્ત્રી તરફ નજર દોડાવજો સમજ્યા?"

સાક્ષાત ચણ્ડિકાસ્વરૂપ પત્નીને પોતાના દિવાનખાનામાં આવેલી જોઇ તે સહજ ભયભીત બની સ્વગત વિચાર કરવા લાગ્યો:–"ગુલબદને કાજી પાસે રજુ કરેલ દિવાની દાવામાં પોતે હારીને આવેલ છે, અને બીજો બેઇજ્જતીનો દાવો હજી તો ઉભો છે. તેમાં જો તાહેરા તેને સહાય કરે તો મારા કેવા હાલ થાય?"

મદિરાપાન કર્યા પછી કૈઝુના દિલમાં આનંદ ઉત્સાહ અને ગાલપર લાલી પ્રસરી રહી હતી, તે તાહેરનું આગમન થતાંજ નીકળી ગઈ. તે નિસ્તેજ દેખાવા લાગ્યો.

પોતાની નિર્બુદ્ધિતાનો મનમાં પશ્ચાતાપ કરતાં તે બોલ્યો:-"તાહેરા, આ દુનિયામાં મને જો કોઈ વ્હાલમાં વ્હાલી, મારા દિલની માલિકા હોય–તો તે તુંજ છે. તારા સિવાય મારો કોઇ માલિક નથી. તુંજ મારા દિલની મુખ્યિયાર છે–ગુલબદન નહિ. ગુલબદન તો મારા મિત્રની પત્ની છે. તેનો જો તને ખાસ પરિચય હોત, તો તું આવી નકામી કુશંકા ઉડાવી તેના તથા મારા વિષે ખરાબ શબ્દો બોલત નહિ."

તાહેરા:–"એટલે? જેનાપર તમે તે દિવસે બળાત્કાર કરવા જતા હતા તેને હું નહિ ઓળખતી હોઉં કેમ?"

કૈઝુ:–"મારા મિત્ર મોહસીનને તું ઓળખે છે? જ્યારે આપણે ને તેને સારાસારી હતી ત્યારે તે આપણે ત્યાં કેટલી બધી

ઉપહારની ચીજો મોકલાવ્યા કરતો હતો. ગુલબદન તેનીજ પત્ની છે.”

તાહેરાઃ–“ તે તો હું સારી પેઠે જાણું છું, પણ તમારી પાસે તે શા માટે આવી હતી?”

ફૈજુઃ–“ તાહેરા, કોઈ પણ વાત ઉપયાચક થઇ કહેવાની મને ટેવ નથી. આજે તું પૂછે છે ત્યારે તને જવાબ આપું છું. તું જાણે છે તો ખરી કે, આપણા આ ઘરને ફરીથી બાંધ્યું તે વખતે આપણે ઘણીજ દેવાદાર સ્થિતિમાં આવી ગયાં હતાં અને તે વખતે મોહસીનેજ આપણને એક હજાર મોહોર આપી દેવાદાર સ્થિતિમાંથી મુક્ત કર્યાં હતાં.”

તાહેરાઃ–“ એમ કે? તમોએ એ વાત કયારે કરી હતી કે મને ખબર પડે. વારૂ, પણ ગુલબદન શા માટે આવી હતી?”

ફૈજુઃ–“ મોહસીન હમણાં બિમાર છે. શય્યાપરથી તેનાથી ઉઠી શકાતું નથી માટે તેણે પેલી હજાર મોહોર આપણી પાસેથી વસુલ કરવા માટે ગુલબદનને મોકલી હતી.”

તાહેરાઃ–“ ત્યારે, તમે તેનુંજ કરજ અદા કરી દીધું?”

ફૈજુઃ–“ નહિ. મોહોરો તો મેં રાખી મૂકી હતી; અને મારો વિચાર એવો હતો કે, મોહસીનને આપવા કરતાં તેની એક મોતીની માળા તને લઇ આપું; પરંતુ હવે તેમ પણ બની શકે એમ નથી.”

મોતાની માળાનું નામ સાંભળતાંજ તાહેરાનો મિજાજ બાર આના ઠંડો થઈ ગયો! તે કહેવા લાગીઃ–“ ત્યારે પૈસા કયાં છે? મનેજ આપી દ્યોને એટલે બધી પીડા પતી જાય!”

ફેજુઃ–" બિબિ, હવે એ પૈસાની વાતજ જવા દ્યો. તે પૈસા તો વાઘના મ્હોડામાં જઇને પડયા છે."

તાહેરાઃ–" શું? આવી રીતે નકામી વાતો કરી મને બનાવો છો?"

ફેજુઃ–" પહેલાં તું મારી વાત તો સાંભળ. પછી જેમ બડબડવું હોય તેમ બડબડજે. આજે મારી સામે બે કાગળો પડ્યા છે તેને ગુલબદનના પ્રેમપત્રો તરીકે માનતી નહિ, પરંતુ તે તો કાજી સાહેબના પરવાના છે સમજી?"

તાહેરાઃ–" પરવાના! કોના કાજીના? શા માટે? તમે તો તેને ત્યાં દરરોજ જાઓ છો. વળી તમારે અને તેને સારો બનાવ છે એમ આખું શહેર જાણે છે."

ફેજુઃ–" તાહેરા, તું બહુ ઉતાવળી છે અને સમજ્યા વિના એકદમ જેમ તેમ બકી નાખે છે. કાજીના મિજાજમાં અને તારા મિજાજમાં લેશ માત્રનો પણ ફરક નથી. એક વખત તે મહેરબાનીની નજરે જૂએ એવા છે તો બીજી વખત બધી માલ મીલકત લૂંટી લઇને ભિખારી બનાવી દે તેવા છે. આટલા દિવસ સૂધી તો આપણા પર મહેરબાની હતી; પરંતુ આ કમબખ્ત શયતાની ગુલબદને વચ્ચે આવી બધો ઘોટાળો વાળી દીધો છે."

તાહેરાઃ–" કોણે ગુલબદને? કેવી રીતે?"

ફેજુઃ–" ગુલબદન અહીં શા માટે આવી હતી, તે વાત તો તું સમજીને?"

તાહેરાઃ–" હા, મોહસીન પાસેથી તમોએ જે પૈસા લીધા હતા તે અદા કરવા માટે. ત્યારે તમે હજી સૂધી તેને પૈસા શા

માટે આપી દીધા નથી? તેમ કર્યું હોત તો કોઈ ઉપાધીમાં આવત તો નહિ!"

કૈફ્જુઃ–"તાહેરા, પુરૂષ હોય તો ઠીક પણ એક સ્ત્રી જાત મારા જેવા સાથે કરડી નજરથી વાત કરે એ હું સાંખી શકું એમ નથી. તેણે જો ધીમેથી અને નરમાશથી મારી સાથે વાતચિત કરી હોત તો તેને હું ખાલી હાથે પાછી જવા દેત નહિ."

તાહેરાઃ–"અરે વાહ! હું તો તમારી સાથે દરરોજ કરડાકીથી વાત કરૂં છું. મારા પર તો તમે ગુસ્સે થતા નથી! તમે આટલા દિવસ સૂધી તેને પૈસા આપ્યા નહિ તો જરા ઉંચે સાદે તે માંગે તેમાં શું થઈ ગયું? વળી મેં સાંભળ્યું છે કે મોહસીનની સ્થિતિ હાલમાં ઘણીજ કંગાળ છે, તેવા વખતમાં તેના માગતા પૈસા તેને મળે નહિ તો તેને કેટલું બધું ભયાનક દુઃખ થાય? માટે આજને આજ તેના પૈસા તમે આપી આવો. મોતીની માળા મને જોઈતી નથી. હું વાચાળ-અપ્રિયભાષિણી ગમે તેવી હોઉં તો પણ અધર્મના ધનથી મારા દેહને શોભાવવા માગતી નથી. જેણે તમારા દુઃખના દિવસમાં ઉપકાર કર્યા છે, તેના પર અપકાર કરશો તો તેનું ફળ તમોને ભોગવવુંજ પડશે. વળી મને ખાત્રી છે કે, ગુલબદન એક ભદ્ર પુરૂષની લજ્જાશીલા પત્ની હોવાથી પૈસા વિના ખાલી હાથે પાછી ફરવાથી કાજીને ફરિયાદ કરવાને ગઈ નહિ હોય, પણ તેનું કોઈ ખાસ કારણ જૂદુંજ હોવું જોઇએ. હું તમોને સારી રીતે પીછાણું છું. તમારા સ્વભાવથી હું પૂરેપૂરી માહિતગાર છું. તેનું તમોએ કોઈ પણ રીતે અપમાન વા બેઇજ્જતી કરીજ હોવી જોઇએ.

પરસ્ત્રી તરફ કુદૃષ્ટિથી જોવાની તમોને ખાસ ટેવ છે. માટે આજને આજ જો ગુલબદનને પૈસા નહિ આપી આવો તો હું મહાભારત કજીઓ ઉત્પન્ન કરીશ. પછી તમે છો અને હું છું."

પત્નીના મ્હોડાના શબ્દો તથા તેના દિલનો ભાવ જોઈ ફૈજુ સ્તંભિત બની ગયો. પુરૂષભાષિણી, કલહપરાયણા તાહેરાના દિલમાં આટલી બધી ઉદારતા અને પ્રચ્છન્નભાવ વાસ કરે છે એમ તે જાણતો નહોતો. તે વિસ્મિત બની મ્હોડાપર વિરક્તિ-ભાવ દર્શાવી તાહેરાના તરફ જોઇ બોલવા લાગ્યો:-" તાહેરા, હમણાં અહિંથી ચાલી જા. પુરૂષોના વ્યવહારની અંદર સ્ત્રીઓને માથું મારવાનો કોઇ અધિકાર નથી."

"પરન્તુ પુરૂષો જો ચોરી, વ્યભિચાર, જુગાર વગેરે અધર્મી કાર્યો કરે ત્યારે ધર્મપથથી ભ્રષ્ટ નહિ થવા દેવાનો સ્ત્રીઓને ખાસ અધિકાર છે, સમજ્યા?" એટલું કહી તાહેરા તેના તરફ એક તીવ્ર દૃષ્ટિ ફેંકી રૂવાબથી ત્યાંથી ચાલી ગઈ.

કોલસાને સેંકડોવાર દૂધથી ધોવામાં આવે તો પણ તેની મલીનતા–કૃષ્ણવર્ણ જતો નથી, તિક્ત પદાર્થમાં મિષ્ટરસ નાખવા છતાં પણ તેની તિક્તતા જતી નથી. તેમ શયતાન ફૈજુના દિલ-પર તેની પત્નીના ઉપદેશમય વચનોની અસર થઇ નહિ.

તે સ્વગત મનમાં ને મનમાં ગુલબદનને ઉદ્દેશીને બોલવા લાગ્યો:-" ગુલબદન! મારી આશાને છિન્નવિછિન્ન કરી નાખી અભિમાનથી મારૂં અપમાન કરી તું ચાલી ગઈ છે! તને હસ્તગત કરવાનો કોઇ ઉપાય નહિ રહેશે તો પછી તારા અભિમાનને ચૂર્ણ કરવાનો તેમજ અપમાનની પ્રતિહિંસા લેવાનો મારો ઉદ્દેશ પાર

પાળ્યા વિના રહીશ નહિ. કાજી જેવો મહાન્ પ્રતિભાશાલી વીરનર મારી બાજુએ છે ત્યાં સૂધી કોના ભાર છે કે મને મારા નિશ્ચયમાંથી હઠાવી શકે!"

———:o:———

# પ્રકરણ ૧૧ મું.

## કસોટી.

ગુલબદનની કસોટીનો વખત નજીક આવી પહોંચ્યો. બપોરે ત્રણ વાગે તેને કાજીની પાસે હાજર થવાનું હતું. વસ્તુતઃ શહેરનો બાદશાહ કાજીજ હતો. ખુદ સુલતાન તો શહેરથી ઘણે દૂર વસતો હતો એટલે શહેરમાં શું ચાલે છે, તેની તેને ખબર પડતી નહોતી.

ગુલબદન સ્વગત વિચારવા લાગી:–"ગુલનાર સાથે આવવાની છે, એટલે વિશેષ ચિંતા કરવાનું કોઈ પ્રયોજન નથી. વળી કાજીએ અત્યાર સૂધી મારે સાથે કોઇ જાતનો અસદ્ વ્યવહાર કર્યો નથી કે જેથી ત્યાં જવાને માટે અચકાવું પડે."

આમ વિચાર કરી કાજીને ત્યાં જવા માટે તે પોતાનાં વસ્ત્રો બદલવા લાગી. તેણે આડંબર વિનાનો સ્વચ્છ સુઘડ અને સાદો પોષાક પહેર્યો. છતાં તેમાં પણ તે સ્વર્ગની સુંદરી સમાન દેખાવા લાગી.

ત્યાર પછી કાજીને ત્યાં જવા માટે વિદાય લેવા તે મોહસીનની પાસે આવી. એક સામાન્ય પૈસા જેવી ચીજને માટે વાદી તરીકે કાજીની સામે ઉભા રહેવાનું મોહસીન પસંદ કરતો નહોતો. તેનું દિલ બહુ ઉદાર હતું. તેણે ફૈજુને પોતાના બન્ધુ તરીકે ગણવાનો કૉલ આપ્યો હતો. વળી ફૈજુએ પણ અનેક વ્યાધિગ્રસ્ત સંકટોમાંથી તેને મુક્ત કર્યો હતો એટલે પૈસા જેવી ચીજને

માટે તે તેની સાથે શત્રુતા કરવા ઈચ્છતો નહોતો. આખી મોસલ નગરીમાં તે માત્ર એકજ સારો ચિકિત્સક હતો. મોહસીન બિમારી ભોગવતો હતો. તેની હાલની બિમારી કોઇ પણ રીતે સાધ્ય થાય તેવી નહોતી. તેનું પરિણામ મૃત્યુમાંજ આવશે એવી તેના મનને ખાત્રી થઇ ગઇ હતી. વળી હાલના દારિદ્રયના દિનોમાં તેના બધા આત્મીય બન્ધુ–બાન્ધવો તેને છોડી ગયા હતા. તેવી સ્થિતિમાં જો રોગ પોતાનું વિશેષ ભયંકર સ્વરૂપ ધારણ કરે તો ફૈજુનેજ બોલાવવો પડે એમ હતું. તેણે ગુલબદનનું અપમાન કર્યું હતું એ વાત ખરી; પરંતુ મમતાહીન સ્વાર્થ-લોલુપ સંસારમાં અસહાયા દરિદ્રા રૂપસુંદરીની રક્ષા કરે એમ કોણ હતું? અનેક રીતે નિષેધ કરવા છતાં પણ તે સ્વયં પૈસાના તગાદા માટે તેને ત્યાં ગઈ હતી. ન ગઈ હોત તો આવું પરિણામ આવત નહિ. મોહસીન જાણતો હતો કે ફૈજુ શક્તિશાલી છે. વૈર સાધનાને માટે તે ભીષણ કૃત્યો કરવાને પણ ડરે એવો નથી." આવી રીતે લાંબો વિચાર કરી જોયા પછી તેણે જોયું કે પાસો ફેંકાઈ ગયા પછી તેને અટકાવવાનું સાહસ કરવું એ વ્રથા છે. તેણે ગુલબદનને ઉદ્દેશીને કહ્યું:–"ગુલ! આજે તને એક વાત કહું છું તે ધ્યાનમાં રાખજે. યદાકદાચિત્ ફૈજુ તેના પૈસા ભરવાને અસમર્થ જણાય તો તારી ફરિયાદ તું પાછી ખેંચી લેજે. સામાન્ય પૈસા જેવી વસ્તુને માટે આવા ભીષણ રોગગ્રસ્ત સમયમાં તેના જેવા એક ચિકિત્સકની સાથે વૈર બાંધવું એ ઇષ્ટ નથી."

ગુલબદન તેની વાતમાં સંમતિ દર્શાવી રજા લઈ ત્યાંથી ચાલી ગઇ. વસ્તુતઃ પૈસા વસુલ કરવાનો તેનો હઠ પહેલાં

કરતાં હમણાં નરમ પડી ગયો હતો. માત્ર તેણે તેની ઉપર કુદૃષ્ટિ કરી આબરૂ ઉપર હાથ નાખવાનો પ્રયત્ન કર્યો તેના લીધેજ ઉત્તેજિત બની કાજીની પાસે તેણે ફરિયાદ કરી હતી.

યથા સમયે બાંદીને લઈ ગુલબદન કાજીને ત્યાં ઉપસ્થિત થઈ. કાજી સાહેબે પણ ગુલબદનને પોતાને ત્યાં આવવાનો એવો સમય નિશ્ચિત કર્યો હતો કે તે વખતે તેને ત્યાં કોઈ પણ માણસ ઉપસ્થિત ન હોય !

કાજીએ પોતાની બાંદીને હુકમ આપી રાખ્યો હતો કે, ગુલબદન આવે ત્યારે તેને પોતાના ખાસ કમરાની અંદર લઈ આવવી. એટલે ગુલબદનને જરા પણ ખોટી થવું પડયું નહિ.

ગુલબદનનું મુખમંડળ બુરખાની અંદર ઢંકાયેલું હતું. કાજી સાહેબને તે ગમ્યું નહિ એટલે સસ્મિતવદને તેમણે કહ્યું:– " આવો, ગુલબદન બિબિ, આ કોચ ઉપર બેસો."

પહેલાંની માફક આજે પણ ગુલબદને તેની નજીક બેસવાની અસંમતિ દર્શાવતાં કહ્યું:–" હજૂર, હું અહીં આપની સામેજ ઉભી છું."

કાજી:–" નહિ. આજે તમારો મુકદમો ચલાવતાં ઘણો કાળ નીકળી જશે એટલે તેટલો વખત ઉભા રહેવું ઇષ્ટ નથી. હું પોતેજ જ્યારે તમોને બેસવાને અનુમતિ આપું છું ત્યારે ભય રાખવાની શી જરૂર છે! હું ગમે તેટલો બદમિજાજી હોઉં તો પણ રમણીઓની સાથે કદી અસદ્‌વ્યવહાર કરતો નથી."

ગુલબદન કાજીના અનુરોધનો તિરસ્કાર નહિ કરતાં કોચ ઉપર જઇને બેઠી.

કાજી સાહેબે કહ્યું:–"ગુલબદન! તમારા પૈસા મેં વસુલ કરી લીધા છે!"

આ વાત સાંભળતાંજ ગુલબદન સહજ વિસ્મિત બની વીણા-નિન્દિત સ્વરે કહેવા લાગી:–"જનાબેઆલી! ગરીબોના આપ ખેરખ્વાહ છે. આપનો ઉપકાર હું કદી પણ નહિ ભૂલું. ખુદા આપનું ભલું કરે એવી દરરોજ પ્રાર્થના કરીશ."

કાજી:–"ગુલબદન! આ કામ માટે મને વધારે તસ્દી લેવી પડી નથી. મારો પરવાનો મળતાંજ ભયભીત થઇને ફૈજુ મારી પાસે પૈસા આપી ગયો છે."

ગુલબદન:–"આપના પ્રતાપે વાઘ-બકરી એકજ આરે પાણી પીએ છે, ત્યારે ફૈજુની તો વાતજ શી કરવી!"

કાજી:–"જૂઓ, તમારી સ્વર્ણમુદ્રાની થેલી તે અહીંજ રાખી ગયો છે; પરંતુ તમારી એક બીજી ફરિયાદની મિમાંસા થવાની જરૂર છે. પૈસાના કરતાં તે ફરિયાદજ વિશેષ ભયંકર છે. એક ગૃહસ્થ માણસ ભદ્રકુલકામિનીને અપમાન કરી તેની આબરૂ લેવાનો પ્રયત્ન કરે એ હું સહન કરી શકું એમ નથી."

કાજી સાહેબની પ્રકૃતિથી ગુલબદન સંપૂર્ણ રીતે માહિત-ગાર હતી. તે જાણતી હતી કે કાજી ભયાનક હઠવાદી છે. ગુલ-નારના મ્હોડેથી કાજીના જૂલ્મ વિષે તેણે ઘણી દિલ કંપાવનારી કથાઓ સાંભળી હતી. તેની શિક્ષા કરવાની રીત અતિ કઠોર હતી. તેનો વિચાર આવતાંજ ગુલબદન કંપી ઉઠી.

ચાણાક્ષ કાજી ગુલબદનના મનનો ભાવ સમજી ગયો. તેણે કહ્યું:–"ગુલબદન! તમે વાદી છો એટલે જો તે બાબતમાં તમે

ફૈજુને માફી બક્ષો તો મને કોઈ જાતનો વાંધો નથી. મારા આદેશથી ફૈજુ અહીં બાજુના ઓરડામાંજ બેઠો છે. તમે કદાચિત્ તેનો અપરાધ જતો કરી ફરિયાદ પાછી ખેંચી લ્યો, તો પણ એ દુષ્ટને સહજ પણ શિક્ષા કર્યા વિના જવા દેવો ન જોઇએ. બે હાથ જોડી જો તે તમારી પાસે આવી માફી માગે તો હું તેને છોડી દઉં."

એક ક્ષણ માત્રનો પણ અપવ્યય નહિ કરતાં કાજીએ પહેરેગીરને પોતાની પાસે બોલાવી ફૈજુને તેની આગળ હાજર કરવાનો હુકમ કર્યો.

પૂર્વસંકેત મુજબ ફૈજુ તો કાજી ક્યારે બોલાવે છે તેની રાહ જોયાજ કરતો હતો. તરતજ પહેરેગીરે તેને કાજીની આગળ ખડો કરી દીધો."

કાજીએ ફૈજુને ઉદ્દેશીને કહ્યું:-"ફૈજુ, તેં આજે આપેલી સ્વર્ણમુદ્રાઓને લીધે ગુલબદન અને તારા વચ્ચેના એક મુકદમાનો નિકાલ આવી ગયો છે; પરંતુ બેઇજ્જતી કરવાનો મુકદમો હજુ બાકી રહ્યો છે."

ફૈજુ અતિ નમ્રતાથી બે હાથ જોડી બોલ્યો:-"ધર્માવતાર, બાનુ ગુલબદનની ઈજ્જતને ડાઘ લાગે એવું કોઇ પણ કામ મેં કર્યું નથી. એક મિત્રપત્ની સાથે જે પ્રમાણે વાતચીત કરવી જોઇએ તે પ્રમાણેજ હું તેમની સાથે વર્ત્યો છું; છતાં પણ જો તેમાં તેમને મારો અપરાધ જણાતો હોય તો ક્ષમા માગવાને હું તૈયાર છું."

કાજી સાહેબે ગુલબદન તરફ દૃષ્ટિ ફેરવી કહ્યું:—"ગુલબદન! ફૈજુ તેનાં કૃતકર્મને લીધે પશ્ચાતાપ કરે છે. માટે તમારી જો તેને માફી આપવાની ઈચ્છા હોય તો જણાવો; નહિ તો પછી તેને પચાસ ચાબૂકના ફટકા મારવાનો હું હુકમ કરૂં છું."

આ ભીષણ દન્ડાજ્ઞા સાંભળતાંજ ગુલબદન ચમકી ઉઠી. ઘેરથી નીકળતી વખતે સ્વામીએ આપેલ ઉપદેશ તેને યાદ આવ્યો. બે હાથ જોડી તે કાજીને કહેવા લાગી:—"હુજૂર, આપના જેવા નિષ્પક્ષપાતી ન્યાયાધિકારી પાસેથી મને બરાબર ન્યાય મળી ગયો છે. હકીમ સાહેબને હું ક્ષમા કરૂં છું. તેમને છોડી દો."

આ વાત સાંભળી કાજી સાહેબ સન્તુષ્ટ થયા, છતાં પોતે ન્યાયના સાક્ષાત અવતાર છે એટલે કાંઈક પણ પ્રભાવ બતાવવો જોઈએ એમ માની તેમણે કહ્યું:—"બાનુ, તમારી ઈચ્છા મુજબ હું તેને માફી બક્ષું છું છતાં તેને એક એવી શિક્ષા કરવા ઈચ્છું છું કે જેથી ભવિષ્યમાં તે શયતાન કોઈ પણ ગૃહસ્થ સ્ત્રી સાથે આવી રીતનો વ્યવહાર કરે નહિ."

એટલું કહી તેમણે ફૈજુને હુકમ કરતાં કહ્યું:—"ફૈજુ, આ શહેરનો તું એક નામચીન હકીમ છે. ભદ્ર પુરૂષોના જનાનખાનામાં જવાની તને છુટ છે. વળી મારો પણ તું ગૃહચિકિત્સક છે. ગુલબદન સાથે દુર્વ્યવહાર કરી તેં તેને એકને નહિ પણ ખુદ મોહસીનને પણ અપમાન પહોંચાડયું છે. માટે એક શર્તથી તને હું માફી આપું છું. અને તે એ કે જેવી રીતે અહિં ગુલબદનની પાસે માફી માગે છે, તેવીજ રીતે તેનાં ઘેર જઈ મોહ-

સીનની પણ માફી માગી આવ અને તેણે ખરા અંતઃકરણપૂર્વક તને માફી બક્ષી છે એવું પ્રમાણપત્ર લઈ આવ. નહિ તો પછી મારી શિક્ષાનો અમલ થયા વિના રહેશે નહિ."

ફૈજુ ઘુંટણીએ પડી બે હાથ જોડી કહેવા લાગ્યો:—" હુજૂર, તે માટે આપના દ્વિતીય આદેશનું પ્રયોજન રહેશે નહિ. કારણ કે આ બાબતમાં ખરેખર મને અંતઃકરણપૂર્વક પશ્ચાતાપ થાય છે. માટે આજ સાંજેજ મોહસીન પાસે જઈ તેનું પ્રમાણપત્ર લઈ આવીશ."

એટલું કહી તે ત્યાંથી ચાલી જવા લાગ્યો. છતાં કાંઈ યાદ આવી જવાથી તે પાછો ફર્યો અને કહેવા લાગ્યો:—" જનાબેઆલી, મારા મિત્ર મોહસીનના ઋણમાંથી હું સંપૂર્ણ રીતે મુક્ત થયો એમ બાનુ ગુલબદન સ્વમુખે આપની પાસે કબૂલ કરશે?"

આ વાત સાંભળી ગુલબદન કૉચ ઉપરથી ઉભી થઈ ફૈજુને ઉદ્દેશીને કહેવા લાગી:—" સાહેબ! મનુષ્યો હમેશાં ભ્રમભ્રાંતિને આધીન હોય છે. મારી સાથે તમે જે રીતે વર્ત્યા છે, તે પણ આ ભ્રમનું ફળ છે. આજે હું ન્યાય–ધર્મના સાક્ષાત અવતાર–સ્વરૂપ કાજી સાહેબની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે, મારા સ્વામીનું આપના ઉપર કોઈ જાતનું લેણું હવે નથી. વળી આજે આપ તસ્દી લઈ મારા સ્વામીને મળી આ બાબતની શેષ મીમાંસા કરી લેશો તો મને વધારે આનંદ થશે."

ગુલબદનની વાત સાંભળી કાજી સાહેબે કહ્યું:—" બાનુ, વિધાતાએ તમોને જેમ અતુલનીય રૂપસંપત્તિ આપી છે, તેવીજ રીતે તમારૂં હૃદય પણ ઉચ્ચ અપૂર્વ ગુણોથી ભૂષિત કર્યું છે.

આ મુકદમાનો ફેંસલો આવી રીતે આવી ગયો તેથી હું બહુ ખુશ થયો છું. વળી તમારા જેવી સુશીલા સરલહૃદયા સુંદરીના ઉપર હું સહજ પણ ઉપકાર કરી શકયો એ જોઈ મને વિશેષ આનંદ થાય છે. હવે તમે તમારા પૈસા ગણી લ્યો."

કાજી સાહેબની આજ્ઞા સાંભળી ગુલબદને પૈસા ગણી લેવા થેલીને પોતાની પાસે લીધી. હજી પણ તેનું મુખ બુરખાથી ઢંકાયલું હતું એ જોઈ કાજી સાહેબે કહ્યું:–"ગુલબદન! બુરખો પહેરી પૈસા ગણવાનું કામ બરાબર થઈ શકશે નહિ. વળી મને જોઇને તમે શરમાઓ છો, માટે હું અહિંથી બીજા ઓરડામાં જાઉં છું. સંકોચ રાખવાનું તમોને કોઈ પ્રયોજન નથી."

એટલું કહી કાજી સાહેબ ત્યાંથી ચાલ્યા ગયા. ગુલબદન નિશ્ચિંત ચિત્તે તેનો બુરખો ખોલી નાખી પૈસા ગણવા લાગી.

હાય! ગુલબદન! તેં આમ શા માટે કર્યું? સૌન્દર્યના શત્રુઓ ચારે દિશામાં ફરતા હોય છે. આટલું બધું રૂપ લઇ તું શા માટે જન્મી?

જે વખતે ગુલબદન એક ધ્યાનથી પોતાનાં કાર્યમાં મશગુલ હતી, પ્રાપ્ત સ્વર્ણ મુદ્રાઓને એક પછી એક ગણી થેલીમાં નાખતી હતી, તેજ સમયે બાજુના ઓરડામાં ધર્માવતાર ગણાતા કાજી સાહેબ અધર્મના કાર્યમાં મશગુલ થઈ ગયા હતા!

બાજુના ઓરડામાં એક ગુપ્ત સ્થાન હતું કે જેમાંથી ગુલબદન જે દિવાનખાનામાં બેઠી હતી, ત્યાં બરાબર જોઈ શકાતું હતું. ત્યાંથી ન્યાયધર્મના અવતાર કાજી સાહેબ સર્વાંગસુંદરી ગુલબદનની સૌંદર્ય સુધાનું પાન કરવા લાગ્યા. બાજુના કમરામાં

કેવો અભૂતપૂર્વ નાટ્યાભિનય થાય છે તેની ગુલબદનને ખબર પડી નહિ—તે વિષે તેને સંદેહ પણ આવ્યો નહિ.

સ્વર્ણમુદ્રાઓ ગણાઈ રહેતાંજ ગુલબદને થેલીનું મ્હોડું બાંધી દીધું અને ત્યાંથી વિદાય થવાનો વિચાર કર્યો; પરંતુ જેણે આટલી બધી સહાનુભૂતિ દર્શાવી ઉપકાર કર્યો તેની રજા લીધા સિવાય ત્યાંથી જવું તેને ગમ્યું નહિ.

આ બાજુ ધર્માવતાર કાજી સાહેબે જોયું કે, પૈસાઓ ગણાઇ રહેતાંજ ગુલબદન ત્યાંથી ચાલી જશે એમ ધારી તેમણે દિવાન-ખાનામાં પ્રવેશ કર્યો.

કાજી સાહેબને એકાએક ત્યાં આવેલા જોઈ ગુલબદન ચમકી. તેણે તરતજ પોતાના મ્હોડા ઉપર બુરખો નાખી દીધો.

અત્યાર સૂધી આશાભર્યા હૃદયે કાજી સાહેબ બાજુના કમ-રામાંથી ગુલબદનની રૂપમાધુરીનો ઉપભોગ કરતા હતા. હવે તેમના જોવામાં આવ્યું કે, પૂર્ણચંદ્રજ્યોતિ મેઘાચ્છાદિત થઈ ગઇ છે! તેમણે કહ્યું:—"ગુલબદન! તમારી આશા પૂર્ણ થઇ? તમે આટલી બધી દયા બતાવી ન હોત તો હકીમ ફૈજુને નેસ્ત-નાબૂદ કર્યા વિના છોડત નહિ. ગમે તેમ પણ તમારા સંકલ્પની સિદ્ધિ તો થઇને?"

ગુલબદન:—"જનાબ! અભાવજ મનુષ્યના સ્વભાવમાં પરિવર્ત્તન કરે છે. આટલી સ્વર્ણમુદ્રાઓ તો મારા પતિને એક દિવસમાં ખરચવાને માટે જોઈતી હતી. આજે દૈવની અવ-કૃપાથી અમે દરિદ્રી થઈ ગયાં છીએ. ફૈજુએ જો ભદ્રભાવે ઋણ-પરિશોધ માટે પોતાની અક્ષમતા દર્શાવી હોત તો મને આટલાં

બધાં આગળ પગલાં લેવાં પડત નહિ. પરંતુ સમાજની અંદર તે એક ઉચ્ચ પ્રકારનો દરજ્જો ભોગવે છે તેનો દુરૂપયોગ કરી તેણે મારી સાથે જે અસદ્‌વ્યવહાર કર્યો તે નહિ માફ થઇ શકે એવો છે. અને તેથીજ ક્રોધાવેશમાં આવી જઈ હું આપની પાસે ફરિયાદ કરવા આવી હતી. આપે મારા તરફ અનુગ્રહ બજાવી જે કાર્ય કરી મને ઉપકારના બોજા તળે દાબી દીધી છે, તેને માટે આજીવન હું આપના તરફ કૃતજ્ઞ રહીશ. હવે મને આપ અહિંથી જવાની અનુમતિ આપશો તો મોટી મહેરબાની થશે. કારણ કે મારા સ્વામી મને અહિં વધારે વિલંબ થવાથી ઉત્કંઠિત થઈ રહ્યા હશે."

કાજી સાહેબે સહાસ્ય મુખે ગુલબદનનો હાથ પકડયો અને તેને એક કૉચ ઉપર બેસાડતાં કહ્યું:-"ગુલબદન! તમારા સ્વામીને તમે બહુ ચાહો છો નહિ?"

કાજી સાહેબના હસ્તનો સ્પર્શ થતાંજ ગુલબદન ચમકી ઉઠી. ક્રોધ-ક્ષોભ અને ભયથી તે કંપવા લાગી. અત્યારે તે અસહાયા હતી. તેની મદદમાં આવે એમ કોઈ નહોતું. થોડો વખત ચુપ રહ્યા પછી તે બોલી:-"જનાબ! પોતાના સ્વામીને સર્વસ્વ સમર્પણ કરી તેની સેવા કરવી એ પ્રત્યેક સાધ્વી રમણીનું કર્ત્તવ્ય છે. મારા પતિને હું કેવા પ્રેમથી ચાહું છું-તેમને પ્રભુ-તુલ્ય માની ભક્તિ કરૂં છું-તેનો સાક્ષી ઈશ્વરજ છે. આ સંસા-રમાં સ્ત્રી, પુરૂષ, પત્ની, માતા, કન્યા, પિતા, દરેકને પોતાનાં કર્ત્તવ્ય કર્મ કરવાનાં હોય છે અને તે માટે તેઓને પોતાનાં કાર્યોનું અભિમાન પણ હોય છે. હું પણ પતિભક્તિ માટે સહજ

અભિમાનીની છું."

કાજી સાહેબ મનમાં ધારતા હતા કે, ગુલબદન સાધારણ સ્ત્રી જેવી હશે, પરંતુ તેના મ્હોડેથી પતિભક્તિની વાત સાંભળતાંજ તેમને ખાત્રી થઈ કે, તેનામાં કોઈ અલૌકિક તેજ ભરેલું છે. તેના સ્વામીની દુર્દશાના વખતમાં પણ તે સાધારણ સ્ત્રીની માફક તેની આત્મમર્યાદા ભૂલી નથી."

ગુલબદનની બોલવાની છટા ઉપરથીજ કાજી સાહેબે જોયું કે, તે ગુસ્સે થઈ છે. તેમણે કહ્યું:-"ગુલબદન! તમારી પરીક્ષા કરવા માટેજ હું આમ બોલ્યો હતો. મને જણાય છે કે, બાહ્ય સૌંદર્ય કરતાં પણ તમારાં હૃદયને વિશેષ સૌંદર્યપૂર્ણ કરવામાં ઇશ્વરે કાંઈ બાકી રાખ્યું નથી. તમારૂં ચારિત્ર્યબળ જોઈ હું મુગ્ધ થઈ ગયો છું. તમારાં વર્તમાન કષ્ટો સાંભળી હું જેટલો દુઃખી નથી થતો, તેટલો ભાવિનો વિચાર કરતાં થાઉં છું. જીવન અને મરણની વાત મનુષ્યના જ્ઞાન અને બુદ્ધિથી અતીત છે. તમારા સ્વામી અર્ધાંગવાયુના રોગથી પીડાય છે. ક્યારે શું થશે, તેનું કોઇ કહી શકે એમ નથી. તે વિષે વિચાર કરતાંજ શરીર કંપી ઉઠે છે-ઈશ્વર ન કરે ને કંઈ દુર્ઘટના બને તો ગુલબદન તમારી સ્થિતિ કેવી થાય?"

પતિપરાયણા ગુલબદન આ વાત સાંભળી ચમકી ઉઠી. તે સમજી નહિ કે, કાજી સાહેબ કયા ગંભીર ઉદ્દેશથી તેના તરફ આજે વિરક્તિકર સહાનુભૂતિ દર્શાવે છે.

છતાં પણ હિમ્મત લાવી સહજ ગર્વમિશ્રિત સ્વરે તે કહેવા લાગી:-"ધર્માવતાર! ઇશ્વરે દયા કરીને મને મોહસીન જેવા

આદર્શ મનુષ્યની જીવનસંગિની બનાવી છે. રૂપમાં, ગુણમાં, પત્નીવત્સલામાં તેઓ અતુલનીય છે. હાલના ભીષણ દારિદ્રયના વખતમાં પણ તેઓ મારા મુખ તરફ જોઈ રોગગ્રસ્ત સ્થિતિનો વિચાર નહિ કરતાં જીવન ટકાવી રહ્યા છે. તેમની સેવા કરી તેમને સુખી કરવા એજ મારા જીવનનું લક્ષ્યબિંદુ છે. છતાં પણ જો આ નિષ્કલંક, સ્વાર્થકલુષહીન, આકાંક્ષાહીન, મિલન-શૃંખલાને દયામય ખુદા વિચ્છિન કરી નાખશે, તો અભાગિની ગુલબદન પણ સાનન્દચિત્તે તેમના માર્ગ તરફજ અનુગમન કરશે. વિધાતાની મરજીથી આવી દુર્ઘટના બને તો તરતજ તમારા સાંભળવામાં આવશે કે અભાગિની ગુલબદનનો મૃતદેહ ટાઈગ્રીસ નદીના પ્રવાહમાં તણાઈ ગયો છે."

ખાંસાહેબ ગુલબદનની વાત સાંભળી કંપી ઉઠ્યા. ગુલબદન દિવાનખાનામાંથી બહાર ચાલી જવાનો પ્રયત્ન કરવા લાગી. કારણ કે, અહિં આવવાને તેને ઘણો વખત થઇ ગયો હતો. તેણે વિચાર્યું કે, તેની ગેરહાજરીમાં પતિ ઉત્કંઠિત બની ગયેલ હશે. તરતજ તે કુર્નિસ બજાવી મહાપ્રતાપશાલી કાજી સાહેબની પાસેથી ચાલી ગઇ.

ગુલબદન ચાલી ગઇ, પણ તેની રૂપગૌરવોજ્વલ છાયામૂર્ત્તિ ત્યાં રહી ગઈ! વીણાનો રણકાર બંધ થઈ ગયો, પણ તેનો મધુર પ્રતિધ્વનિ રહી ગયો. સંગીત બંધ થઇ ગયું, પણ સૂરનો ગુંજા-રવ રહી ગયો!

મનુષ્યના મનની અંદર "વિવેક" નામની એક મહાશક્તિ હોય છે. જો વિવેક ન હોય તો પાપકાર્ય કરવાને આ દુનિયાની

અંદર કોઇ ડરે નહિ, સંસારનાં દરેક સુખી ગૃહો નરકાગાર બની ગયા સિવાય રહે નહિ, અને ચારે દિશામાં લાલસાનો વિકટાગ્નિ પ્રજ્વલિત થઇ જાય.

કાજી સાહેબ કામાગ્નિથી બળવા લાગ્યા. ગુલબદનની રૂપ જ્યોતિ જોઇ તેઓ આત્મવિસ્મૃત બની ગયા. ગુલબદનને પોતાનાં વક્ષસ્થળમાં દાબી દૃઢ આલિંગન આપી ચુંબન કરવાની લાલસા તેમના દિલમાં વૃદ્ધિંગત થઇ. તેમની આ ઇચ્છાને અટકાવે એવું ત્યાં કોઇ નહોતું. દિવાનખાનું નિર્જન હતું–ત્યાં તેમનું સામ્રાજ્ય હતું. અહિં ગમે તેવાં પાપકર્મ કરતાં તેમને અંતરાયરૂપ થઇ પડે એવું કોઇ હતું નહિ.

પરંતુ આ વખતે તેમની અંતરમાં વિવેકબુદ્ધિ જાગૃત થઇ. તેણે કહ્યું કે, "નહિ, નહિ. કાજી સાહેબ, આ દુષ્કૃત્ય કરો નહિ. સતીના ઉપર અત્યાચાર કરવો એ મહા ઘૃણિત કાર્ય છે, આનો અગ્નિ તમોને બાળીને ભસ્મ કરી નાખશે. મોગલના મહાપરાક્રમશાલી સુલતાને ન્યાયવાન માની, પ્રજાવર્ગની અંદર સૌથી ઉચ્ચ મનાતું ન્યાયાધિકારીનું પદ તમોને આપ્યું છે. સુલતાનને જો ખબર પડશે કે, જનરક્ષક ન્યાયાધિશ પોતેજ ગૃહસ્થ સ્ત્રીઓના ઉપર બદનજરથી જૂએ છે, તો તમારૂં માન–સંભ્રમ, પદગૌરવ, તેમજ આધિપત્ય એક ક્ષણની અંદર ઉડી જશે. માટે સાવધાન! ગુલબદનને સ્પર્શ કરવાનો મનમાં પણ વિચાર લાવો નહિ."

વિવેકના આ તીવ્ર તિરસ્કારને લીધે કાજી સાહેબ સંયમ તોડી શકયા નહિ. ગુલબદન ત્યાંથી સહીસલામત–નિષ્કલંક

પોતાને ત્યાં ચાલી ગઇ. છતાં મનમાં ને મનમાં તેઓ પ્રતિજ્ઞા કરવા લાગ્યાઃ–"ગમે તે થાય તો પણ ગુલબદનને હું મેળવીશજ. ઉચ્ચપદ, માનસંભ્રમ, અતુલ ઐશ્વર્ય, એ બધાંનો સુન્દરીલલામભૂતા ગુલબદન માટે ભોગ આપવો પડે તો આપીશ, પણ એક દિવસ આ જ્વાલામય વક્ષસ્થળની અંદર તેને ચાંપી સ્વર્ગીય સુખનો આનંદ અનુભવ્યા વિના રહીશ નહિ."

કાજી સાહેબ ખરેખર ગંભીર પ્રકૃતિના માણસ હતા. તેમની ન્યાયનિષ્ઠા, વિચારકૌશલ અને કઠોર દંડાજ્ઞાને લીધે બધા તેમનાથી ભય પામતા હતા. રમણીના સૌંદર્યમાં અતિમોહક મદિરા રહેલી હોય છે. આ મદિરાનું પાન કરનાર સીધી રીતે પોતાનો જીવનપથ ચલાવી શકે એવા દૃઢચિત્તના માણસો ઘણાજ થોડા હોય છે. કાજી સાહેબની સ્થિતિ પણ તેવીજ હતી એટલે પ્રબળ વાસનાને આધીન થઇ સંયમ, પવિત્રતા, આત્મસંભ્રમ અને મર્યાદા ભૂલી જઇ તેઓ ગુલબદનને મેળવવા માટે ઉન્મત્ત બની જાય, એમાં નવાઈ પામવા જેવું કાંઇ પણ નથી.

વળી તે સિવાય તેઓ આત્મવિસ્મૃત બની જાય તેને માટે બીજું પણ એક કારણ હતું. તે બીજું કોઇ પણ નહિ પણ લયલાની પૂર્વસ્મૃતિ! લયલાની અપ્રાપ્તિથી તેમનું દિલ દુઃખિત થઇ ગયું હતું. તેમાંય વળી તેનાં અકાળ મૃત્યુથી તો તેમનાં દિલને વિશેષ દાગ લાગ્યો હતો. તેઓ હમેશ આકાંક્ષાની અતૃપ્તિથી તરફડીયાં મારતા જીવન વ્યતિ કરતા હતા. તેમનું હાલનું સાંસારિક જીવન–માત્ર મનને મનાવવા પૂરતુંજ હતું.

પરલોકગતા લયલાના અને સુન્દરી ગુલબદનના સૌંદર્યમાં

અદ્‌ભુત પ્રકારનું સાદૃશ્ય હતું. ગુલબદનને દૂરથી જોતાં લય-લાજ ઉભી હોય તેવો ભાસ થતો હતો. જગતની અંદર અનેક પ્રેમિઓ પોતાની પ્રિયતમાની રૂપજ્યોતિનું ધ્યાન ધરતા જીવન ગુજારતા હોય છે. વાંચક, કાજી સાહેબની પણ તેવીજ દશા હતી.

તોફાની સમુદ્રના તરંગોના સપાટામાં સપડાયેલ હોડી જેમ પોતાની આત્મરક્ષા કરવાને અસમર્થ હોય છે, તેવીજ રીતે કાજી સાહેબ પણ ગુલબદનના પ્રબળ રૂપતરંગોમાં ઝોલા ખાવા લાગ્યા —તેમના જ્ઞાનબુદ્ધિનો લોપ થઇ ગયો.

તેઓ પ્રતિજ્ઞા કરવા લાગ્યા કે, "ગુલબદનને પ્રાપ્ત કરવા માટે સહસ્ર વિશ્વવ્યાપી અગ્નિઓ પ્રજ્વલિત થઇ મારી સામે આવશે, તો પણ હું મારો પગ પાછો હઠાવીશ નહિ. વારૂ, પણ અત્યારે આવા સંકટના સંબંધમાં મને કોણ સલાહ આપે એમ છે? મહાવિપદમાં સહાયતા કરી મને ઉગારે એમ કોણ છે? એક જણ છે, જે મને પોતાનો પ્રાણ આપીને પણ સહાયતા કર્યા સિવાય રહેશે નહિ. શયતાની કાર્યમાં શયતાનનીજ મદદ જોઇએ. આજે રાતનાજ તેને મળી કેવા પગલાં લેવાં તેનો બંદોબસ્ત કરી લેવો જોઇએ." એટલું બોલી કાજી સાહેબે એક પહેરેગીરને બૂમ પાડી બોલાવ્યો.

પહેરેગીર સલામ કરી તેમની સમક્ષ ઉભો રહ્યો. તેમણે કહ્યું:—"હમણાં ને હમણાં હકીમ ફેજુને ત્યાં જા, અને તેને કહે કે, મારી પ્રકૃતિ સારી નહિ હોવાથી બોલાવે છે."

પહેરેગીર સલામ કરી ત્યાંથી ચાલ્યો ગયો. કાજી સાહેબ ચિંતા-મગ્ન સ્થિતિમાં ભૂત—ભવિષ્યની ઘટનાઓનો વિચાર કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૧૨ મું.

## જન્મભૂમિનો પ્રેમ.

ગુલબદનને આવતાં વિલંબ થયેલો જોઇ મોહસીન પોતાના મનમાં અનેક તર્ક–વિતર્કો કરતો ચિન્તા કરવા લાગ્યો; પરંતુ ઉઠીને તપાસ કરવા માટે તે શક્તિહીન હતો. તેનામાં જો તેટલી શક્તિ હોત તો ગુલબદનને તે શા માટે ઘરની બહાર મોકલત? વળી તેના દિવસો પણ ઘણા કઠણ જતા હતા. તેની પાસે જે કાંઇ દ્રવ્ય હતું તે કાજકર્મ વિહીન સ્થિતિમાં બધું ખવાઇ ગયું હતું. તેની પાસે એ કૌડી પણ નહોતી. ગુલબદન આ સ્થિતિ જાણતી હતી. તેથી તેણે પણ પોતાના અલંકારો પતિથી ગુપ્ત રીતે વેચી ઘર–સંસાર નિભાવવા માંડયો. મોહસીન આ વાતથી માહિતગાર હતો અને તેને ઘણી વાર ઇચ્છા થતી કે ગુલબદનને તેના અલંકાર વેચવાનો નિષેધ કરવો; પરંતુ કદાચિત્ તે વાતથી તે અસંતુષ્ઠ બને અને તેના દિલને આઘાત લાગે એમ ધારી તે કાંઇ પણ બોલતો નહિ.

એક પછી એક એમ દરિદ્રતાના ભયંકર દિવસો પસાર થવા લાગ્યા. ગુલબદનના અલંકારો પણ ખલાસ થઇ ગયા. દારિદ્રયની ક્ષુધાથી તેઓ પીડાવા લાગ્યાં. રોગગ્રસ્ત સ્થિતિમાં દવા–દારૂનો ખર્ચ કરવાને પણ પાઇ મળે નહિ. એટલામાં કૈજુને આપેલ સહસ્ર સ્વર્ણ મુદ્રાની તેને યાદ આવી. તે જો મળે તો પુનઃ અનેક દિવસો સુખમાં પસાર કરી શકાય; પરંતુ તેની ઉઘ-

શાણી કરી લઇ આવે એમ કોણ હતું? માણસને તો તે દાદ દેતો નહોતો. આખરે ગુલબદને તેને ત્યાં જવાની હિંમત કરી અને અપમાનિતા થઇ ત્યાંથી પાછી આવી.

એ અપમાનનું કેવું પરિણામ આવે છે, એની ચિન્તા કરતાં મોહસીને તેના વફાદાર નોકરને બોલાવ્યો અને ગુલબદનની તપાસ કરવા મોકલી આપ્યો. નોકર કાજીને ત્યાં જઈ તપાસ કરી આવ્યો અને કહ્યું કે, "ગુલબદન ત્યાંથી ક્યારનીયે ચાલી ગઇ છે."

અને ખરેખર તેમજ હતું. સીધે રસ્તે ઘેર નહિ જતાં ગુલબદન કાજીને ત્યાંથી પરબારી બજારમાં ગઈ હતી. પોતાની પાસે પૈસા નહિ હોવાથી મોહસીનની મનપસંદ ખાદ્ય-ખોરાકીની ચીજો તે મેળવી શકતી નહોતી. આજે તેના હાથમાં એક હજાર મહોરો આવી ગઈ હતી. તેથી પતિને આનંદ આપવાને કેટલીક ચીજો ખરીદવા તે ગુલનારને લઇને બજારમાં ગઇ.

સુખી દિવસોમાં મોહસીન ખાવાની જે જે ચીજો પસંદ કરતો, જે જે વસ્ત્રો પરિધાન કરતો તે બધાં સુન્દરી ગુલબદનને ઘણાજ આનંદપૂર્વક ખરીદ્યાં અને પછી તે ઘેર આવી.

ચિન્તાતુર અને અસ્થિર સ્થિતિમાં મોહસીન વખત પસાર કરતો હતો એટલામાં ગુલબદને તેના ઓરડામાં પ્રવેશ કરી સહાસ્યવદને પૂછ્યું:–"પ્રભુ! કેમ છો? તમારી મુખમુદ્રા ઉપરથી જણાય છે કે, મારી ગેરહાજરીથી તમો બહુજ ચિન્તા કર્યા કરતા હતા!"

મોહસીન:–"ખરેખર, ગુલબદન! મારી નજરથી એક પળ

પણ તને દૂર થયેલી જોતાં મારૂં હૃદય ચીરાઈ જાય છે. વારૂ, પણ આટલો બધો વખત કેમ થયો ?"

ગુલબદને સંક્ષેપમાં કાજી સાહેબની સહાનુભૂતિની વાત કહી સંભળાવી. ત્યાર પછી તેણે કહ્યું:–"પ્રિયતમ! ચિરદિન સુખમાં દિવસો પસાર કર્યા છતાં દુ:ખ પણ કેટલું બધું ભયંકર હોય છે અને તેમાંથી કેમ નિભાવ કરવો એ હું સારી પેઠે જાણું છું."

મોહસીને એક દીર્ઘ નિશ્વાસ મૂકયો.

ગુલબદન બોલી:–"વ્હાલા, પૈસાના અભાવને લીધે તમારા મનપસંદ ખાદ્ય પદાર્થો હું લાવી શકતી નથી. જે મલીન વસ્ત્રો દાસ–દાસીએ પણ પહેર્યાં હોય તો તમે તિરસ્કારની નજરે જોતા તે બધાં તમોને આજે અર્થાભાવને લીધે પહેરવાં પડે છે. સેંકડો ગરીબોને તમારા ઉદાર મુક્ત હસ્તથી તમે દાન કરતા, તેને આજે એક કોડીને માટે ભીખ માગવાનો વખત આવ્યો છે. પ્રભુ! ઈશ્વર જાણે છે કે, આ બાબતનો વિચાર કરતાં મને કેટલું કષ્ટ થાય છે. તમારી નજરથી દૂર ગુપ્ત રીતે એકાંતમાં બેસી વર્તમાન-સ્થિતિમાંથી આપણને બહાર કહાડવા માટે ખુદાની મેં કેટલી બધી પ્રાર્થના કરી છે–આંસુઓ સાર્યાં છે, તેની ઈશ્વરને ખબર છે. અને તેણે તે પ્રાર્થનાથી આપણા સામે જોયું છે. આજે હજાર મહોરો મારા હાથમાં આવી ગઈ છે. આપને આનંદ આપવાને ખાતર આપની ઇચ્છિત વસ્તુઓ ખરીદવા માટે પરબારી હું બજારમાં ગઇ હતી એટલે વિલંબ થયો હતો માટે મને ક્ષમા કરશો."

મોહસીન સ્મિતવદને બોલ્યો:–"મધુમયી ગુલ! તારા અપ-

રાધો એક પછી એક વધતા જાય છે! મારા હૃદયમાં એટલો બધો ક્ષમાનો વાસ નથી, માટે તારે શિક્ષા સહન કરવી પડશે!”

ગુલબદન હસીને બોલી!–“શિક્ષા? કઈ શિક્ષા?”

મોહસીન હાથ પ્રસરતાં બોલ્યો:–“આ શિક્ષા! મારા જ્વાલાસંતપ્ત વક્ષસ્થળમાં આવી તેને શાંત કર. વિરહાગ્નિની જ્વાળાથી તે સળગી રહ્યું છે. તારો એક ક્ષણનો પણ વિયોગ મને યુગ સમાન લાગે છે.”

ગુલબદન:–“અને કદાચિત્ હું કાલેજ મરી જાઉં તો?”

મોહસીન:–“નહિ, નહિ–એવું બોલીશ નહિ. આવા દુઃખના દિવસોમાં તારા સિવાય મારૂં બીજું કોણ છે? અને જો કદાચિત્ મારા કમભાગ્ય દગ્ધ અદૃષ્ટમાં વિધિના તેવા લેખ હશે, તો તું જાણજે કે, તારી પશ્ચાત્ તારે પગલે ચાલી આ જ્વાલામય જીંદગીનો અંત લાવીશ. હું તો તારી સાથે અનન્ત મિલન–સંભોગ ઈચ્છું છું. તારો વિરહ એક ક્ષણ માત્ર પણ હું સહી શકું એમ નથી.”

સ્નેહમય પતિના મુખની વાત સાંભળી અશ્રુપ્લાવિત નેત્રે આવેગપૂર્ણ હૃદયે ગુલબદને પોતાનું માથું મોહસીનના વક્ષ-સ્થળમાં છુપાવી દીધું. મોહસીને આવેગમાં આવી તેના કપોલ પર એક ચુંબન લીધું. પછી હસ્તાં હસ્તાં ગુલબદન બોલી:–“સ્વામીન્! મારા અપરાધની શિક્ષા મને મળી ગઇ માટે હવે છોડી દ્યો. તમારે માટે આજે હું કેટલાંક મુખરોચક મિષ્ટાન્ન અને ફળફળાદિ લાવી છું તે લઇ આવું.” એટલું કહી ગુલબદન ત્યાંથી ઉઠી અને બીજા ખંડમાં જઈ મોહસીનના

ચિરપ્રિય ભોજ્યપદાર્થોને એક થાળમાં ગોઠવી લઇ આવી અને પુનઃ પુનઃ અનુરોધ કરી મોહસીનને તે ખવરાવવા લાગી. આવી રીતે પતિસેવા કરતાં તે પોતાના અંતઃકરણમાં નૂતન આનન્દ, નૂતન તૃપ્તિ, નૂતન સુખનો અનુભવ કરતી સ્વર્ગીય આનન્દમાં ડોલવા લાગી.

આહારાદિ સમાપ્ત થતાં મોહસીન બોલ્યોઃ–"ગુલ! મારી નજીક બેસ. હું તને બે–ચાર વાતો કહેવા ઈચ્છું છું."

પતિના મુખમાંથી એકાએક આવી વાત સાંભળતાં ગુલબદન ચમકી ઉઠી. તેની નજીકમાં બેસતાં તે બોલીઃ–"પ્રિયતમ! આપને શું કહેવું છે?"

મોહસીનઃ–"ગુલ! મારા બોલવાથી ભયભીત થઇશ નહિ. જે સરલ સત્ય છે, તેને ગુપ્ત રાખવું ઈષ્ટ નથી. એનાથી કાંઇ ભવિષ્યના અનિષ્ટને રોકી શકાવાનું નહિ. મને બચાવવાના તારા જીવસટોસટના પ્રયત્નો–નમકહલાલ બાંદીની સેવા, આટલો બધો આત્મત્યાગ, એ બધુ વૃથા જશે–હું બચી શકીશ નહિ એવી મારા મનને ખાત્રી થઈ ગઈ છે!"

મોહસીનની વાત સાંભળી ગુલબદન ખરેખર કંપી ઉઠી. તેના અંતઃકરણમાં સહજ મૃદુ કંપ ઉત્પન્ન થયો. તે થરથર ધ્રૂજવા લાગી. પતિ હજી પણ કેવી અશુભ વાત કહેશે, એમ વિચારી તે ઉત્કંઠિત બની ગઇ. ત્યાર પછી મનને મારી–આત્મસંવરણ કરી મોહસીનના જમણા હાથને અતિ કોમળ ભાવે પોતાની છાતી સાથે દબાવતાં તે બોલીઃ–"પ્રભુ! શા માટે આથી સર્વ નાશની–અશુભ વાત તમે મને કહો છો?"

મોહસીન વિષણ્ણવદને બોલ્યોઃ–"ગુલ! આટલા માટેજ હું તારી પાસે આ વાત કહાડતો નહોતો; પરંતુ આ વાતને દબાવી રાખવામાં સાર નથી, એમ ધારીનેજ મેં તને આજે કહી છે. મારા અંધકારમય સંસારમાં તું ઉજ્જવળ જ્યોતિ છે. મારી હાલની અસહાય અવસ્થામાં તું ભગ્નિ, માતા અને પત્નીના ધર્મો બજાવતી સ્નેહ, શ્રમ, સહિષ્ણુતા, નિઃસ્વાર્થ આત્મત્યાગ વગેરે એકત્ર કરી અકલાન્તભાવે મારી સેવા–સુશ્રુષા કરી રહી છે. એક વર્ષ થયાં દારૂણ રોગથી હું પીડાયા કરૂં છું. તેમાં વળી હવે બીજો રોગ લાગુ પડયો છે અને મને લાગે છે કે, તેના પંજામાંથી બચવું મુશ્કિલ છે. આટલા દિવસ સૂધી અર્થાભાવને લીધે ચિકિત્સા થઇ શકી નહિ. વળી હું જાણું છું કે તારા અતીત સૌભાગ્યના ચિહ્નરૂપ અતિ પ્રિય અલંકારો–સાંસારક ખર્ચ ચલાવવા માટે તેં વેચી નાખ્યા છે. આ વાત હું જાણતો હતો, પણ તને કહી શકતો નહોતો. આ કાર્ય કરતાં તને અટકાવવાથી પણ કાંઇ ફાયદો થશે નહિ એમ હું જાણતો હતો. પરન્તુ તારા અલંકારશૂન્ય સુન્દર દેહને જોતાંજ મારૂં હૃદય ચૂર્ણ થઇ જાય છે."

મોહસીનને આગળ બોલતો અટકાવી ગુલબદન બોલીઃ– "સ્વામીન્! આવી નકામી ચિંતા કરવાનું કોઈ પ્રયોજન નથી. શું અલંકારોજ જીંદગીનું ખરૂં સુખ છે? નહિ. મારૂં સુખ–મારો આનંદ જે કાંઇ કહો તે તમારામાંજ છે અને તમારી ભક્તિ કરી–તમારી સેવા સુશ્રુષા કરી તમોને જલ્દી આરોગ્ય પ્રાપ્ત થાય

એજ મારો પરમધર્મ છે. ઉત્તમ ચિકિત્સા થતાં તમારો રોગ દૂર થઇ જશે. આટલા દિવસ આપણે અર્થાભાવને લીધે તેમ કરી શકતાં નહોતાં; પરંતુ હવે મારા હાથમાં એક હજાર સ્વર્ણ-મુદ્રાઓ આવી છે. એટલે એક સારા હકીમને બોલાવી આપની દવા કાલથીજ શરૂ કરશું."

મોહસીનઃ–"પણ એવો હોશિયાર હકીમજ આ શહેરમાં કયાં છે! માત્ર એક ફૈજુ ઉપર બધાની નજર પડે છે. 'આંધળા ગામમાં એરંડો પ્રધાન' એ ન્યાયે અત્યારે એજ મોસલ નગરીનો મુખ્ય વૈદ્ય થઈ પડયો છે! આજે તે આપણને સહાય કરે એવું લાગતું નથી. કારણ કે, કાજી પાસે ફરિયાદ કરી તેની પાસેથીજ તેં સ્વર્ણમુદ્રાઓ મેળવી છે, એટલે એ તો આપણો ભયાનક શત્રુ થઇ પડયો છે."

ગુલબદન થોડો વખત વિચાર કર્યા પછી બોલીઃ–"વારૂ, ત્યારે ચાલોને આપણે બગદાદ જઇએ?"

મોહસીનઃ–"એ અસંભવિત છે. ગુલ! આ રાજ્યના નિયમોથી તું માહિતગાર નથી. અહીંના રાજ્યનો કાયદો છે કે, ઘર બંધ કરીને કોઇએ બહાર રહેવા જેવું નહિ. આપણા ગૃહના રક્ષકરૂપે અહીં કોણ રહી શકે એમ છે? દાસ–દાસીને રાખી જવાથી ચાલી શકે એમ નથી. વળી 'પડતીમાં પચાસ'એ ન્યાયે આપણા શત્રુઓ પણ ઘણા છે. આપણે બગદાદ ચાલી જઇએ તો પછવાડે તેઓ ઉત્પાત કર્યા વિના રહેશે નહિ. દરવાજા–બારી –બારણાં વગેરે તેઓ તોડી–ફોડીને લઇ જવા સિવાય રહેશે નહિ. એટલુંજ નહિ પણ મોસલનો ત્યાગ કરી બગદાદ નહિ જવાનું

બીજું પણ એક ખાસ કારણ છે. મોસલ મારી જન્મભૂમી છે. અતિ દારિદ્રયાવસ્થામાં મારા માતા-પિતા અહીં આવ્યાં હતાં. ત્યાર પછી મણિ-મુક્તા, જર-ઝવેરાતનો ધંધો કરતાં અમો સારી સ્થિતિને પહોંચ્યાં.—એ ઉન્નત અવસ્થા હવે રહી નથી. પહેલાંનું આનન્દ કોલાહલપૂર્ણ, આલોકમાલાશોભિત વાસભવન સ્મશાન જેવો ભાવ ધારણ કરી રહેલ છે. ગુલ! મારા દિલની અંતીમ ઇચ્છા એવી છે કે, આખરી જીંદગીના દિવસો મારી શાન્તિમય જન્મભૂમિમાં ગુજારૂં તો ઠીક. મહાતૃપ્તીથી-મહા-શાન્તિથી જનની જન્મભૂમિના ખોળામાંજ મારો મૃતદેહ પડે તો મારા આત્માને શાન્તિ થશે. જેમ માતાની આગળથી સંતાન વિચ્છિન થવાને ચાહતું નથી-તેવીજ મારી દશા છે. ગુલ! ભય પામીશ નહિ! ખાત્રી રાખજે કે, દેહની પછવાડે જેમ છાયા હોય છે, તેવીજ રીતે જીવનની પછવાડે મૃત્યુ પણ ખડું ઉભું હોય છે. આ મૃત્યુ બાદ જે જીવન પ્રાપ્ત થાય છે, તે અનન્ત-તેમાં શોક-તાપ-દુઃખજવાલા કાંઈ પણ હોતું નથી; તે જીવનમાં ચિરવસન્તનો બહાર ખીલી રહે છે-વર્ષાની ઝડી કયારેય સતાવતી નથી."

મોહસીન વધારે બોલી શકયો નહિ. તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. તેનો કંઠ ભરાઈ આવ્યો. સ્થિરભાવે તે શય્યા ઉપર પડી ગયો.

ગુલબદન સ્વગત બોલવા લાગી:-"હે પ્રભુ! હે જીવન-સર્વસ્વ! આ હતભાગિની ગુલબદન પણ આપની કાયાની છાયા-રૂપજ છે. છાયા કાયાની ચિરસંગીની હોય છે એવો તેનો

પ્રાકૃતિક ધર્મ છે, તેજ પ્રમાણે હું પણ આપના પછવાડે અનુસંરણ કરીશ, અને મૃત્યુબાદ જે મૃત્યુહીન અખંડ જીવન—જેની અંદર આપણો ઉભયનો ક્યારેય વિચ્છેદ થવાનો સંભવ નથી—તે જીવન પ્રાપ્ત કરવા ઈશ્વરની હું અહોનિશ પ્રાર્થના કરીશ."

મોહસીને સહજ આંખ ઉઘાડી. તે ઉંડા વિચારમાં પડી ગયો હોય એમ જણાયું. તેને વિશેષ વિરક્ત કરવો યોગ્ય નથી એમ માની ગુલબદન ત્યાંથી ચાલી ગઈ.

બીજા ઓરડામાં જઈ ગુલબદન પુષ્કળ રડી. તેથી તેના હૃદયનો ભાર સહજ હલકો થયો. બે હાથ જોડી તે વિધાતાને પ્રાર્થના કરતી કહેવા લાગી:—"હે દયામય સર્વજ્ઞ પ્રભુ! ગમે તેવું દુઃખ આપશો તે હાસ્યમુખે સહન કરીશ, પણ મને સ્વામિથી વંચિત કરશો નહિ."



## પ્રકરણ ૧૩ મું.

### ભયંકર પરામર્શ.

"અય ખુદા! હવે શું કરૂં? મારા હૃદયમાં અગ્નિની જ્વાળાઓ સળગાવી હાસ્યમુખે તે ચાલી ગઇ છે! તે અગ્નિની જ્વાળામાં મારા વક્ષસ્થળનું પ્રત્યેક અસ્થિ દગ્ધ થઇ રહ્યું છે. વિકારનો રોગી જેમ તૃષ્ણાના જલ માટે સર્વદા ઉત્કંઠિત બની તરફડીયાં મારે, તેજ પ્રમાણે હું પણ રૂપતૃષ્ણાથી અસ્થિર બની ગયો છું. હાય! સર્વનાશી ગુલબદન, શા માટે તું મારી નજરે પડી! શા માટે આટલી બધી સંમોહની રૂપપ્રભા લઈ તું જન્મી?"

આ પ્રમાણે કાજી સાહેબ અસ્ફૂટસ્વરે પોતાનો મનોભાવ વ્યક્ત કરતા દિવાનખાનાની અંદર આંટા માર્યા કરતા હતા અને વચ્ચે વચ્ચે મોહમયી મદિરાનો આસ્વાદ ગ્રહણ કરતા હતા; પરંતુ તેમના આત્માની શાન્તિ થવાને બદલે ઉત્તરોત્તર અશાન્તિની વૃદ્ધિ થયાજ કરતી હતી. ઘૃતસંસ્પર્શથી અગ્નિની જ્વાળાઓ જેમ ભડભડ બળ્યા કરે છે, તેવીજ રીતે મદિરાસ્પર્શથી તેમના હૃદયની કુપથગામી ચિન્તાઓ પણ તેમના મર્મસ્થળને વિદીર્ણ કરી દગ્ધ કરવા લાગી.

એટલામાં ફૈજુ ત્યાં આવી પહોંચ્યો અને સલામ કરી બોલ્યો:–"જનાબે આલી! આપે મને શા માટે બોલાવ્યો છે?"

કાજી સાહેબે તેને પોતાની સામે બેસવાની ઇસારત કરતાં

કહ્યું:–"ફૈજુ, ઘણીજ ભયંકર વાત છે!"

ફૈજુ:–"કેમ, શું છે હુજૂર?"

કાજી:–"ગુલબદન એકદમ દાવો છોડી દેવાને કબૂલ નથી. બેઈજ્જતીની ફરિયાદ માટે તે ન્યાય માગે છે. હું આ દેશનો ધર્માધિકારી છું એટલે મારી પાસે જે કોઈ યાચના કરે, તેની ફરિયાદ સાંભળી ન્યાયતઃ ધર્મતઃ તેનો નિકાલ કરવાને હું બંધાયલો છું."

કાજીની વાત સાંભળી ફૈજુ ચિન્તાતુર બની ગયો. તે ધારતો હતો કે, માફી માગતાં બધી વાત દબાઈ ગઇ છે; પરંતુ ધુંધવાયેલો અગ્નિ જેમ જોર–શોરથી પ્રજ્વલીત થઈ ગભરાવી મારે છે તેમ તે વાતને પુનઃ ઉપસ્થિત થયેલી જોતાંજ તેનાં ગાત્ર શિથિલ થઈ ગયાં. વિનિતભાવે બે હાથ જોડી કાજીને પ્રાર્થના કરતાં તે બોલ્યો:–"જનાબ! આની શાન્તિને માટે કાંઇ ઉપાય બતાવશો?" તેના કહેવાની મતલબ એવી હતી કે, જો કાંઈ વધારે પૈસા આપતાં ગુલબદન ફરિયાદ પાછી ખેંચી લે તો ઠીક.

પરંતુ કાજી સાહેબ તો પોતાની જૂદીજ ગતમાં રમતા હતા. ભય બતાવી ફૈજુને તે પોતાના હાથમાં લેવા માગતા હતા. કાયદાની કલમો તેમના હાથમાંજ હતી. એટલે તેને ભય દર્શાવતાં તેઓ બોલ્યા:–"ફૈજુ, આવા ભયંકર અપરાધને માટે પ્રાણદંડની શિક્ષા આપવી જોઇએ, અને કદાચિત્ જો ન્યાયાધિશના દિલમાં રહેમ આવે તો આજીવન કારાગૃહ વાસ તો કરવોજ પડે."

દન્ડાજ્ઞા સાંભળતાંજ ફૈજુ કંપી ઉઠયો. તે બે હાથ જોડી

બોલ્યોઃ–"જનાબ! હું તો આપનો આશ્રિત છું. આપ મારી રક્ષા નહિ કરો તો બીજું કોણ કરશે? ઇશ્વરથી ઉતરતો આપનોજ અધિકાર છે!"

કાજીઃ–"કૈજુ, તને પ્રાણદંડની શિક્ષા કરવા હું રાજી નથી. કારણ કે મારા કેટલાક આપ્તપ્રિયસ્વજનોની ચિકિત્સા કરી તેઓને તેં સારા કર્યા છે. વળી મને પોતાને પણ તેં એક સંકટમય પીડામાંથી ઉગારી મૃત્યુના મુખમાંથી ઉગારી લીધો છે. માટે તને ભયંકર શિક્ષા કરવા હું ઈચ્છતો નથી; પરંતુ તારે મારી એક વાત માનવી પડશે અને તે એવી તો ભયાનક અને ગુપ્ત છે કે જેનો સ્ફોટ થતાંજ તને ફાંસીને લાકડે લટકવું પડશે! શયતાન જેમ વિનામૂલ્યે મનુષ્યને ખરીદી લે છે, તેજ પ્રમાણે હું તારી સાથે વર્તવા ઇચ્છું છું. સાંભળ, ગુલબદન તેના રૂપગર્વથી ઉન્મત્ત બની જઈ મારૂં અપમાન કરી ચાલી ગઇ છે!"

કૈજુઃ–"હુજૂર! આપ શું કહો છો?"

કાજીઃ–"તેજ વાત હું કહું છું. તેના ગર્વનું ખંડન થવુંજ જોઇએ. મારા જેવા એક શક્તિવાન માણસે તેના ઉપર આટલા ઉપકારો કર્યા અને તેના બદલામાં તેના હસ્તચુંબનની અનુમતિ માગી, પણ તે મારા પ્રસ્તાવને સંમત થઇ નહિ. આ અપમાનથી મારૂં અંતઃકરણ ચીરાઇ ગયું છે અને તેટલા માટેજ તારી સાથે બંધુભાવે પરામર્શ કરી કેવા ઉપાયો લેવા તેને માટે તને બોલાવ્યો છે. તારા અપરાધોની તને હું ક્ષમા કરીશ અને ગુલબદન કેવી રીતે મારા હસ્તમાં આવે તેની સહાયતા તારે કરવી પડશે."

ફૈજ્જુ કાજી સાહેબની વાત સાંભળીને વિસ્મિત બન્યો નહિ. કારણ કે અગાઉથીજ કાજી સાહેબની મનોદશા તે જાણી ગયો હતો. કાજી સાહેબ જેટલા શયતાન હતા—ફૈજ્જુ તેનાથી વિશેષ હતો. તે બોલ્યોઃ—"હુજૂર, આપે જીવિતદાન આપી મારા પર ઉપકાર કર્યો છે, તો તેનો બદલો હું મારા પ્રાણથી પણ તમને વાળી આપીશ."

કાજી સાહેબ મૃદુ હાસ્ય કરતાં બોલ્યાઃ—"એટલું બધું કરવાની હમણા જરૂર નથી. પહેલાં મગજને ઠંડો રાખી વાત તો સાંભળી લે!"

ફૈજ્જુઃ—"વારૂ, કહો ત્યારે."

કાજીઃ—"ગુલબદન તારૂં પણ અપમાન કરી ગઇ છે—કેમ ખરૂં કે નહિ?"

ફૈજ્જુઃ—"હા, તેમાં સંદેહ જેવું શું છે? વળી આપના જેવા દયાળુ વિચારકના હાથમાં આ મુકદ્દમો પહેલવહેલો ન આવ્યો હોત અને કોઈ બીજા ન્યાયાધીશ પાસે ગયો હોત તો હાથમાં કડીઓ નાખીનેજ તેણે મને બોલાવ્યો હોત!"

કાજીઃ—"ઠીક, એ બધી વાત જવા દે. હમણાં તો આપણે આપણા કામમાં લિપ્ત થવાની જરૂર છે. જો, તારી પાસે હું કાંઈ પણ ગુપ્ત રાખવા માગતો નથી. દુર્વનિતા—રૂપગર્વિતા ગુલબદન મોસલનગરીના સુલતાન ગણાતા કાજીનું અપમાન કરીને ચાલી ગઇ છે. તેની સાથે જેટલી સભ્યતાથી વર્તવું જોઇએ તેટલી સભ્યતાથી હું વર્ત્યો હતો, છતાં તેના કોમળ કરપલ્લવને એક ચુંબન લેવાની માગણી કરતાંજ તે છંછાડેલી સિંહણની માફક

એકને બદલે દશ બોલ સંભળાવી અભિમાનથી ચાલી ગઈ છે. તેના અભિમાન–ગર્વનું હું ખંડન કરવા માંગું છું. તારી પોતાની પણ એવીજ ઇચ્છા છે. એકજ બનાવ માટે આપણા ઉભયના ઉદ્દેશો એકજ છે, એટલે તારે મને સહાયતા કરવા તૈયાર થવું પડશે."

કૈજુઃ–" દર્પિતા ગુલબદને મારૂં અપમાન બહુ કર્યું છે–તેણે આપની પાસે ફરિયાદ કરી મારી આબરૂના કાંકરા કરી નાખ્યા છે–હું પણ તેનો પ્રતિશોધ લેવાને આતુર છું."

કાજીઃ–" ત્યારે એક કામ કર."

કૈજુઃ–" શું ?"

કાજીઃ–" મારી બાંદી અને મોહસીનની બાંદીને સારો સ્નેહ –સંબંધ છે. મારી બાંદીએ આજે મને ખબર આપ્યા છે કે, મોહસીન અર્ધાંગ વાયુના રોગથી પીડાય છે. મારી ઇચ્છા છે કે, તેને ત્યાં તું પાછો ફરીથી ચિકિત્સા કરવા જા."

કૈજુઃ–" જનાબ ! આપ આ શું બોલો છો ? શું મોહસીન મને પાછો ફરીથી તેને ત્યાં બોલાવે ? તેની પત્ની તો મને પોતાના શત્રુ જેવો ગણે છે !"

કાજીઃ–" તેની કોઈ હરકત નહિ. વખત પડયે શત્રુની સાથે પણ મિત્રતા કરવી જોઇએ. જેવો પવન–તેવી પીઠ. આખા મોસલ શહેરમાં માત્ર તું એકજ પ્રખ્યાત હકીમ છે. મોહસીનના રોગની પીડા વૃદ્ધિંગત થતાંજ તે તને પાછો બોલાવશે. મારી બાંદીની સાથે આજે ગુલબદનને હું કહેવરાવું છું કે, તે તનેજ પુનઃ ચિકિત્સા કરવાને માટે બોલાવે ! વિપદગ્રસ્ત ગુલબદન અરે-

ખર તારી સહાયતાની યાચના કરતી તારે બારણે આવીને ઉપસ્થિત થશે. તે વખતે તું તેનો પ્રતિવાદ નહિ કરતાં--અસંમતિ નહિ દર્શાવતાં તેની સહાયતા કરવા માટે અગ્રેસર થજે. ત્યાર પછી શું કરવું, તેની સલાહ હું તને પછીથી આપીશ. વળી આમ કરવાથી ચિકિત્સાની ફી તરીકે તેં આપેલા પૈસામાંથી પણ કેટલોક ભાગ તારા હાથમાં આવી જશે. પણ એટલું યાદ રાખજે કે ઉપયાચક થઇને કોઈ પણ કાર્ય કરતો નહિ. તૃષ્ણાજ હમેશાં અગ્રેસર થાય છે--જળ નહિ. વિપદ આવી પડતાંજ આજ નહિ તો કાલે ગુલબદન તારા દરવાજામાં ખડી થશે. તે વખતે સાવધાનતાથી કામ કરજે. આ કાર્યમાં તું ફત્તેહ પામ્યો તો તને હું સારી રીતે બક્ષિસ આપી ખુશી કરીશ."

ફૈજુના મનમાં ગુલબદન ઉપરના વેરનો બદલો લેવાના વિચારો ઘોળાયા કરતા હતા; પરંતુ તે અશક્ત હતો. કાજી સાહેબની મદદ મળતાંજ તે પ્રફુલ્લ બની ગયો--તેની વાતમાં સંપૂર્ણભાવે સંમત થઈ ગયો. ગુલબદન તેને ઘેર આવીને અપમાન કરી ગઈ હતી--તેના જેવા કંજૂસના હાથમાંથી કુશલતાથી પૈસા કહડાવી ગઇ હતી! એટલે પ્રતિહિંસાની વાસના તેના હૃદયમાં પૂર્ણ તેજથી જાગ્રત થઇ. કાજીને સલામ ઉપર સલામ કરતો તે ત્યાંથી વિદાય થયો.



# પ્રકરણ ૧૪ મું.

---

## ભીષણુ સ્વપ્ન

"ગુલ! ગુલ!"

"કેમ મને બોલાવી?"

"હા, અહિં આવ. મારા પ્રાણુ વિચલિત થઈ ગયા છે. જરા શાન્તિની જરૂર છે."

"કેમ, તમને શું કષ્ટ થાય છે? આટલા બધા વ્યાકુળ કેમ થઈ ગયા છો?"

"ગુલ, એક સ્વપ્ન–ભીષણુ સ્વપ્ન–મારા જોવામાં આવ્યું."

"ઓહો! તેને લીધે આટલું બધું દુઃખ થાય છે? સ્વપ્ન તે કોઈ દિવસ સાચું હોતું હશે?"

"સ્વપ્ન સાચું હોતું નથી, તે હું જાણું છું. પરંતુ જ્યારે શક્તિ હતી, સામર્થ્ય હતું, પૈસા હતા, ત્યારે આ સ્વપ્ન જોવામાં આવ્યું હોત તો જરા પણુ દુઃખી ન થાત. અત્યારની સ્થિતિ જૂદી છે. કમનસીબ દિવસોમાં ભાવીમાં ઘડનારી અનેક બાબતો પ્રત્યક્ષરૂપે દેખાઇ આવે છે, કિંવા તેનો ભાસ જણાઇ આવે છે."

"વારૂ, કેવું સ્વપ્ન આવ્યું હતું, તે કહેવાને કાંઈ હરકત તો નથી ને?"

"નહિ–જરા પણુ નહિ. તારી પાસે કોઈ પણુ વાત ગુપ્ત રાખી નથી, અને રાખીશ પણુ નહિ. માત્ર દુઃખ એટલુંજ થાય છે કે, તે વાત સાંભળીને તું મારી માફક વિચલિત બની જઈશ."

"નહિ, તેવો ભય રાખવાની હવે જરૂર નથી. કુસુમ-કોમલા ગુલબદન દુઃખ દારિદ્રયના પ્રચંડ આઘાતથી હૃદયને વજ્ર જેવું કરીને બેઠી છે. તમે જે કહેવાનું હોય તે ખુશીથી કહો. હું જરા પણ ચમકિત બનીશ નહિ."

"જીવનાધિકે! જ્યારે તારી એવીજ ઇચ્છા છે, ત્યારે સાંભળ. જાણે કે મારો રોગ દિનપ્રતિદિન વધવા લાગ્યો. તું ઉન્માદિનીની માફક આમ તેમ ફરવા લાગી. આ વખતમાં એકાએક પ્લેગ ઉપસ્થિત થયો. લોકો ઘરબાર છોડી ન્હાસવા લાગ્યાં. માત્ર આપણે બેજ આ ગૃહની અંદર બાકી રહી ગયાં!"

આ વાત સાંભળી ગુલબદન સહજ ચમકી. છતાં આત્મ-સંવરણ કરી બોલી:-"વારૂ, ત્યાર પછી શું થયું?"

મોહસીન પુનઃ બોલવા લાગ્યો:-"તે વાતજ ખરી ભયંકર છે. ત્યાર પછી આખું શહેર સ્મશાન જેવું દેખાવા લાગ્યું. પ્લેગના લીધે ટપોટપ માણસો મરવા લાગ્યાં. સર્વત્ર વિનાશ વ્યાપી રહ્યો. આખરે હું પણ તે પ્લેગનો ભોગ થઈ પડયો. મારા પ્રાણ બચાવવાને ખાતર ચિકિત્સકની શોધમાં તેં આમતેમ રખડવા માંડયું. આસપાસનાં દરેક ગામોમાં તું રખડી આવી; પરંતુ મારી ચિકિત્સા કરવા કોઈ આવ્યું નહિ. મલિનમુખે અને હતાશ દિલે તું પાછી આવી. તારો ચ્હેરો જોતાંજ મને અપાર દુઃખ થયું. મારૂં દુઃખ-યંત્રણા વધવા લાગ્યાં. તું તે સહન કરી શકી નહિ એટલે પુનઃ ચિકિત્સકની શોધમાં શહેરમાં ચાલી ગઈ!"

ગુલબદન સ્તબ્ધ બની ઉત્કંઠિત હૃદયે તેના પતિના મ્હોડેથી

આ ભીષણ સ્વપ્નકથા સાંભળતી હતી. તેનું આત્મબળ ઘટવા લાગ્યું. તે ગંભીર વિચારમાં પડી ગઈ. મોહસીન તેની સ્થિતિ સમજી ગયો. તે બોલ્યો:–"ગુલ! આ વાત સાંભળી તું ભયભીત બની ગઇ છે?"

ગુલબહન બોલી:–"નહિ–નહિ. ભય પામી નથી; પરંતુ તમારૂં સ્વપ્ન અદ્ભુત જણાય છે, એટલે તેનો વિચાર કરતી હતી. વારૂ, પછી શું થયું?"

મોહસીન એક મર્મભેદી દીર્ઘનિશ્વાસ નાખતાં બોલ્યો:– "તારા બહાર જવા બાદ એક માણસ મારી શય્યા પાસે આવીને ઉભો રહ્યો. તેના જેવો વિકાળ માણસ મેં ક્યારેય જોયો નથી. મારી પાસે આવતાંજ તે બોલ્યો:–"આ દેશનું દુઃખ જોઈ તેના પર ઉપકાર કરવા માટે હું બગદાદથી આવું છું. જાદુઈ વિદ્યામાં હું પારંગત છું. જે મહા પ્રલયકારી રોગને લીધે તમારા શહેરના લોકો મરે છે, તેઓને બચાવવા ખાતર હું આવ્યો છું. મારી પાસે એક એવી અમૂલ્ય ઔષધી છે કે જેના પ્રતાપે પ્લેગ ન્હાસી જાય છે અને મનુષ્ય સંપૂર્ણ રીતે આરોગ્ય પ્રાપ્ત કરે છે. તેથી ગંભીર રાત્રિએ છદ્મવેશ લઈ હું લોકોના ઘેરેઘેર રખડું છું. તેઓને ઔષધ આપું છું અને જેઓ ખાય છે, તેને આરામ થઇ જાય છે. જેઓ તે ઔષધ નથી ખાતા અને મારામાં અવિશ્વાસ લાવી–મારો કૃષ્ણવર્ણી ચ્હેરો જોઈ ઉપહાસ કરે છે–તેઓ આખરે મૃત્યુનેજ આલિંગન કરે છે!"

ગુલબહન બોલી:–"ઓહો! બહુ આશ્ચર્યજનક વાત છે!"

મોહસીન બોલ્યો:–"મેં જે વાત જોઈ છે, તેજ તને કરૂં છું.

અતિશયોક્તિ જરા પણ કરતો નથી, ત્યાર પછી પોતાના શરીરનો વર્ણ બદલતાંજ તે બોલ્યોઃ–"જો મારી જાદુઈ વિદ્યાની શક્તિ કેવી છે, તે જોઇ લે!" આ વખતે મારી રોગયંત્રણા ઘણી વધવા લાગી. મેં તેને કહ્યું:–"મૃત્યુ જ્યારે મારી સામેજ આવીને ઉભું છે અને આ રોગમાં મૃત્યુ નિશ્ચિતજ છે તો પછી તમે મને જે કાંઇ ઔષધ આપશો, તે ઘણી ખુશીથી ખાઈશ." મારી વાત સાંભળતાંજ તે વિકટહાસ્ય કરતો બોલ્યોઃ–"આ દુનિયાના લોકો આવીજ રીતે અકૃતજ્ઞ અને શયતાન હોય છે. કોઈ નિઃસ્વાર્થ ભાવે કોઈના પર ઉપકાર કરવા જાય તો તરતજ તેના પર સ્વાર્થનો દોષારોપ મૂક્યા વિના રહેતા નથી!"

તેનું તિરસ્કારયુક્ત વાક્ય સાંભળી હું સહજ લજ્જિત બની ગયો. છતાં હિંમત લાવી મેં તેની પાસે ઔષધની માંગણી કરી.

તેણે મને ત્રણ ગોળીઓ ખાવાને માટે આપી. તે ખાતાંજ મારા શરીરમાં ભીષણ યંત્રણા થવા લાગી. મારૂં શરીર ખેંચાવા લાગ્યું. હૃદય તૂટી જવા લાગ્યું. મારા કંઠમાં હસ્ત નાખી કોઈ પ્રાણ કહાડી જતું હોય એમ જણાવા લાગ્યું. આખરે નિશ્ચલ અવસ્થામાં હું બિછાનાની અંદર પડી રહ્યો.

ગુલ! ખરી આશ્ચર્યકારક વાત તો હવે પછી આવે છે. મેં જાણ્યું કે, મારી જ્ઞાનશક્તિનો લોપ થઈ ગયો છે. મારૂં મૃત્યુ થઈ ગયું છે! બોલવાની અને મનોભાવ વ્યક્ત કરવાની શક્તિનો પણ લોપ થઈ ગયો છે! છતાં મારો આત્મા જાગ્રત હતો! મનમાં ને મનમાં હું બધું સમજતો હતો. મારી આસપાસ જે કાંઇ બનતું તે જોઈ શકતો હતો; પરંતુ બોલી શકતો નહોતો. મારી

જીહ્‌વાને કોઇએ બાંધી લીધી હોય જણાતું હતું. મનોભાવ વ્યક્ત કરી શકાતો નહોતો અને તેથી હૃદય ફાટી જતું હતું.

એટલામાં તું બહારથી પાછી આવી. મારી નિસ્પન્દ અને સંજ્ઞાહીન અવસ્થા જોતાંજ ભય પામી તું ક્રંદન કરવા લાગી. તારૂં ભયંકર ક્રંદન સાંભળી પડોશમાંથી બે ત્રણ માણસો દોડી આવ્યા. તેઓમાંથી એક જણ મને જોઈ બોલ્યો કે મૂર્ચ્છા આવી છે, ત્યારે બીજો બોલ્યો કે, ભાઈ, આ મૂર્ચ્છા વળી જાય એવી નથી. આ તો મરી ગયો છે!

ખરેખર તેમજ બન્યું. મારી મૂર્ચ્છા વળી નહિ. તો પણ મારૂં જ્ઞાન મૃત્યુને આધીન થયું નહોતું. મેં જોયું અને જણાયું કે, રડતાં રડતાં તું મારી સમાધિની વ્યવસ્થા કરી રહી હતી, અને પડોસીઓ પણ તને તેમાં સહાયતા કરતા હતા!

ત્યાર પછી મારા બાહ્ય ચેતનાહીન શરીરને તમો કબ્રસ્તાન સૂધી લઇ આવ્યા. તમોએ બધાએ મળી મને કબરના ચિર-શીતળ ગર્ભમાં મૂકી દીધો. આમ કરતાં મેં કોઇને અટકાવ્યા નહિ.

આવો ભયંકર સ્વપ્નવૃત્તાંત સાંભળી ગુલબદન ભયથી કંપી ઉઠી. તો પણ ચિત્તને દૃઢ કરી બોલીઃ–"વારૂ પછી શું થયું?"

મોહસીન બોલ્યોઃ–"ત્યાર પછી–મને કબ્રમાં દાટી તમો બધાં ઘેર આવ્યાં; પરંતુ ગુલ! તે સમાધિમાં દાખલ થતાંજ મેં તારા ચ્હેરા પરની વ્યાકુળતા એવી તો જોઈ કે જે આજન્મ વીસરી શકાય એમ નથી. તને શાન્તિ આપવાનો મેં ઘણો વિચાર કર્યો, પરંતુ હું શક્તિહીન હતો. તમો બધાં મને મૃત

ગણી સમાધિમાં મૂકી આવ્યાં; પરંતુ વસ્તુતઃ તે વખતે હું જીવતો હતો! ગુલબદન વધારે સાંભળી શકી નહિ. તેની ધૈર્ય-શક્તિ ભીષણ આન્દોલનમાં પડીને છિન્ન-વિછિન્ન થઇ ગઈ. તે એકાએક બૂમ પાડી ઉઠી અને બોલીઃ-"પ્રભુ! બસ કરો. આ ભીષણ કહાણી હવે હું સાંભળી શકતી નથી."

તેના અનુરોધનો ઉત્તર મળ્યો નહિ! સન્દિગ્ધ ચિત્તે શય્યા-સ્થિત મોહસીનના તરફ ગુલબદને જોયું! ખરેખર, નિસ્પન્દ અવસ્થામાં તે બિછાનાની અંદર પડયો હતો. આસ્તે રહીને તેણે તેને બોલાવ્યો-હલાવ્યો પણ તેને કાંઇ ઉત્તર મળ્યો નહિ.

સ્વામીની આવી અવસ્થા જોતાંજ ગુલબદનની જ્ઞાનબુદ્ધિનો લોપ થઇ ગયો. ભયભીત બની, પતિની મૂર્ચ્છા વાળવાના તે જેટલા પ્રયત્નો જાણતી હતી તેટલા કરવા લાગી; પરંતુ તેમાં તે ફત્તેહ પામી નહિ. તેને ખાત્રી થઇ કે, પતિ મૂર્ચ્છામાંથી જાગ્રત થાય એમ નથી એટલે માન સંભ્રમનો ત્યાગ કરી ઘોર અંધારી રાત્રિએ તે ઘરમાંથી બહાર નીકળી.

રસ્તા ઉપર આવતાંજ અંધકારની અંદર ઉભેલી અસહાયા ગુલબદન વિચાર કરવા લાગીઃ-"હવે શું કરૂં?"

તેના આત્માની અંદર તેને ઉદ્દેશીને કોઇ બોલતું એમ તેને જણાયુંઃ-"ગુલ! ફૈજીની પાસે જા. તારો સ્વામી પુનઃ જીવિત થશે. તેના જેવો ઉપયુક્ત ચિકિત્સક આ શહેરમાં બીજો કોઇ નથી."

ઉન્માદિની ગુલબદન કંપિત હૃદયે ફૈજીના ઘર તરફ જવા લાગી. તેને ફૈજીના ઘરનો રસ્તો કોણે બતાવ્યો તેની તેને ખબર

પડી નહિ. થોડા વખતમાંજ તે ફૈજુના બારણા પાસે આવીને ઉભી રહી.

રાત્રિનો પ્રથમ પ્રહર ઉત્તીર્ણ થઈ ગયો હતો. રાજપથ પર લોકોની આવ-જાવ ઓછી થઈ ગઇ હતી. ગુલબદને ફૈજુના ઘરનું બારણું ઠોકયું અને કહ્યું:-"ઘરમાં કોણ છે? બારણું ઉઘાડો."

આ વખતે ઘોર અંધારી રાત્રિએ સ્વામીની વિપદોનો વિચાર કરતી કંપિતહૃદયા ગુલબદન સ્વગત વિચારવા લાગી:- "ખુદ ફૈજુએ કાંઇ અમારી સાથે શત્રુતા કરી નથી. અમારા કેટલા બધા પૈસા લોકોએ ડૂબાવ્યા છે, તેવીજ રીતે સમજી જો હું કૃપણ હકીમ ફૈજુને ત્યાં પૈસાના તગાદા માટે આવી નહોત તો આમ બનત નહિ. હા, અર્થાભાવજ મારી બુદ્ધિને ધીરજથી કાર્ય કરવા દેતો નથી. સ્વામીએ નિષેધ કરવા છતાં પણ તેની આજ્ઞાનો ભંગ કરી હું તેને ત્યાં પૈસા માગવા આવી. દુ:ખના દિવસોમાં માન અપમાન બધું એકજ નજરે જોવામાં આવે છે. હાય! શા માટે હું સુન્દરી તરીકે જન્મી! સ્વામીએ કહ્યું હતું કે, સૌંદર્યના શત્રુઓ ઘણા હોય છે, સૌંદર્ય વિનાશકાળને સમીપ બોલાવી લાવે છે; એ ખરેખર સત્ય વાર્તા છે. આ વખતે જો ફૈજુ નહિ આવે તો સ્વામીના પ્રાણ બચાવી શકાશે નહિ. તેના જેવો સુદક્ષ હકીમ આ શહેરમાં બીજો એકે નથી. અને ખરી રીતે જોવા જતાં આ ફૈજુએજ ઘણી વખત ઉત્તમ ઔષધાદિ આપી તેમને દુ:ખમાંથી મુક્ત કરેલ છે. આજે હું મારે ત્યાં આવવાને

વિનંતિ કરીશ. શું તેનો તે અસ્વિકાર કરશે ? નહિ. તેના પૈસા હું તેને પાછા આપી દઈશ એટલે તે ખુશખુશ થઈ જશે."

એટલામાં એક જણે આવીને બારણું ખોલ્યું અને તેને જણાયું કે કોઈ સ્ત્રી ઉભેલી છે.

ખુદ ફૈજુજ બારણું ખોલવા આવ્યો હતો. તેણે જાણ્યું નહિ કે ગુલબદન તેના દ્વારમાં આવીને ઉભી છે. તે તો એમજ ધારતો હતો કે, કોઇ બીજી સ્ત્રી ચિકિત્સાને માટે બોલાવવા આવી છે. તેણે પૂછ્યું:–"તમે કોણ છો ?"

ઉત્તર મળ્યો. "હું ગુલબદન !"

ફૈજુ વિસ્મય પામી બોલ્યો:–"કોણ ગુલબદન? આવી અંધારી રાત્રિએ ?"

"હા. ફૈજુ સાહેબ, આપની હું અપરાધિની છું. તમોને બે હાથ જોડી પ્રાર્થના કરૂં છું કે હમણાં ને હમણાં અમારે ત્યાં ચાલો, અમો બહુ વિપદમાં આવી પડયાં છીએ."

ફૈજુ વિચારવા લાગ્યો કે, કાજી સાહેબે તેને જે કાંઈ કહ્યું હતું તે અક્ષરે અક્ષર સત્ય જણાવા લાગ્યું છે. ફૈજુએ કહ્યું:–"આવો, ઘરની અંદર આવો. અહિં ઉભા રહી વાત કરવી તે ઠીક નહિ."

——:o:——

# પ્રકરણ ૧૫ મું.



## પતિવ્રતાની પ્રભુતા.

કૈંજુ ગુલબદનને લઇ એક વિશાળ ઓરડામાં દાખલ થયો. આ ઓરડો સુન્દર રીતે શણગારેલો હતો. દીવા-બત્તીથી પ્રકાશિત થઈ રહ્યો હતો.

ગુલબદન બે હાથ જોડી વ્યાકુળભાવે બોલી:-"કૈંજુ સાહેબ, મને માફ કરો. મારા પતિના તમો પરમ મિત્ર છો. હું તો જ્ઞાનહીના સ્ત્રીજાત છું. સ્વામીએ નિષેધ કરવા છતાં પણ આપની પાસે હું પૈસાની ઉઘરાણીએ આવી હતી, એટલે એ વાતમાં બધો મારોજ દોષ છે. તેઓ હમણાં ઉત્કટ પીડાથી શય્યાગત-મૂર્છિત થઇને પડયા. આપે પહેલાં એક વખત ચિકિત્સા કરી તેમના પ્રાણ બચાવ્યા હતા તેમ હમણાં પણ બચાવશો. આપના પૈસા જે હું લઇ ગઇ છું, તે આપને પાછા આપી દઈશ." એટલું કહેતાંજ ગુલબદનની આંખમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી.

કૈંજુ બોલ્યો:-"ગુલબદન! રડો નહિ. સર્વ શક્તિમાન દયાળુ ખુદા આપના પતિનું રક્ષણ કરશે. મોહસીનની ચિકિત્સા કરવાનો બધો ભાર હું મારે માથે લઉં છું. મનુષ્યનું જીવન ભ્રમ-ભ્રાન્તિથી પરિપૂર્ણ હોય છે. આ ભ્રમને લીધે ઉત્તેજનાને વશ થઈ કોઇ કોઈ વાર હું એવાં કામ કરૂં છું કે જેનો મને પછી પશ્ચાતાપ કરવો પડે છે. માટે એ બધી વાત ભૂલી જાઓ. તમે કુળલહૃદયા નારી છો. તમે જો ભૂલી ન શકો તો પછી અમારા

જેવા પુરૂષો કેમ ભૂલી શકશે ?"

કૈજુના મ્હોડેથી આ વાત સાંભળી ગુલબદન જરા સન્તુષ્ટ થઈ. તેના દિલમાં સહેજ હિંમત આવી. કૈજુનું દિલ આટલું બધું ઉદાર હશે, એમ તે જાણતી નહોતી. પુનઃ તે વ્યાકુળ કંઠે બોલવા લાગી:-"સાહેબ, ત્યારે આપ અમારે ત્યાં આવશો ?"

કૈજુ બોલ્યો:-"ખચિત. માત્ર મોહસીના દર્દનું મને બયાન કરો એટલે તે પ્રમાણે ઔષધીઓ સાથે લઈ લઉં."

ગુલબદને સમસ્ત હકીકત તેને કહી સંભળાવી. તે સાંભળી કૈજુ વિસ્મય પામી બોલ્યો:-"અહા ! ઘણી ભયંકર વાત છે, પણ તમારે ગભરાવાનું કોઈ કારણ નથી. મોહસીનની અવસ્થાનું તમોએ જે વર્ણન કર્યું છે, તે માટે યુનાની શાસ્ત્રમાં ઘણાં સરસ ઔષધો છે. મોહસીન મારો સહૃદય બન્ધુ છે. ગમે તેવા ઉપાયે પણ તેના જીવનની હું રક્ષા કરીશ અને તેટલા માટે જો આજની રાત મને તમારે ત્યાં રહેવું પડશે, તો તેમ પણ કરીશ."

કૈજુના મ્હોડેથી આ વાત સાંભળી ગુલબદન પરમેશ્વરનો ઉપકાર માનવા લાગી. ખરે અણીને વખતે ઇશ્વરે દેવદૂત મોકલ્યો એમ માની તે મનમાં ને મનમાં કૈજુને સેંકડો વાર ધન્યવાદ આપવા લાગી. એટલામાં કૈજુ બીજા ઓરડામાં જઇ પ્રયોજનનીય ઔષધીઓ લઈ બહાર આવ્યો અને ગુલબદનને લઇ ઘર બહાર નીકળ્યો.

નિબિડ અન્ધકારમાં તેઓ બન્ને આસ્તે આસ્તે ચાલવા લાગ્યાં. રાજ્યપથપર દીવા-બત્તીઓનું ઝાંખું અજવાળું પડતું હતું એટલે તેને લીધે અંધકારનો હ્રાસ થવાને બદલે ઉલટી વૃદ્ધિ

જણાતી હતી.

લગભગ અર્ધોએક કલાક ચાલવા બાદ ફૈજુને લઈ ગુલબદન તેના ઘેર આવી પહોંચી. ફૈજુએ મોહસીનના ઓરડામાં પ્રવેશ કર્યો અને તેને જણાયું કે એક વખતનો સુન્દર કાંતિવાળો યુવક શબની માફક પાંડુવર્ણી બની સંજ્ઞાહીન સ્થિતિમાં શય્યાની ઉપર પડેલો છે.

ફૈજુએ તેની નાડ તપાસી જોઈ અને ઉત્તમ રીતે પરીક્ષા કર્યા પછી કહ્યું;–"ગુલબદન! મોહસીનની અવસ્થાનો પ્રતિકાર થઇ શકશે કે નહિ, તે બરાબર સમજી શકાતું નથી. છતાં આજે આખી રાત અહિં રહી તેને ઔષધ આપી જોઉં એટલે કાલે સવારે બધી ખબર પડી જશે."

એટલું કહી તેણે મોહસીનને માટે ઔષધીઓ તૈયાર કરવા માંડી અને સ્વહસ્તે મોહસીનના કંઠમાં નાખવા લાગ્યો.

આવી રીતે ઔષધ પ્રયોગ કરવાને બે ત્રણ કલાક વહી ગયા; પણ મોહસીનની પ્રકૃતિમાં કાંઇ વિશેષ ફરક જણાયો નહિ.

રાત્રિના બે પ્રહર વીતી ગયા. ગુલબદન સ્થિરભાવે શય્યા પાસે બેસી પતિના મુખ તરફ જોઈ રહી. તેની મુખમુદ્રા ચિન્તા, કલાન્તિ, અને ઉત્તેજનાથી આતપદગ્ધ પુષ્પની માફક મલીન બની ગઇ. તેની આવી સ્થિતિ જોઈ ફૈજુ બોલ્યો:–"બાનુ, આવી રીતે બન્ને જણે કષ્ટ ભોગવવાની જરૂર નથી. તમે સૂઇ જાઓ એટલે તમારા દિલને જરા આરામ મળશે. બાકી મને તો રોગીઓની પાસે બેસી રાતો વિતાવવામાં કોઇ જાતનો વાંધો નથી. કારણ કે, તે તો મારો વ્યવસાયજ છે."

બે ત્રણ વખત કૈજુએ તેવીજ રીતે ગુલબદનને વિનંતિ કરવાથી તે પોતાના ઓરડામાં ગઈ અને કૈજુ રોગીની શય્યા પાસે બેસી રહ્યો.

ગુલબદનની આવી વિપન્ન અવસ્થા જોતાંજ કૈજુના જેવા પ્રાષાણ હૃદયી માણસના દિલમાં પણ તેના વિષે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ. મિત્રની સેવા કરવાનો પોતાને આવો સુયોગ મળ્યો એમ માની તે આનન્દિત થવા લાગ્યો.

મધ્યરાત્રિ થઇ ગઇ હતી. સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી. માત્ર કૈજુ એકલોજ જાગ્રત હતો.

એકાંત અને નિર્જન અવસ્થામાં મનુષ્યના હૃદયમાં ઘણી વખત ખરાબ વિચારો ઉત્પન્ન થાય છે. પાપીઓના મન ઉપર શયતાન કાબુ કરી લે છે તેવીજ રીતે એકાંત મળતાં શયતાને આવી કૈજુના હૃદયતન્ત્રને સ્પર્શ કર્યો. તે તેના કાનમાં કહેવા લાગ્યો:–"અરે મૂર્ખ! આવો સુવર્ણ યોગ્ય ફરી ફરીને મળવાનો નથી. સુન્દરી ગુલબદનનું નગ્ન સૌંદર્ય જોઈ તારા આત્માને શાંતિ આપવા માગતો હોય તો આવો ઉપયુક્ત અવસર જવા દઈશ નહિ. એક વખત તેને જોવામાં શું દોષ છે? તને અટકાવે એમ કોણ છે? હમણાં ને હમણાં જા અને તારી આશાની તૃપ્તિ કર. હું તારો એકાન્ત બન્ધુ છું એટલે તને આવી રીતે ઉપદેશ આપું છું."

પાપી હૃદયમાં શયતાનની બદસલાહની સંપૂર્ણ અસર થઇ. તેણે જોયું કે, ખરેખર આ વખત પોતાને સાનુકુળ છે. મોહસીન અચેતન અવસ્થામાં બિછાનાની અંદર પડયો છે, વૃદ્ધા બાંદી ગુલનાર આખા દિવસના કઠોર પરિશ્રમથી થાકીને નિદ્રાધીન થઇ

ગઇ છે. દારૂણ દુશ્ચિન્તા અને અવસાદથી ગુલબદન પણ નિદ્રામગ્ન થઈ ગઈ છે.

જે ફૈજી પતિવ્રતાના સંગમાં રહી બે કલાક પહેલાં મનુષ્ય હતો, તે શયતાનના ઉત્તેજનથી પુનઃ શયતાન બની ગયો. તેણે ઔષધોની પેટીમાંથી એક નાની શીશી કહાડી અને આસ્તે આસ્તે બહાર આવી નિદ્રાધિન ગુલનારની પાસે જઇ તેના નાક આગળ ધરી. ત્યાર પછી ધીમે પગલે અવાજ કર્યા વિના તે ગુલબદનના ઓરડા પાસે આવી પંહોંચ્યો. ઓરડાના બારણાને અંદરથી કડી બંધ કરી નહોતી એટલે સહજ ધક્કો મારતાંજ બારણું ઉઘડી ગયું. ઓરડાની અંદર તે દાખલ થયો અને પ્રવેશ કરતાંજ તેની નજરે જે દેખાવ પડયો, તે જોતાંજ તેનું માથું ફરવા લાગ્યું.

શુભ્ર શય્યા ઉપર અચેતન અવસ્થામાં ગુલબદન પડી હતી. તેનાં નેત્ર પલ્લવો મિચાયેલાં હતાં. સુકૃષ્ણ કેશકલાપ છુટો થઇ ગયો હતો અને વાળની લટો પવનની લહેરી સાથે તેના મુખચન્દ્ર ઉપર ઉડતી હતી. તેના મધુર અધરોષ્ઠ કિંચિત્ કંપિત જણાતા હતા. શુભ્રલલાટ ઉપર મુક્તાબિન્દુની માફક સ્વેદબિન્દુ ઝળકી રહ્યું હતું. બન્ને બાહુએ વક્ષસ્થળને ચાંપી રાખ્યું હતું, પરન્તુ તેના હૃદયના દુઃખને દબાવી શકે–શાન્તિ આપી શકે એમ કોઈ નહોતું.

ફૈજી સ્વગત બોલવા લાગ્યો:–“આહ! કેવું સુન્દર રૂપ! મોહસીન, ખરેખર તું ભાગ્યશાળી છે. નહિ તો આવી રૂપવતી, ગુણવતી સ્વર્ગની સુંદરીને તું પત્નીરૂપે મેળવી શકે નહિ. હવે અહિં કોણ છે? કોઇ નહિ. મને અટકાવે એમ કોણ છે? ચાલ, એક વખત તેનો સ્પર્શ તો કરી જોઉં? એમાં શું દોષ છે?”

તે અગ્રેસર થયો અને ગુલબદનના પલંગ સૂધી આવી પહોંચ્યો. તેણે પોતાના બન્ને હાથો પહોળા કર્યા અને ગુલબદનને પોતાના બાહુમાં લઈ તેના અધરોષ્ઠ ઉપર એક ચુંબન કરવાનો વિચાર કર્યો એટલામાં તેની વિવેકબુદ્ધિ જાગ્રત થઈ, અને તેને તેનાં આ કૃત્યથી કોઇ અટકાવતું હોય એવો ભણકાર તેના આત્મામાં જણાવા લાગ્યો. તેના આત્માના ઉંડાણમાંથી તેને કોઈ કહેતું હતું કે, "ખબરદાર, ફૈજુ, એક ક્ષણિક સુખ-ક્ષણસ્થાયી સ્વાર્થને માટે આવું શયતાની ભરેલું કૃત્ય કરીશ નહિ. જેણે તારામાં વિશ્વાસ રાખી તને અહિં રહેવા દીધો-જે તને થોડા વખત પહેલાં દુશ્મન માનતી હતી તેણેજ તેના પતિની જીંદગી તારા હાથમાં સોંપી-તેના તરફ વિશ્વાસઘાતી થઈશ નહિ."

ફૈજુ દુષ્કૃત્ય કરતાં અટકી ગયો. હૃદયમાં શક્તિનો સંચય કરી જેવી રીતે તે પદસંચાર કર્યા વિના ઓરડામાં દાખલ થયો હતો, તેવીજ રીતે પાછે પગલે બહાર ચાલ્યો ગયો. તેની પાપ-વાસના ફળિભૂત થઇ નહિ. શયતાન અને વિવેકના સંગ્રામમાં વિવેકનો જય થયો. પતિવ્રતાને પ્રભુએ તેના પતિવ્રતને અખંડ રહેવા દઇ ભીષણ વિપદમાંથી ઉગારી લીધી. ખરેખર, પતિ-વ્રતાની પ્રભુતાનો કોઈ અજબ પ્રભાવ હોય છે.

ગુલનારને તેણે જે શીશી સુંઘાડી હતી, તેનાથી તે બે ચાર કલાક પહેલાં જાગ્રત થાય એમ નહોતી એટલે તેણે મોહસીનના ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે મોહસીનની નાડી પુનઃ તપાસી જોઈ અને તેને જણાયું કે, દવાની અસર તેના શરીરમાં થવા લાગી છે-પ્રભાત સૂધીમાં તે શુદ્ધિમાં આવી જશે.

ફેંજુએ તેને પુનઃ એક વખત દવા આપી અને પછી બાજુના એક સ્વતંત્ર ઓરડામાં જઇને તે સૂઈ ગયો. આખી રાત્રિના જાગરણથી તેનું શરીર શ્રમીત બની ગયું હતું, એટલે બિછાનામાં પડતાંજ તે નિદ્રાધિન થઈ ગયો.

બીજે દિવસે પ્રભાતમાં તેની નિદ્રાનો ભંગ થતાંજ તેણે જોયું કે ગુલબદન તેના બિછાના પાસે ઉભી રહી તેને ઉઠાડવા પ્રયત્ન કરી રહી છે. ગુલબદને તેને કહ્યું:-" ફેંજુ સાહેબ ! ઉઠો, વખત ઘણો થઈ ગયો છે."

ગુલબદનને જોતાંજ ફેંજુના સ્મૃતિપટપર ગત રાત્રિની વાત યાદ આવી ગઇ-તેનું અંતર કંપી ઉઠયું.

ગુલબદન બોલી:-" ભાઇ, આપને સહસ્રવાર ધન્યવાદ આપું છું. આપના આત્મત્યાગને ધન્ય છે. અત્યાર સૂધી હું આપને ઓળખી શકી નહિ. મારા પતિ શુદ્ધિમાં આવી ગયા છે. આપના આ ઉપકારનો બદલો હું કોઈ પણ રીતે વાળી શકું એમ નથી. આપની બધી હકીકત મેં તેમને કહી છે. તેઓ હમણાં તમને મળવાને બહુ આતુર છે."

ફેંજુ બિછાનામાંથી ઉઠયો અને ગુલબદનને સાથે લઈ મોહસીનના ઓરડામાં ઉપસ્થિત થયો. પોતાના ઔષધના પ્રતાપે મોહસીન સાજો થયેલો જોઇ તેને અત્યાનન્દ થયો. તેણે કહ્યું:-" ભાઈ મોહસીન ! ફિકર કરશો નહિ. ઇશ્વરે તમારા ઉપર મહેર નજર કરી છે-થોડા વખતમાંજ તમે બિમારીમાંથી મુક્ત થઇ જશો."

મોહસીન બિછાનામાં સહજ ઉઠીને ફેંજુનો હાથ પકડી

બોલ્યોઃ-" ભાઈ, તમારૂં ઋણુ હું આ જન્મમાં ફેડી શકું એમ નથી. ગુલબદનના મ્હોડેથી તમારી બધી હકીકત મેં સાંભળી છે. મનુષ્ય જ્યારે મોહને વશ થાય છે, ત્યારે તેની મતિ ભ્રમિત થઇ જાય છે. તેવીજ રીતે મારી પત્નીએ પણ ભ્રમજનિત ઉત્તેજનાને વશ થઈ કાજી પાસે જઇ તમા ા પર ફરિયાદ નોંધાવી, તમોને વિપત્તિમાં નાખ્યા. આટલું બધું દુઃખ દેવા છતાં પણ તમોએ ઉદાર દિલ રાખી ગતરાત્રિએ મારી જે સેવા કરી છે-નવું જીવન આપ્યું છે, તેનો બદલો હું કેવી રીતે વાળી આપીશ એ કહી શકતો નથી. છતાં તમારે મારી એક વાત માન્ય રાખવી પડશે. નહિ તો મને વિશેષ દુઃખ થશે. એટલું કહી તે ગુલબદનના તરફ જોઈ બોલ્યોઃ-" ગુલ! તારા કૃત પાપોનું પ્રાયશ્ચિત કરી લે. ફૈજુ સાહેબને તેમના પૈસા આપી દે. હું તેમને મારા ઋણુમાંથી મુક્ત કરૂં છું. એમના પૈસાની મને કોઇ જરૂરત નથી. ઈશ્વરની મહેરબાની જોઇએ અને તે જો હોય તો પછી તેની આગળ પૈસાની શી કિંમત છે? એક વખત હું પણ શ્રીમંત હતો-હાલ ભિખારી અવસ્થા ભોગવું છું. પણ અલ્લાતાલાની કૃપા થશે તો પુનઃ આપણે પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરીશું. માટે તેમને બધા પૈસા પાછા આપી દે."

ગુલબદન તરતજ ત્યાંથી ગઇ અને સ્વર્ણ મુદ્રાઓ ભરેલી બે થેલીઓ લઇ આવી તેણે ફૈજુના મ્હોડા આગળ મૂકી.

ફૈજુ તેને અડકયો નહિ. તેણે કહ્યું:-" ભાઇ, તમારા હૃદયની ઉદારતા જોઇ હું મોહિત થઇ ગયો છું. આ પૈસા હું પાછા લઇશ નહિ. મારી ચિકિત્સાની મહેનતના બદલામાં તમે મને જે કાંઈ

આપશો, તે ઘણી ખુશીથી લઇશ; પરંતુ તે હમણાં નહિ. કારણ કે તમારો રોગ પુનરાક્રમણ કરે તે વખતે મને તમારા ઉપર ખાસ ધ્યાન રાખવાની જરૂર છે. માટે જ્યાં સૂધી તમે રોગમુક્ત થઈ દુનિયામાં હરતા-ફરતા થાવ નહિ, ત્યાં સૂધી હું એક કોડી પણ આપની પાસેથી લઈશ નહિ. વળી મારી એક બીજી પ્રાર્થના છે. તમારી પત્ની ગુલબદન સાથે મેં જે અભદ્રવ્યવહાર કર્યો છે, તેથી મારા દિલમાં બહુ પશ્ચાતાપ થાય છે. માટે તમારી અને તમારી સાધ્વી પત્નીની પાસે બે હાથ જોડી હું માફી માગું છું અને ગત વાતને ભૂલી જઈ મને માફ કરશો."

મોહસીન ફૈજુનો હાથ પકડી બોલ્યો:-"ભાઈ, આ વાતનો કદી પણ મ્હોડેથી ઉચ્ચાર કરશો નહિ. અમે તે વાત ભૂલી ગયાં છીએ. વારૂ, પણ હવે તમારા ઔષધાદિના ખર્ચ પેટે તો થોડી ઘણી રકમ આમાંથી લઈ જાઓ."

ત્યાર પછી ફૈજુ અને મોહસીન વચ્ચે પૈસા બાબતમાં બહુજ વાદવિવાદ થયો, પણ તેમાં ફૈજુનીજ જીત થઈ. એક પાઇ પણ લીધા વિના ફૈજુ પોતાને ઘેર ચાલ્યો ગયો.

આ તરફ તેનું આવું વર્તન જોઇ ગુલબદનના દિલમાં પણ તેના વિષે બહુ માન ઉપજ્યું અને તે વિચારવા લાગી કે, "જેણે આવા વિપત્તિના વખતમાં ઉપકાર કર્યો છે, તેને હમેશ બન્ધુની માફક ગણીશ અને ઈશ્વર તેનો બદલો વાળવાને શક્તિ આપો એવી રોજ પ્રાર્થના કર્યા કરીશ."

---

# પ્રકરણ ૧૬ મું.



## કામિની અને કાંચન.

મનુષ્યનું જીવન સંસ્કારમય છે. જેવા જેવા તેને સંસ્કાર મળ્યા હોય છે, તેવુંજ તેનું જીવન ઘડાય છે. સારી સોબત મળી હોય, સારા સંસ્કાર પડયા હોય તો જીવન ઉચ્ચ દશા ભોગવે છે અને જો ખરાબ સંગતના સંસ્કાર પડયા હોય તો અધમ દશા પ્રાપ્ત થાય છે. ફૈજુની પણ તેવીજ દશા થઈ. મોહસીન અને ગુલબદન જેવા પવિત્ર ઉચ્ચ અને પ્રભુભક્ત દંપતિના એક ક્ષણિક કાળ સૂધી સમાગમમાં આવતાંજ તેની વૃત્તિઓ પલટાઈ ગઈ. શયતાન સાધુ થઇ ગયો. ઉચ્ચ વિચારોથી તેનું હૃદય પ્રફુલ્લિત બની ગયું; પરંતુ જ્યારે સ્વર્ગીય સંગનો ત્યાગ કરી તે પોતાને ઘેર જવા બહાર નીકળ્યો ત્યારે દુનિયાઇ હવાનો સ્પર્શ થતાંજ તેના વિચારો બદલાઇ ગયા. થોડા વખતમાં પણ તેણે મન ઉપર કાબુ રાખી દેવત્વ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો હતો, તે બધું હવામાં ઉડી ગયું. પુનઃ તેના મનમાં દુષ્ટ વિચારો ઉદ્ભવવા લાગ્યા.

મોહસીનની પીડા અને ફૈજુએ તેના કરેલા પ્રતિકારની વાત આટલા વખતમાં કાજી સાહેબની પાસે પહોંચી ગઈ હતી. કાજી સાહેબ મનમાં ને મનમાં વિચારતા હતા કે, "કમબખ્ત ફૈજુ ગુલબદનને પ્રાપ્ત કરવા માટે મારી સાથે દગલબાજી કરી છળ-ભેદ કરે છે. ચિકિત્સાના નામથી તેનું રોજ દર્શન થાય એવો ઘાટ ઘડે છે અને દર્શન સુખની આશામાં જીવન ચલાવવા માગે

છે! નહિ. તેમ હું થવા દઈશ નહિ! જ્યાં સૂધી મારા આત્મામાં પ્રાણ છે, ત્યાં સૂધી હું ગુલબદનને ભૂલીશ નહિ. તેના રૂપની છબી મારા સ્મૃતિપટપરથી ભૂંસાશે નહિ. હું અહિં તેના વિરહમાં બળ્યા કરૂં અને ફૈજુ તેની સાથે મોજ મારે? આ દગલબાજી હું સહન કરી શકીશ નહિ. કોઇ પણ ઉપાયે ગુલબદનને પ્રાપ્ત કર્યા વિના રહીશ નહિ અને તેને માટે ફૈજુનેજ મારૂં હથિયાર બનાવીશ."

તરતજ તેમણે એક પહેરેગીરને બોલાવ્યો અને કહ્યું:–"જા, હમણાં ને હમણાં હકીમ ફૈજુને અહિં તેડી લાવ."

હુકમ સાંભળી પહેરેગીર ચાલ્યો ગયો. કાજી સાહેબ પુનઃ સ્વગત વિચારવા લાગ્યા:–"આ શહેરનો વિધાતા હુંજ છું. મહા પ્રતાપશાળી સુલતાનથી ઉતરતો દરજ્જો મારોજ છે. મારી ઈચ્છાની સામે થાય એવી કોનામાં શક્તિ છે? આ શયતાન ફૈજુનો પ્રપંચ કદી મારી આડે આવશે, તો તેને પણ એક કુતરાની માફક મારો અજ્ઞાંકિત બનાવી દઈશ, અને તેની સહાયતાથીજ ગુલબદન ઉપર મારૂં આધિપત્ય જમાવીશ. તેમ ન કરી શકું તો મારૂં નામ આસિફ–ઉ–દ્દૌલા નહિ."

આવી રીતે કાજી સાહેબ ભીષણ ચિન્તામાં નિમગ્ન હતા, એટલામાં ફૈજુએ તેમના ઓરડામાં પ્રવેશ કર્યો. સન્માનપૂર્વક કુર્નિસ બજાવી તે બોલ્યો:–"હુજૂર, ગુલામને શા માટે બોલાવ્યો છે?"

કાજી સાહેબે વિરક્તિસૂચક સ્વરે કહ્યું:–"મોહસીનની શી ખબર છે?"

કાજી સાહેબની ભયંકર મુખમુદ્રા જોઈ હતભાગ્ય ફૈજુના હોશ-કોશ ઉડી ગયા. તે બોલ્યો:-"હુજૂર, આપ તો સાક્ષાત ધર્મના અવતાર છો. આપે જે અનુમાન કર્યું છે, તે અક્ષરે અક્ષર સત્ય છે. આપના કહેવા મુજબ ગુલબદન મને પોતાને ત્યાં બોલાવવા માટે આવી હતી."

કાજી સાહેબે પુનઃ વિરક્ત બની કહ્યું:-"અને તું તેની પછવાડે એક કુતરાની માફક ઔષધની પેટી લઇને ગયો! કેમ ખરૂં કે નહિ? ત્યાં જઇને તેં કયાં કયાં પરાક્રમો કર્યાં છે, તેની મને બધી ખબર પડી ગઈ છે! આખી રાત જાગીને તેં મોહસીનની ચિકિત્સા કરી. જેને હું મરેલો જોવા ઈચ્છું છું, તેને તેં ઉત્તમ ઔષધો આખી પુનઃ સજીવન કર્યો! વાહ! તું જાણે છે કે, હું કાંઇ પણ જાણતો નથી; પરંતુ યાદ રાખજે, મારી સાથે તું જે દગલબાજી રમવા ઇચ્છે છે તેમાં ફળિભૂત નહિ થાય. એક ક્ષણ માત્રની અંદર તને કારાગારમાં નાખી દઈશ. તારૂં સર્વસ્વ લૂંટી તારા ઘરને આગ લગાવી દઇશ, સમજ્યો? લોકશક્તિનો તેમજ યુક્તિ પ્રયુક્તિનો મારી પાસે અભાવ નથી. ગુલબદનની લાજ લૂંટવાનો તેં પ્રપંચ કર્યો હતો એવી ફરિયાદ પુનઃ તેની પાસે કરાવી તારા શરીરની ચામડી ઉતરાવી તને કુતરાને મ્હોડે નાખીશ. મોહસીન પણ મારા મતમાં મળી જશે અને પોતાની પત્નીના ઉપર હાથ નાખનારને સંપૂર્ણ સજા કરાવવામાં મને મદદગાર થશે. માટે આ ભીષણ પરિણામનો વિચાર કરીનેજ મારી સાથે જેવા ખેલ ખેલવા હોય તેવા ખેલજે. બેમાંથી એકજ રસ્તો પસંદ કર. કાં તો મને પોતાને નિમકહલાલ રહી મારૂં કાર્ય પાર ઉતારી દે અને

નહિ તો પછી મારી ક્રૂરતાનો ભોગ થઈ મલેકુલ મોતને આમંત્રણ દે."

કાજી સાહેબની ભયસૂચક વાત સાંભળી ફેંજુનું હૃદય કંપવા લાગ્યું. તે જાણતો હતો કે કાજી સાહેબ અસીમ ક્ષમતાસંપન્ન છે. મોસલના સુલતાનને તેમણે જાદુ કરી પોતાની મુઠ્ઠીમાં રાખ્યો છે. તે જે કાંઇ કરશે તેમાં મહાપરાક્રમી સુલતાન કાંઈ પણ વાંધો લેશે નહિ. એટલે ભયભીત સ્વરે હાથ જોડી તે બોલ્યોઃ–" હુજૂરેઆલી ! આ ગુલામથી આપનો મનોભાવ સમજાયો ન હોય અને અજ્ઞાનતઃ કાંઈ અપરાધ થયો હોય તો આપના ઉદાર દિલમાં રહેમ લાવી મને માફ કરશો. આ બાબતમાં આપની સલાહ મુજબજ હું વર્તીશ એમ ખાત્રી રાખજો."

કાજી સાહેબે ફેંજુની મુખમુદ્રા તથા મનોભાવ ઉપરથી જાણ્યું કે તેને જુલાબ સજ્જડ લાગી ગયો છે એટલે હવે તે આપણી મરજીની વિરૂદ્ધ જશે નહિ. તેમણે પોતાનો ચ્હેરો ફેરવી નાખ્યો અને પ્રસન્ન વદને કહ્યું:–" ફેંજુ, તને પશ્ચાતાપ કરતો જોઈ મને ખાત્રી થાય છે કે તું મારી સાથે દગો રમશે નહિ. કહે, મને ખાત્રીપૂર્વક કહે કે, મોહસીનના જે રોગની ચિકિત્સા કરવા તું ગયો હતો, તે રોગ તેને પુનઃ થાય એવું છે કે નહિ ?"

ફેંજુઃ–" થશે, અને હવે બીજી વારના રોગના હુમલામાંથી તે બચી શકશે નહિ."

કાજી સાહેબઃ–" વાહ ! ઘણીજ આનંદજનક વાત ! તેનું મૃત્યુ થવુંજ જોઇએ. માત્ર એકજ દિવસ રૂપસુંદરી, ગર્વિતા

ગુલબદન મારા હસ્તમાં આવવી જોઇએ. મારા અપમાનનો બદલો લઈ એક કુતરીની માફક તેને પદાઘાત કરી છોડી દઈશ. મારા મનનો ભાવ જાણવા છતાં મારી ઉપેક્ષા કરી તે ચાલી ગઇ છે, તેજ પ્રમાણે તેને પણ લાંછિતા કરી તેનું અભિમાન હું તોડવા માગું છું અને પછી ફૈજુ, એ તારીજ છે એમ સમજજે!"

ફૈજુને કોઈ એવી સરસ લાલચ આપવી જોઇએ કે જેથી તે પોતાનું હથિયાર બની પોતાને વશિભૂત થઈ જાય એવો વિચાર કરીનેજ કાજીએ ગુલબદનને તેને સોંપી દેવાની ઇચ્છા દર્શાવી હતી.

ફૈજુ પણ મનમાં વિચાર કરતો હતો કે, "હું શયતાન છું, પણ કાજી તો મને પણ વટલાવે એવો છે! હું શેર છું તો તે સવા-શેર છે, એટલે તેની સાથે રમત રમવા જતાં મોતને બોલાવી લાવવું પડશે એટલે અત્યારે તો તેની હા માં હા મિલાવ્યા વિના છૂટકો નથી. એટલે બન્ને હાથ જોડી તે બોલ્યો:–"હજૂર! હું તો આપનો ગુલામ છું. આપના આદેશનું પાલન કરવું એનેજ મારો પરમ ધર્મ માનું છું."

કાજી સાહેબે સહજ સ્મિત કરતાં કહ્યું:–"વાહ! તને સુબુદ્ધિ ઉપજેલી જોઇ મને અત્યાનંદ થાય છે. તને હું જેમ કહું તેમ મારૂં કાય કર. આખરે ગુલબદન તારીજ છે! તેનું અભિમાન તોડવા માટેજ થોડા વખત માટે હું તેને મેળવવા ઇચ્છું છું. વારૂ, હવે તને એક પ્રશ્ન પૂછું છું–સત્ય બોલીશ કે? અહિં કોઇનો ભય રાખવાની જરૂર નથી. માત્ર તું અને હું બેજ જણ છીએ. પક્ષી એક છે, પણ તેના શિકારી આપણે બે છીએ. કહે, તું 'રૂપ'

પસંદ કરે છે કે ‘ રૂપિયા?’

કાજી સાહેબનું હાસ્યપ્રફુલ્લ મુખ જોઈ કૈજુના દિલમાં જરા શાંતિ થઇ. જે તોફાન ઉત્પન્ન થયું હતું તે શાંત થઇ ગયેલું જોઈ તે નિર્ભય બન્યો. તેના મનમાં આશંકાજનિત સંકોચભાવ ઉદિત થયો હતો તે સંપૂર્ણ રીતે શમી ગયો. દંતપંક્તિ વિકસિત કરી તે બોલ્યો:–“ જનાબ! આપે જ્યારે અભયદાન આપ્યું છે, ત્યારે મારા દિલની ખરેખરી વાત કહું છું. હું તો ‘ રૂપ ’ અને ‘ રૂપિયા ’ બન્નેને પસંદ કરૂં છું અને દુનિયામાં એવો એક પણ માણસ નહિ હોય કે જે આ બન્ને ચીજોને ચાહતો નહિ હોય! માટે એ બેમાંથી કઈ ચીજને હું વધારે પસંદ કરૂં છું એ સમજી શકતો નથી.”

કાજી સાહેબ પોતાના આસનપરથી ઉઠયા અને એક સુબૃહત પેટી પાસે જઈ તેમાંથી સ્વર્ણમુદ્રાપૂર્ણ થેલી બહાર કહાડી કૈજુના મ્હોં આગળ ધરતાં બોલ્યા:–“ તારી પાસેથી ગુલબદન સહસ્ર સ્વર્ણમુદ્રા લઇ ગઈ છે, ત્યારથી તારા પ્રાણ આકુળવ્યાકુળ થઇ ગયા છે, એ હું જાણું છું. જો, આ થેલીમાં ત્રણ હજાર સ્વર્ણમુદ્રાઓ છે, તે લે. તને હું બક્ષીસ આપું છું. કારણ કે તેં કહ્યું કે, હું રૂપિયા પસંદ કરૂં છું, તો તે લેવામાં તને બાધ નથી. વળી તું રૂપને પણ પસંદ કરે છે, એટલે એની વ્યવસ્થા પછી થઇ રહેશે. માટે હમણાં તો તને જે સૂચનાઓ હું કરતો જાઉં તે પ્રમાણે કાર્ય કરતો જા.”

કૈજુ:–“ આપની શી આજ્ઞા છે?”

કાજીઃ–“ જો, દિવાલને પણ કાન હોય છે માટે આસ્તે બોલતો જા. તને હું જે કહેવા માગું છું, તે અતિ ગુપ્ત અને ભયંકર વાત છે. કહે, મારી આજ્ઞાનું પાલન કરી શકીશ કે નહિ? આજે તો તને ત્રણ હજાર સ્વર્ણમુદ્રા આપું છું, પણ કાર્યમાં ફતેહમંદ થતાંજ બીજી દશ હજાર મુદ્રાઓ આપીશ; પરંતુ આના બદલામાં હું શું ચાહું છું તેની ખબર છે?”

ફૈજુઃ–“ હુજૂર! મારી સ્થૂલબુદ્ધિને લીધે અત્યાર સૂધી સમજી શકયો નહોતો. હવે તમારો કહેવાનો ભાવાર્થ મારી સમજમાં આવે છે.”

કાજીઃ–“ કહે, શું સમજ્યો?”

ફૈજુઃ–“ મોહસીનનું મૃત્યુ! આપ મોહસીનને હમેશને માટે દુનિયામાંથી નાબૂદ કરવા માગો છો! કેમ ખરૂં કે નહિ?”

કાજીઃ–“ હા, ખરી વાત. વારૂ, પણ તને એમ પૂછું છું કે, મોહસીન આ રોગમાંથી સારો થઈ શકે કે નહિ?”

ફૈજુઃ–“ થઈ શકે.”

કાજીઃ–“ કેવી રીતે?”

ફૈજુઃ–“ઔષધદ્વારા તેની સંપૂર્ણ રીતે સંભાળ લેવામાં આવે અને ઔષધાદિની ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવે તો સારો થઇ શકે.”

કાજીઃ–“ અને તેમ ન થાય તો?”

ફૈજુઃ–“ એકાએક મરી ન જાય, પણ લાંબા વખત સૂધી અચેતન અવસ્થામાં બિછાનામાં પડયો રહે ને લાંબા કાળા સૂધી રીબાઈ રીબાઇને મૃત્યુ પામે.”

કાજીઃ–“ નહિ. હુ તો હમણાં ને હમણાં તે મૃત્યુ પામે એમ ઇચ્છું છું. જો, કોઈ રીતે ભય પામીશ નહિ. તારી પછવાડે હું ઉભો છું. મારો જાન આપીને પણ તને બચાવી લઇશ. માત્ર મોહસીન મરવોજ જોઇએ અને ત્યાર પછી શું કરવું તે હું જોઈ લઇશ.”

કૈજુઃ–“ પરંતુ તેને કેવી રીતે મોતને શરણ કરવો ?”

કાજીઃ–“ ઝેરથી ! બેઅકલી, એટલું પણ સમજતો નથી ?”

કૈજુઃ–“ ધર્માવતાર ! આપ આ શું કહો છો ?”

કાજીઃ–“ કૈજુ, ધ્યાન રાખ. તેં મારી આજ્ઞા પાળવાનું વચન આપ્યું છે. નહિ તો પછી તારો નાશ થઇ જશે, સમજ્યો ?”

કાજી સાહેબનો વિક્રાળ ચ્હેરો જોતાંજ કૈજુ થરથર ધ્રૂજવા લાગ્યો. તે બોલ્યોઃ–“ ખુદાવંદ ! આપ જેમ કહેશો તેમ કરીશ.”

કાજીઃ–“ વારૂ, જો પાછો ફરીથી મૂર્ખ બની આવા પ્રશ્નો કરતો નહિ. ગુલબહન તને પુનઃ બોલાવવા આવે ત્યારે તેને ત્યાં જજે અને દવાની અંદર વિષ મેળવી મોહસીનને પાઈ દેજે. કદાચિત્ જો ગુલબહનના મનમાં શંકા આવે અને ફરિયાદ કરવાનું તેને મન થાય તો તે મારી પાસેજ આવશે. એટલે તેની અરજીને મંજૂર કરવી યા નામંજૂર કરવી તે મારી ઈચ્છાની વાત છે. વળી તને બીજી પણ એક વાત કહી રાખું છું. મારા ઉપદેશ મુજબ જો તું કામ નહિ કરે તો પણ તું મારા પંજામાંથી છૂટી જાય એમ નથી. કોઇ પણ ઉપાયે હું મોહસીનને વિષપ્રયોગથી મરાવી નાખીશ અને ત્યાર પછી ગુલબહન દ્વારાજ તેના પતિને ઔષધમાં વિષ નાખી મારી નાખવાનો આરોપ તારાપર મુકાવીશ. ગુલબ-

દનને પ્રાપ્ત કરવા માટેજ તેં આ ભયંકર કાર્ય કર્યું છે, એવાં વિરૂદ્ધ પ્રમાણો પણ હું ઉત્પન્ન કરીશ; અને તારાં પ્રમાણોને ગ્રાહ્ય કે અગ્રાહ્ય ઠરાવવાં એ મારી મરજીની વાત છે, માટે લાંબો ટુંકો વિચાર નહિ કરતાં મારી ઈચ્છાને માન આપી કાર્ય કરવા તત્પર થઈ જા.”

ફૈજુએ વિચાર્યું કે, જે અગ્નિની જ્વાળાઓના સપાટામાં તે આવી ગયો છે, તેમાંથી છુટી શકાય તેમ નથી. એટલે આખરે નિરૂપાયે તે ભીષણ કૃત્ય કરવાને કબૂલ થયો. ભયથી કિંવા કામિની અને કાંચન મેળવવાના લોભથી-ગમે તેમ પણ તે કાજીનું હથિયાર બની મોહસીનને દગો દેવા તૈયાર થયો. થોડો વખત કાજી સાથે કેવી રીતે કામ પાર પાડવું એનો નિર્ણય કરી તે ત્યાંથી પોતાને ઘેર ચાલ્યો ગયો.

ઇશ્વરની લીલા અકળિત છે. તેનો કોઇ પાર પામી શક્યું નથી. કહેવત છે કે, દુઃખ ઉપર દુઃખ, આફત ઉપર આફત આવ્યાજ કરે, તેમ ફૈજુ અને કાજી સાહેબ પોતાની મતલબ પાર પાડવા જે વખતની રાહ જોતા હતા, તે વખત બીજે દિવસેજ આવી પહોંચ્યો. મોહસીનની પીડા વૃદ્ધિંગત થવા લાગી. તે અચેતન-મૂર્છાવશ થઇ ગયો. ગુલબદન ભયભીત બની ફૈજુને ત્યાં પુનઃ દોડી ગઇ અને ઔષધાદિ સામગ્રી સાથે તેને પોતાને ત્યાં તેડી ગઇ.

ફૈજુ-શયતાન ફૈજુ-કાજીની સાથે કરેલ સંકેત મુજબ મોહસીનની ચિકિત્સા કરવા ગયો અને સાથે વિષ પણ લઇ ગયો. અભાગી-નિર્દોષ સરલ હૃદયા અબળા આમાનું કાંઇ પણ જાણી શકી નહિ.

---

# પ્રકરણ ૧૭ મું.

## મિત્રદ્રોહ.

આગળની માફક આજે પણ ફૈજુ મોહસીનના બિછાના પાસે જાગ્રત બેઠો છે અને પોતાના હાથે ઔષધ તૈયાર કરી તેને ખવરાવે છે; પરંતુ તેના અગાઉના ભાવ અને હાલના ભાવમાં ફરક હતો. વિષમિશ્રિત ઔષધ બનાવતાં તેના હાથ કંપી ઉઠ્યા, હૃદયની અંદર એક પ્રકારનો આઘાત થયો. તેનો ચ્હેરો ફિક્કો મારી ગયો. ગુલબદન તેના તરફ જોઇ રહી હતી. ફૈજુની આવી સ્થિતિ જોતાંજ તેણે પૂછયું:—"ભાઈ, આજે તમે કેમ કંપો છો?"

ફૈજુ સત્ય વાતને છુપાવતાં બોલ્યો:—"ગુલબદન! તમને શું કહું? મારા મુખની વાત સાંભળતાંજ તમે ભયથી કંપી ઉઠશો. હતભાગિની બાનુ! મને લાગે છે કે, તમારૂં કપાળ ફૂટી ગયું છે. મોહસીન આ વખતે બચે એવું મને જણાતું નથી. આજે પરોઢિયે જો તે જાગ્રત ન થાય તો તેને બચાવી શકાશે નહિ. આ કઠોરસત્ય તમને અગાઉથી નહિ કહેવાનો મેં નિશ્ચય કર્યો હતો; પરંતુ ભાવી મહા વિપદનો પ્રચંડ આઘાત સહન કરવાને તમોને જાગ્રત રાખવાની જરૂર છે, એમ માનીનેજ તમોને મેં આ વાત કહી છે. આ રોગમાંથી મોહસીનનો ઉદ્ધાર થવો યા મરવું એ ઈશ્વરના હાથની વાત છે. છતાં મૃત્યુની સંભાવના ઉપરથી તે મરીજ જશે એમ હું ખાત્રીપૂર્વક કહી શકતો નથી."

ફૈજુના મુખથી આટલી વાત સાંભળતાંજ ગુલબદન મૂર્છિત

થઇને જમીન ઉપર પછડાઈ પડી. ફૈજુના કઠોર દિલમાં પણ રહમનો સંચાર થયો. તે પાછો વિપદમાં આવી પડયો. એકને બદલે બેની સારવાર કરવાનું તેને માટે આવી પડયું. ગુલબદનની સંભાળ કોણ લેશે? તેની સેવા સુશ્રુષા કોણ કરશે? આવા વિચારો તેના મગજમાં ઘોળાયા કરતા હતા એટલામાં તેને બાંદી ગુલનાર યાદ આવી. તેણે તરતજ તેને બોલાવી અને તેની મદદ લઈ ગુલબદનને તેણે બીજા ખંડમાં બિછાનાની અંદર સુવાડી. તેની મૂર્છા વાળવાના તેણે ઘણા પ્રયત્નો કર્યા; પણ તેમાં તેને ફત્તેહ મળી નહિ.

ફૈજુ જો કે દુષ્ટ હતો તો પણ કાજીના જેટલો તો નહોતોજ. હતભાગિની ગુલબદનની સંકટમય અવસ્થા જોઇ તેના દિલમાં તેના વિષે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ. ગુલબદને કરેલું અપમાન તે ભૂલી ગયો. મનમાં ને મનમાં તે વિચારવા લાગ્યો:–"મોહસીનને વિષ આપ્યા સિવાય છૂટકો નથી, એટલે વિષ તો આપીશ; પરંતુ પ્રાણનાશક ભયંકર વિષ આપીશ નહિ. વિષના પ્રભાવથી મોહસીન ચોવીસ કલાક સૂધી મૃત મનુષ્યની માફક જણાય તેવી રીતનું તેનું કૃત્રિમ મૃત્યુ બનાવીશ. ત્યાર પછી કાજી પાસેથી દશ હજાર સ્વર્ણમુદ્રાઓ લઈ મોહસીનને કબરમાંથી કહાડી તેને જીવનદાન આપી અન્યત્ર દૂર પ્રદેશમાં મોકલી દઈશ અને સુયોગ મળતાંજ હું પણ મોસલનો ત્યાગ કરી હમેશને માટે ચાલ્યો જઈશ."

તે રાત્રિ અતિ ભયંકર હતી. મોહસીનનું–એક નિરપરાધી માણસનું અકાળ મૃત્યુ થશે અને શયતાનોનો કીર્તિધ્વજ ફરકશે

એ જોઈ પ્રકૃતિએ પણ ગંભીર સ્વરૂપ ધારણ કરવા માંડયું. મધ્યરાત્રિ હોવા છતાં ગગનમંડળ ભયંકર મેઘગર્જનાઓથી ગર્જવા લાગ્યું. વિદ્યુત્‌ના ચમકારા રાત્રિની ભયંકરતામાં ઓર વધારો કરવા લાગ્યા. તોફાની વાયુ સાથ મૂસળધાર વરસાદ પડવા લાગ્યો. ભાવિ અનિષ્ટસૂચક ચિહ્નો જણાવા લાગ્યાં.

ગુલબદનને ઔષધાદિ આપવા બાદ તેની પ્રકૃતિમાં સહજ ફેરફાર જણાવા લાગ્યો. તેના આખા શરીરમાં ઉત્તેજના જણાવા લાગી, પણ ચેતના આવી નહિ. તે પ્રલાપો બકવા લાગીઃ- "મોહસીન! મને છોડીને કયાં જાઓ છો? જશો નહિ–વ્હાલા, નિષ્ઠુર ન થાઓ. હતભાગિની ગુલે તમારા માટે ઘણું સહન કર્યું છે–તમારા વિરહમાં તે એક ક્ષણ માત્ર પણ રહી શકશે નહિ."

આવા ભીષણ સમયે પણ ફૈજુને એક કર્ત્તવ્ય બજાવવાનું હતું. તે બીજું કોઈ નહિ પણ કાજીને ખબર મોકલાવી મોહસીનને ત્યાં બોલાવવાનો હતો અને પોતાના વિષથી મોહસીનનું મૃત્યુ થયું છે, એમ બતાવવાનું હતું. તેણે ગુલનારના ખાવિંદ ઈબ્રાહિમને બોલાવીને કહ્યું:–"ઈબ્રાહિમ, તારા માલીકની જીંદગીની આખરી પળો જાય છે! તારી માલિકા પણ મૂર્છિત અવસ્થામાં પડેલી છે. મોહસીનના સુખના દિવસોમાં તેના ઘણા બન્ધુઓ–આપ્તજનો હતા; પરંતુ હાલમાં તેનું કોઈ હોય એમ જણાતું નથી. માત્ર એકજ માણસ તેનો હિતચિંતક હોય એમ મને જણાય છે, અને તે બીજો કોઈ નહિ પણ આ શહેરનો ન્યાયાધીશ કાજી આસિફ–ઉ–દૌલાજ છે, માટે તેને અત્યારે અહીં

બોલાવી લાવ. કારણુ કે, જો મોહસીન મૃત્યુ પામે તો તેના દેહને સમાધિસ્થ કરવા માટે મનુષ્યોની બહુ જરૂર પડશે. તે અહિં આવશે તો આપણુને કોઈ જાતની ફિકર રહેશે નહિ. આવી વિપદગ્રસ્ત સ્થિતિમાં હું ક્યારેય આવ્યો નથી. માટે ભાઇ, તું હમણાં ને હમણાં એક પત્ર આપું છું, તે લઇને જા. આવી ગંભીર રાત્રિએ કાજીની નિદ્રાનો ભંગ કરવો એ સાહસ ભર્યું કામ છે, પણુ તે વિષે ચિન્તા કરીશ નહિ. મારો પત્ર તારૂં રક્ષણુ કરશે. તું માત્ર એટલુંજ કહેજે કે હકીમ ફૈજુ તરફથી પત્ર લાવ્યો છું એટલે કોઇ પણુ પહેરેગીર તને કાજીની પાસે લઈ જશે."

ઈબ્રાહીમ મોહસીનના મૃત્યુની સંભાવનાની વાત સાંભળી રડવા લાગ્યો. મોહસીન અને ગુલબદનને તે ખરા આંતરિક પ્યારથી ચાહતો હતો. મોહસીનની પડતી દશા જોઈ ઉદરપોષણુ માટે તે બીજાની નોકરી કરતો હતો, પણુ મોહસીનનો ત્યાગ કરીને બીજે સ્થળે ચાલ્યો ગયો નહોતો. મોહસીનના દુઃસમયમાં તે નમકહરામ નહોતો બન્યો. તેની બની શકે તેટલી સેવા વિના સ્વાર્થે કર્યાજ કરતો હતો. ફૈજુ તેને હિંમત આપતાં બોલ્યો:—"ભાઇ, હાલમાં રડવાનો સમય નથી. જે માલિકનું અન્ન ખાધું છે, તેના પ્રતિનું તારૂં આખરી કર્ત્તવ્ય છે, તે બજાવી લે રડવાથી કાંઈ ફળ પ્રાપ્ત થાય એમ નથી."

ફૈજુ તરફથી હિંમત મળતાંજ પત્ર લઇ ઈબ્રાહિમ કાજીના ઘર તરફ ચાલવા લાગ્યો. કાજી સાહેબ પણુ અત્યાર સૂધી જાગ્રત સ્થિતિમાં ફૈજુ તરફના સમાચારથી રાહ જોતા બેઠા હતા અને

મોહસીનના મૃતદેહની છબીનો ચિતાર નજર આગળ જોતા કંપી ઉઠતા હતા. તેમણે પહેરેગીરને કહી રાખ્યું હતું કે, ફૈજુ તરફથી જો કોઈ માણસ આવે તો તરતજ તેને પોતાની પાસે લઈ આવવો. ઇબ્રાહિમ કાજીને ત્યાં આવી પહોંચ્યો અને તેમના આદેશાનુસાર પહેરેગીર તેને કાજીની પાસે લઈ ગયો.

કાજી સાહેબે ફૈજુનો પત્ર વાંચી જોયો. તેમણે પહેલેથી હરેક રીતની તૈયારીઓ કરી રાખી હતી. ચાર સેવકોને સાથે લઈ ઇબ્રાહિમ સાથે તેમણે મોહસીનના ઘર તરફ ચાલવા માંડયું.

ગુલબદન હજી સૂધી અચેતન અવસ્થામાં પડી હતી. ફૈજુની સાથ વાતચિત કર્યાં બાદ કાજી સાહેબે નક્કી કર્યું કે, ગુલબદન શુદ્ધિમાં આવે તે પહેલાંજ મોહસીનને કબ્રસ્તાનમાં લઈ જવો. કારણ કે, તે શુદ્ધિમાં આવશે તો કેવો અનર્થ કરી મૂકશે તેની કલ્પના પણ કરી શકાય એમ નહોતું.

તેઓએ બાંદી ગુલનારનો મત લીધો, અને તે પણ તેમના વિચારને સંમત થઇ.

શબદેહને લઈ કાજી સાહેબના ચારે માણસો ઘરની બહાર નીકળ્યા. કાજી તથા ફૈજુ તેમની પછવાડે ચાલવા લાગ્યા. ઇબ્રાહિમ ગૃહરક્ષા માટે તથા ગુલનાર મૂર્છિતા ગુલબદનની પરિચર્યા માટે ઘેર રોકાયાં.

રસ્તે ચાલતાં ફૈજુ અને કાજી જૂદી જૂદી દિશાઓમાં વિચાર કર્યા કરતા હતા. ફૈજુએ વિચાર્યું કે, "ચોવીસ કલાક પછી મોહસીન શુદ્ધિમાં આવશે અને તે વખતે તેને કબરમાંથી કહાડવાનું સહેલું નથી. આ કાર્ય કરતાં તેને કોઈ જોઈ જશે તો

સત્યાનાશની તૈયારી થઈ ચુકેલીજ સમજવી. હું ગમે તેવો પુરાવો આપું તો પણ કાજી આત્મરક્ષાને માટે ગમે તે કરવાને શક્તિવાન છે. હું એક સામાન્ય વ્યક્તિ છું. મારી ફરિયાદ કોણ સાંભળશે? મારા પર વિશ્વાસ કોણ લાવશે? વળી ગુલબદને મારા પર બેઈજ્જતીની ફરિયાદ માંડી હતી, તેના કાગળ પત્રો પણ તેનાજ દફતરખાનામાં છે એટલે જનસમાજ તો એમજ જાણશે કે, ગુલબદનને હસ્તગત કરવાના લોભમાં મેં આ કાર્ય કર્યું છે. પરંતુ ગુલબદન! સરલ હૃદયા પતિવ્રતા ગુલબદન! તારૂં શું થશે?"

ફૈજુ જ્યારે ગુલબદન તથા પોતાને માટે ઉપરોક્ત ચિંતાઓ કર્યા કરતો હતો, ત્યારે કાજી સાહેબ પોતાના મનમાં કોઇ જૂદોજ દાવ ખેલી રહ્યા હતા. તેમણે વિચાર્યું કે, "હવે મારો પાસો સવળો પડતો જાય છે. ઉદ્દેશની સિદ્ધિ થઇ ગઈ છે. રૂપ અને રૂપિયાના લોભે ફૈજુએ મને આ કામમાં સહાયતા કરી છે, પરંતુ તેને તો રૂપિયાજ મળશે! ગુલબદનને તેના હાથમાં નહિ આપું. તેની સાથે હું વિવાહ કરીશ. હાલની દુરવસ્થાના સમયમાં તે મારા પ્રસ્તાવને પોતાનું પરમ સોભાગ્ય માની કબૂલ થશે."

રસ્તે ચાલતાં કાજીએ ફૈજુને કહ્યું:–"ફૈજુ, તને એક વાત કહું તે સાંભળ. આ મૃતદેહને સમાધિસ્થ કરવાનો મારો ઇરાદો નથી. ટાઇગ્રીસ નદીના પ્રચંડ સ્રોતની અંદર વહેવરાવી દેવાનો મારો વિચાર છે. કારણ કે પ્રભાત થતાં સૂધીમાં તો પાણીના પ્રવાહમાં તણાઇને તે દરિયાની અંદર પહોંચી જશે."

કાજી સાહેબની વાત સાંભળી ફૈજુનું અંતઃકરણ ચીરાઈ ગયું.

અત્યાર સૂધી તે ગુપચુપ કાજી સાહેબની વાતો સાંભળ્યા કરતો હતો. હવે તેનાથી સહન થઈ શક્યું નહિ. તે બોલ્યોઃ–"હુજૂર, મનુષ્યનો ભય તો આપણે રાખી શકીએ એમ નથી; પરંતુ ધર્મનો–ખુદાનો—"

કાજી સાહેબે તેને આગળ બોલવા દીધો નહિ. તેઓ અસ્ફુટ સ્વરે બોલ્યાઃ–"ફૈજુ, હું પોતેજ ધર્મનો અવતાર છું. મારો ધર્માધર્મનો ન્યાય કરનાર કોણ છે? તારૂં કામ તેં પૂર્ણ કર્યું છે અને હવે હું શું કરૂં છું તે ગુપચુપ જોયા કર. મને ઇશ્વરનો ડર નથી."

એટલામાં તેઓ કબ્રસ્તાન પાસે આવી પહોંચ્યા. રાત્રિના ઘોર અંધકારમાં તેઓએ પ્રેતની માફક સમાધિ ક્ષેત્રની અંદર પ્રવેશ કર્યો. કાજી સાહેબે પોતાના અનુચરોને લાશ નીચે મૂકી કબર ખોદવાનો હુકમ કર્યો.

લંબાઈ પહોળાઇ અને ઉંડાઇમાં જે પ્રમાણે કબર ખોદાવી જોઇએ, તે પ્રમાણે ખોદાઈ, પણ તેમાં લાશને દફનાવવામાં આવી નહિ. તરતજ તેમાં ખોદેલી માટી નાખી દઈ જમીન પૂર્વવત્ કરી દેવામાં આવી.

ત્યાર પછી પ્રધાન અનુચરને બોલાવી કાજી સાહેબે તેના કાનમાં કહ્યું:–"અત્યારના તોફાનના વખતમાં નદીમાં પણ પૂર આવ્યું હશે માટે આ મૃતદેહને કોઈ જાણે નહિ તેમ ટાઈગ્રીસ નદીમાં નાખી આવ. આ ભેદ તું અને પેલા ત્રણ જણ સિવાય બીજો કોઈ જાણે નહિ તેની કાળજી રાખજે. કારણ કે આવુંજ કામ મેં તને અગાઉ એક વખત સોંપ્યું હતું એટલે તારામાં

વિશ્વાસ હોવાથી આ કાર્ય તને સોંપું છું." એટલું કહી ફૈજુને લઈ કાજી સાહેબ કબ્રસ્તાનની બહાર આવ્યા. કાજીના નમક-હલાલ નોકરોએ પોતાની ફરજ બજાવી. તોફાની પવન સૂસવાટ ભર્યો મનુષ્યોનાં હૃદયની આરપાર થઇ દિલને કંપાવી ચાલ્યો જતો હતો. રાત્રિની ભયંકરતા તથા ગંભીરતાની અસર કોઇના પર થાય તેમ નહોતું. અનુચરોએ પોતાનું કાર્ય પૂર્ણ કર્યું. તેઓએ મોહસીનની લાશને ટાઇગ્રીસ નદીની અંદર વહેવરાવી દીધી. આ કાર્ય કરતાં તેમને માત્ર દશજ મીનીટ થઈ. પછી તેઓ કબ્રસ્તાનની બહાર આવ્યા અને કાજીને મળ્યા.

કાજીએ પૂછયું:–" કેમ, કામ ખલાસ ?"

મુખ્ય અનુચરે કહ્યું:–" જનાબ, આપના ગુલામે આપના ઉપદેશ મુજબ કાર્ય પૂર્ણ કર્યું છે."

પછી કાજીએ ફૈજુને ઉદ્દેશીને કહ્યું:–" ફૈજુ, દુનિયામાં મેં કોઇને મારા દોસ્ત તરીકે સંબોધીને બોલાવ્યો હોય તો તે તુંજ છે. તારી સહાયતાથીજ ગુલબદનને હું પ્રાપ્ત કરી શકયો છું. તને દશ સહસ્ર સ્વર્ણમુદ્રા આપવાનું મેં વચન આપ્યું તે સવારે જરૂર આપીશ."

અત્યારના ભયંકર બનાવથી ફૈજુ કાજીના ઉપર પોતાના મનમાં બળી રહ્યો હતો. આ શયતાનના કહેવાથીજ તેણે મોહસીનની હત્યા કરી હતી. ચોવીસ કલાકમાં તો મોહસીનને કબરમાંથી બહાર કાઢી તેને સજીવન કરવાને તેણે નિશ્ચય કર્યો હતો; પરંતુ કાજીએ તેની બધી બાજી ઉંધી વાળી દીધી. તે સ્વગત વિચારવા લાગ્યો:–" હાય ! ખુદા ! મેં કેવું ભયંકર પાપ

કર્યું છે! આજીવન અનુતાપમાં દગ્ધ થાઉં તો પણ આ મહાપાપનું પ્રાયશ્ચિત થઇ શકે એમ નથી. અત્યાર સૂધીની જીંદગીમાં સંગ્રહ કરેલી ધન–સંપત્તિ ગુલબદનને આપી દઉં તો પણ તેના દિલની શાંતિ થઈ શકે એમ નથી. મને શા માટે આવી કુબુદ્ધિ સૂજી ? શા માટે મેં ગુલબદન સાથે અભદ્રવ્યવહાર કર્યો ? મારા જેવો દુનિયામાં બીજો કયો ઘાતકી પુરૂષ હશે કે જેણે લક્ષ્મીની જાળમાં ફસાઈ પોતાના પરમમિત્રની સાથે આવી દગાબાજી કરી હોય! ખુદા! ખુદા! મને માફ કરો.” આમ વિચાર કરતો તે મૂઢની માફક કાજીની સાથે ચાલવા લાગ્યો.

ફૈજુને શાંત અને વિચારમગ્ન જોઇ કાજીએ પૂછયું:–“ ફૈજુ, શું વિચાર કરે છે ?”

ફૈજુ બોલ્યો:–હુજૂર, આપે મને બન્ધુ તરીકે ગણ્યો છે, એટલુંજ બસ છે. આપ મને ખુશીથી પૈસા આપવા ઇચ્છો છો, પણ તે મને જોઈતા નથી.”

ફૈજુના વિચારો તથા ભાવોનું પરિવર્ત્તન જોઈ કાજી સાહેબ વિસ્મય પામ્યા. તેમણે સમયસૂચકતા વાપરી ગંભીર ભાવ ધારણ કરી કહ્યું:–“ ફૈજુ, મને જણાય છે કે આજના બનાવથી તું ભયભિત થઇ ગયો છે, પણ ફિકર કરીશ નહિ. તારો એક વાળ પણ વાંકો થવા નહિં દઉં. વારૂ, તને પૈસા ન જોઈતા હોય તો લેતો નહિ, પણ અત્યારે આવી ભયંકર રાત્રિએ તારે ઘેરે કયાં જઇશ ? મારે ત્યાં આવવાને તને શું વાંધો છે ? વળી મારે તારી સાથે કેટલીક ગુપ્ત વાતચિત પણ કરવી છે એટલે અત્યારે તો તને મારે ત્યાં આવ્યા વિના છૂટકોજ નથી.”

જાદુગરની મોરલીના લીધે જેમ સર્પ દેહભાન ભૂલી તેની ઇચ્છાને આધિન થઈ તેના કબજામાં જાય છે, તેવીજ રીતે કામિની અને કાંચનના લોભે ફૈજુ કાજી સાહેબને વશ થઈ ગયો. યાંત્રિક પુતળાંની માફક તે કાજીની પછવાડે ચાલવા લાગ્યો. થોડા વખતમાંજ તેઓ કાજીને ઘેર પહોંચી ગયા.

કાજી સાહેબ પોતાના ખાસ કમરામાં જઇને કૉચ ઉપર પડયા. ફૈજુને તેમણે બેસવાનું ન કહ્યું એટલે તે ઉભોજ રહ્યો.

થોડો વખત નિસ્તબ્ધભાવે બેસી રહ્યા પછી કાજી સાહેબે કહ્યું:—"ફૈજુ!"

ફૈજુ તેમનો સ્વર સાંભળી ચમકી ઉઠયો. તે બોલ્યો:— "ખુદાવંદ! શી આજ્ઞા છે?"

કાજી:—"કહે જોઇએ જેના હુકમથી નરહત્યા કરવામાં આવે તે વિશેષ પાપી કે જે તે હુકમને માન્ય કરી પોતાના હસ્તથી મનુષ્યનું ખૂન કરે તે વિશેષ પામી?"

કાજી સાહેબના આ અપૂર્વ પ્રશ્નથી ફૈજુના દિલમાં એક ઝટકો લાગ્યો. તે સંદિગ્ધ બની વિચારવા લાગ્યો કે, કાજી પોતાની સાથે કોઈ પણ ફરેબની બાજી રમે છે એટલા માટેજ તેણે આવો શયતાની પ્રશ્ન કર્યો છે. તેણે કહ્યું:—"હુજૂર, જે હુકમ આપે છે તેના કરતાં જે પોતાના હસ્તથી ખૂન કરે છે તેજ વિશેષ પાપી છે. જેના દૃષ્ટાંત તરીકે આજનો બનાવ આપણી નજર આગળ મૌજૂદ છે."

કાજી:—"ત્યારે તારા હાથથીજ તું તારા પાપનો સ્વીકાર કરી લે છે. જો, આ શહેરનો ન્યાયાધિશ હુંજ છું એટલે તારા

વિષે મારે પણ જરા વિચાર કરવો જોઇએ. માટે આજથી તું મારો બન્દી છે. જ્યાં સૂધી મોહસીન વિષેની દરેક વાતો શાંત થઈ ન જાય ત્યાં સૂધી અંધતમોમય ભૂગર્ભસ્થ કારાગારમાં તને રહેવું પડશે. જે દિવસે ગુલબદન મારા ગૃહને પ્રકાશિત કરી મારી હૃદયેશ્વરી બનશે તે દિવસે તને મુક્તિ પ્રાપ્ત થશે. બીજી વખતે તું મોહસીનની ચિકિત્સા કરવા ગયો હતો અને તે વખતે તેં મને જે પત્ર લખ્યો હતો તે તારા હત્યાપરાધનું સંપૂર્ણ પ્રમાણપત્ર છે. માટે મારી આજ્ઞાને માન્ય કરી કારાગાર નિવાસી થઈ જા નહિ તો તારાજ બાણુથી તને વિંધી મૃત્યુને શરણ કરી દઈશ."

એટલું કહી કાજી સાહેબે એક સીટી મારી. તરતજ બે પહેરેગીરો ત્યાં આવીને દાખલ થયા.

તેમને હુકમ કરતાં કાજી સાહેબે કહ્યું:–"તમોને જે પ્રમાણે ઉપદેશ આપવામાં આવ્યો છે, તે પ્રમાણે આ ફૈજીને કારાગારમાં પૂરી દો."

વાઘ જેવી રીતે બકરીને ગળામાંથી પકડે તેવીજ રીતે બન્ને પહેરેગીરોએ ફૈજીને પકડી લીધો અને તેને ત્યાંથી બહાર લઈ ગયા.

હતભાગ્ય ફૈજીએ ચું કે ચાં કરી નહિ. તે સ્વગત વિચારવા લાગ્યો:–"મિત્રદ્રોહના પ્રાયશ્ચિતનો કાળ સમિપ આવી પહોંચ્યો છે."

---

# પ્રકરણ ૧૮ મું.

---

**જેને રામ રાખે, તેને કોણ ચાખે?**

ઇશ્વર જેની રક્ષા કરે તેને કોણ મારી શકે? અર્થાત્ શયતાનોની ભીષણ ચક્રજાળમાં સપડાવા છતાં પણ દૈવકૃપાથી મોહસીન બચી ગયો.

મોહસીનનો દેહ ટાઈગ્રીસના ભયંકર સ્રોતમાં તણાયા પછી, એક નાની નહેરની અંદર અટકાઈ ગયો. આ નહેરનું પાણી મોસલના શક્તિસંપન્ન સુલતાનના વિલાસોદ્યાનમાં એક ન્હાનું તળાવ હતું તેમાં જતું હતું. નહેરનું મુખ ખુલ્લું હતું એટલે મોહસીનનો દેહ તણાતો તણાતો તળાવની પાણીની જાળીમાં આવીને અટકી પડયો.

ભાગ્યદેવીની કૃપાની વાત કોનાથી થઈ શકે એમ છે? તે જો નિ:સહાય જીવને બચાવવા ઈચ્છે તો ક્યાંઈથી પણ તેની રક્ષાનાં સાધનો મળી જાય છે. પ્રભાત થવા આવ્યું એટલે સુલતાનના માળીઓ બાગમાં ઝાડઝુડ કરવા નીકળી પડયા હતા એટલામાં એક જણના જોવામાં મોહસીનનો દેહ આવ્યો. તેણે તરતજ પહેરેગીરને વાત કરી. તેઓએ તેને પાણીમાંથી ઉંચકી લીધો અને બહાર લીલા ઘાસ ઉપર સૂવાડયો. મોહસીનના ભાગ્યયોગે સુલતાન પણ તેજ વિલાસોદ્યાનમાં રહેતો હતો. પ્રભાત કાળમાં બે ચાર રક્ષકોને સાથે લઈ તે ફરવા નીકળ્યો હતો એટલામાં માળીઓને કોલાહલ કરતા જોઇ ત્યાં જઈ સુલતાને પૂછ્યું:-

"કેમ શી ગરબડ છે?"

બાગનો મુખ્ય પહેરેગીર ત્યાં ઉપસ્થિત હતો. તેણે કહ્યું:- "જહાંપનાહ! એક મનુષ્યનો દેહ તણાતો તણાતો નહેરમાં આવીને તળાવની જાળી પાસે અટકી પડયો હતો તેને બહાર કહાડયો છે. હજી પણ તેનામાં જીવ હોય એમ જણાય છે."

સુલતાને એક પહેરેગીરને પોતાના ખાસ હકીમને બોલાવવા મોકલી આપ્યો અને બીજાને હુકમ કરતાં કહ્યું:-"આ દેહને અહીંથી લઇ જા અને બીજાં વસ્રો પહેરાવી મારા મહેલના એક કમરામાં મૂકી આવ. હકીમ આવે એટલામાં હું પણ ત્યાં આવી પહોંચું છું."

મોહસીનની ચિકિત્સા થવાને વાર લાગી નહિ. સેવા સુશ્રુષા અને ચિકિત્સાના યોગે મોહસીનના જીવનની રક્ષા થઈ. શયતાન કાજીના કહેવાથી ફૈજુએ તેને વિષ આપ્યું હતું; પરંતુ તે વિષ એટલું બધું પ્રાણઘાતી નહોતું કે જે દ્વારા તે તરતજ મરી જાય. ફૈજુ નરહત્યા, બન્ધુહત્યા, મિત્રદ્રોહ કરવાને નારાજ હતો. તેણે વિચાર્યું હતું કે આ વિષથી તે ચોવીસ કલાક સૂધી મૃતાવસ્થામાં પડી રહેશે. પછી બીજી રાત્રિએ તેને હું કબરમાંથી બહાર કહાડી નવજીવન અર્પીશ; પરંતુ કાજી સાહેબે તેને નદીમાં નાખી દેવાની વ્યવસ્થા કરી એટલે તે નારાજ થઈ ગયો. તેના અંતઃકરણની અંદર સેંકડો વૃશ્ચિકદંશનની યાતનાઓ થવા લાગી. મંગળમય વિધાતાએ મોહસીનને કેવી અદ્‌ભુત રીતે બચાવી લીધો તેની તેને ખબર પણ પડી નહિ.

સુલતાનના પ્રયત્ન અને હકીમની ઉત્તમોત્તમ દવાના પ્રભાવે મોહસીનની પ્રકૃતિ સુધરવા લાગી. મોહસીન સુલતાન પાસે અપરિચિત નહોતો. ઝવેરાત વેચવા માટે તે સુલતાનની પાસે ઘણી વખત આવ્યો હતો. તેણે હિન્દુસ્તાનથી આવેલા બે બહુમૂલ્ય હીરાઓ સુલતાનને વેચ્યા હતા. જે હજી પણ એના રાજમુકુટની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા હતા.

આસ્તે આસ્તે મોહસીનને સંજ્ઞા પ્રાપ્ત થવા લાગી. તે બૂમ પાડી ઉઠયોઃ–"ગુલ!"

એટલું કહી તેણે પોતાનાં ચક્ષુ ઉઘાડયાં, પણ ગુલબદન તેના જોવામાં આવી નહિ. પોતાની આસપાસ નવીન માણસોને ઉભેલા જોઈ વિસ્મય પામી તે બોલ્યોઃ–"હું કયાં છું? તમે કોણ છો?"

સુલતાને કહ્યુંઃ–"તમે નિરાપદ જગ્યાએ છો. કોઇ જાતનો ભય રાખશો નહિ."

મોહસીને ચારે બાજુ નિરીક્ષણ કરીને જોયું. પછી બોલ્યોઃ– "મારા ઘેરથી મને અહિં કોણ લઇ આવ્યું? ગુલબદન કયાં છે?"

સુલતાને કોમળ કંઠે જીજ્ઞાસા કરતાં પૂછયુંઃ–"તમારૂં ઘર કયાં છે?"

"મોસલમાં."

"તમારૂં નામ શું?"

"મોહસીન."

"શું? જોહરી મોહસીન?"

"હા."

"ગુલબદન તમારી પત્ની થાય?"

"હા."

"ગુલબદન ક્યાં છે?"

"હું જાણતો નથી."

"ઠીક. ફિકર કરશો નહિ. હમણાં ને હમણાં ગુલબદનને તેડી લાવવા માટે મોસલ માણસને મોકલું છું."

"હું ક્યાં છું!"

એક પહેરેગીરે જવાબ આપ્યો:–"તમે મોસલના સુલતાનના વિલાસોદ્યાનમાં છો."

એટલામાં બાદશાહી હકીમ બોલી ઉઠયો:–"મોહસીન, તમે હમણાં શાંત પડી રહો. તમને વધારે બોલવા દઈશ નહિ. કારણ કે, તમે પીડિત છો એટલે ઉત્તેજનાની વૃદ્ધિ થતાં પીડા પણ વધી જશે."

મોહસીન બોલ્યો:–"તમે કોણ છો? તમે હકીમ કૈજી જેવા તો દેખાતા નથી!"

સુલતાને કહ્યું:–"મોહસીન, તેઓ મારા અંગત ચિકિત્સક છે. તમે હમણાં નિશ્ચિંત ચિત્તે શાંત નિદ્રા લ્યો. તમારી પત્ની હમણાં અહિં આવી પહોંચશે."

સુલતાનની આજ્ઞા મુજબ મોહસીન શાંત પડી રહ્યો.

સુલતાને તરતજ એક પહેરેગીરને ગુલબદનને તેડી લાવવા માટે મોસલ મોકલી દીધો.

———:o:———

# પ્રકરણ ૧૯ મું.

## રહસ્ય સ્ફોટ.

પ્રિય પાઠક! ચાલો હવે આપણે મોહસીનને છોડી ફૈજુ તરફ નજર દોડાવીએ.

ફૈજુ પોતાની આવી સ્થિતિ થશે, એમ પહેલેથી જાણતો નહોતો. તે મનમાં ને મનમાં કાજીને શ્રાપ આપવા લાગ્યો અને પોતાનાં કૃતકર્મો માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. આ અનુતાપની યંત્રણામાં તેનું પાષાણ હૃદય પણ વિદીર્ણ થઇ ગયું-તે રડવા લાગ્યો.

ફૈજુ સ્વગત વિચારવા લાગ્યો:-"મને આવી રીતે કારાગારમાં પુરી શયતાન કાજી મૂર્છિતા ગુલબદનને પોતાને ત્યાં લઇ આવ્યો હશે. હાય! ખુદા! હવે શું થશે? ગુલબદનની રક્ષા કોણ કરશે."

એટલામાં સહજ બારણું ખખડયું અને એક વ્યક્તિ ત્યાં આવીને દાખલ થઈ. અંધારાને લીધે ફૈજુ તેને ઓળખી શક્યો નહિ. આગંતુક વ્યક્તિએ તેના કાન આગળ આવીને કહ્યું:- "ભાઇ, હમણાં ને હમણાં ન્હાસી જાઓ. આવતી કાલે તમોને ગરદન મારવામાં આવશે."

ફૈજુએ આશ્ચર્યચકિત બની પૂછયું:-"હેં? તમે કોણ છો?"

"હું એક સિપાહી છું. તમારા પર ચોકી રાખવા માટે શયતાન કાજીએ મને નિયુક્ત કર્યો છે. એક વખત મારા પ્રિય પુત્રને તમે ચિકિત્સા કરી જીવિતદાન આપ્યું હતું-આજે હું તમોને જીવિતદાન આપી આપના ઋણમાંથી મુક્ત થવા ઈચ્છું છું.

"વારૂ, પણ ગુલબદન ક્યાં છે?"

"સાહેબના બંગલામાં. હજી સૂધી તેની મૂર્ચ્છા વળી નથી. ચિકિત્સા ચાલી રહી છે."

"મને છોડાવવા જતાં તમારા પ્રાણ જશે તો?"

"હકીમ સાહેબ! તમે મારે માટે ચિંતા કરશો નહિ. હું પણ તમારી સાથેજ ન્હાસી જવા ઈચ્છું છું."

"તેમ કરવાથી તમારા જીવનનો આધાર ટૂટી જશે. રોટી મેળવવા માટે તમને ફાંફાં પડશે. કારણ કે તમે હવે વૃદ્ધ જણાઓ છો."

"રોટી આપનારવાળો ખુદા બેઠેલો છે. તે દયાળુ છે. દાંત આપ્યા તે ચાવણું આપ્યા સિવાય રહેશે નહિ. રાત્રિ ખલ્લાસ થવા આવી છે. અત્યારે બધાં નિદ્રાધિન છે એટલે ચાલો આપણે હમણાંજ બહાર નીકળી જઇએ."

ફૈજુ કારાગૃહમાંથી બહાર નીકળવા તૈયાર થયો પહેલાં તેનો જીવનદાતા સિપાહી અને પશ્ચાત તે ચાલવા લાગ્યો તેઓ ગુપ્તદ્વારમાંથી બહાર નીકળ્યા. ફૈજુએ રાજપથપર આવતાં સિપાહીને કહ્યું:–"હવે હું તમારી સાથે આવી શકીશ નહિ."

સિપાહી:–"કેમ?"

ફૈજુ:–"મારી પત્નીનું શું થશે?"

સિપાહી:–"તેને માટે ચિંતા કરશો નહિ. ઈશ્વર તેનું પણ રક્ષણ કરશે. તમારા પલાયનથી કાજી ભયભીત બનશે અને ગુલબદન માટે વધારે ચિંતાતુર થશે. વળી તમારી પત્ની ઉપર પણ અત્યાચાર કરવાને હિંમત કરી શકશે નહિ. મારા ભાઇને તમારી પત્નીની સંભાળ લેવાની હું સુચના કરી જાઉં છું

અને તે જો વિપદમાં આવી પડશે તો તેને કોઇ નિરાપદસ્થાને તે લઇ જશે માટે તમે ઈશ્વર ઉપર ભરોસો રાખી ચાલ્યા જાઓ."

ફૈજુ સિપાહીને આલિંગન કરતાં બોલ્યો:–"ભાઈ, તમે એક સહોદર ભાઈ કરતાં પણ વિશેષ કર્ત્તવ્ય બજાવ્યું છે. ઇશ્વર તમારૂં ભલું કરશે. વારૂ, પણ તમે કયાં જવા ઈચ્છા રાખો છો?"

સિપાહી:–"સુલતાન પાસે. સુલતાનને અરજી કરીશ. તેમ નહિ કરૂં તો કાજીના અત્યાચારનો સ્ફોટ થશે નહિ, તેમ ગુલબદનને પણ બચાવી શકાશે નહિ."

ફૈજુ પણ સિપાહીની સાથે સુલતાનને મળવા રાજધાનીમાં જવા માટે તત્પર થયો. તેઓ બન્ને જણ ત્યાંથી ચાલવા લાગ્યા. બીજે દિવસે તેઓ રાજધાનીમાં આવી પહોંચ્યા અને તેઓને ખબર મળ્યા કે સુલતાન ત્યાંથી થોડે દૂર ટાઈગ્રીસના કીનારે એક ન્હાના ગામડામાં આવેલા વિલાસોદ્યાનમાં રહે છે. વખતનો અપવ્યય નહિ કરતાં તેઓ તે તરફ ચાલવા લાગ્યા.

કેટલાક દિવસ સૂધી રાહ જોયા બાદ મહામહેનતે તેઓની અને સુલતાનની મુલાકાત થઈ. સુલતાનને મળતાંજ અનુતપ્ત ફૈજુ તેમના પગમાં પડ્યો અને બે હાથ જોડી બોલ્યો:–"ખુદાવંદ! આપના રાજ્યમાં મારા જેવો અધમ પાપી કોઈ નથી. મેં સ્વહસ્તે મિત્રહત્યા-નરહત્યા કરી છે. માટે મને જે શિક્ષા કરો તે ભોગવવા તૈયાર છું."

સુલતાને વિસ્મિત બની ફૈજુના જોડીદાર સિપાહીના મ્હોડા તરફ જોયું. તે ઘુંટડીએ પડી બે હાથ જોડી બોલ્યો:–"જહાંપનાહ! આ વ્યક્તિ બીજી કોઇ નહિ પણ આપણા મોસલ નગરનો

વિખ્યાત હકીમ ફૈજુ છે. મોસલના ન્યાયાધિકારી આસિફ઼ ઉ-દૈલ્લાએ તેના પ્રાણનો ભય દર્શાવી, તેની પાસે મોસલના પ્રતિષ્ઠિત ઝવેરી મોહસીનનું વિષપ્રયોગદ્વારા ખૂન કરાવ્યું છે."

સુલતાનની વિસ્મયતા વધવા લાગી. તેમણે પૂછયું:-"કોણે, ન્યાયાધિકારી કાજીએ ખૂન કરાવ્યું ?"

સિપાહી:-"હા. મોહસીનની પત્ની સતીસાધ્વી સુંદરી ગુલબદનને હસ્તગત કરવા માટે. હમણાં ગુલબદન તેનીજ ઉદ્યાનવાટિકામાં છે."

થોડા વખત પહેલાંજ પહેરેગીરોએ સુલતાન પાસે આવીને કહ્યું હતું કે, ગુલબદન તેને ઘેર નથી, તેમ ક્યાં ગઇ છે, તેનો પણ પત્તો નથી.

આખરે ફૈજુએ બે હાથ જોડી સમસ્ત ઘટના વિસ્તારપૂર્વક સુલતાનને કહી સંભળાવી. સુલતાનનાં ચક્ષુ ક્રોધથી આરક્ત બની ગયાં. તરતજ તેઓ ફૈજુને મોહસીનની પાસે લઇ ગયા.

મોહસીનના ઓરડામાં દાખલ થતાંજ ફૈજુ બૂમ પાડી ઉઠયો:-"અય ખુદા! આ હું શું જોઉં છું? કોણ મોહસીન! હજી સૂધી શું તે જીવે છે?"

ફૈજુને જોઇ મોહસીન વિસ્મય પામી બોલ્યો:-"ફૈજુ, તમે અહિં કયારે આવ્યા? આ બધા શું કહે છે? શું મને નદીમાં નાખી દેવામાં આવ્યો હતો? મારા દિલનો ચિરાગ-મારી ગુલ ક્યાં છે?"

ફૈજુ કાંઈ ઉત્તર આપી શકયો નહિ. મ્હોડે બે હાથ દઈ તે રડવા લાગ્યો.

મોહસીનને ધીરજ રહી નહિ. તે ઉત્તેજીત સ્વરે કહેવા લાગ્યો:-"ફૈજુ, મારા પ્રાણ અસ્થિર બની ગયા છે. કહે, ગુલ

ખુશીમાં તો છે ને?"

મોહસીનને આગળ બોલતો અટકાવી સુલતાને કહ્યું:–"મોહસીન! તમે નિશ્ચિંત રહો. તમારી પત્નીને લઇ આવવા માટે હમણાંજ માણસો મોકલું છું."

મોહસીન:–"ત્યારે ફૈજુ શા માટે રડે છે?"

સુલતાન:–"તે વાત પછી કહીશું. હમણાં તમે સુઇ જાઓ. તમારા શરીરમાં અશક્તિ ઘણી છે એટલે વધારે ત્રાસ લેવાથી પ્રકૃતિ બગડી જશે."

સુલતાનની વાત સાંભળી મોહસીન બિછાનામાંથી ઉઠીને બેઠો થયો અને કહેવા લાગ્યો:–"જહાંપનાહ! હું અશક્ત નથી. પહેલાં હું ઉઠવાને શક્તિહીન હતો; પરંતુ હવે તો બેસી શકું છું એટલુંજ નહિ પણ સારી રીતે ચાલી પણ શકું છું!"

એટલું કહી મોહસીન પલંગપરથી નીચે ઉતર્યો અને ચાલવા લાગ્યો. સર્વે આશ્ચર્યચકિત બની ગયા. બધા કરતાં ફૈજુ વિશેષ વિસ્મિત બન્યો. કારણ કે જેને તેણે મારી નાખ્યો હતો તેને પુનઃ જીવિત સાથે આરોગ્ય પ્રાપ્ત થયું હતું.

સુલતાને સમસ્ત ઘટનાનો વિચાર કર્યા પછી કાજીને અવળે હાથે બાંધી લઇ આવવાનો તેના મુખ્ય સેનાપતિ અનવર બેગને હુકમ કર્યો. અનવર બેગ તરતજ કાજીને પકડી લાવવા મોસલ જવા તૈયાર થયો. મોહસીનથી રહી શકાયું નહિ. પત્નીને મળવા તે વધારે ઉત્કંઠિત બની ગયો. તેણે અનવર બેગને પોતાને સાથે લેવા પ્રાર્થના કરી. અનવરને દયા આવી. તેણે એક ગાડી મંગાવી મોહસીનને પણ પોતાની સાથે લીધો.

——:૦:——

# પ્રકરણ ૨૦ મું.

## પાપીના પંઝામાં સપડાયેલી સુંદરી.

ફૈજુને કારાગારમાં પૂરી કાજી સાહેબ થોડા ઘણા નિશ્ચિત થયા; પરંતુ જ્યાં સૂધી ગુલબદન તેમના મહેલમાં ન આવે ત્યાં સૂધી તેમના દિલને શાંતિ વળે એમ નહોતું.

ફૈજુની વ્યવસ્થા કર્યા બાદ તેમણે પોતાની એક વિશ્વાસુ બાંદીને ગુપ્ત સૂચનાઓ આપી એક પાલખી લઈ ગુલબદનને પોતાને ત્યાં તેડી લાવવા મોકલી દીધી.

ગુલબદનને ત્યાં જઈ તે બાંદીએ ગુલનાર અને ઈબ્રાહિમને કહ્યું કે, "કાજી સાહેબ ગુલબદનની આવી શોચનિય અવસ્થા થયેલી જોઇ બહુ દુઃખિત થયા છે. મોહસીનના મૃત્યુ બાદ તેની સંભાળ રાખે એવું કોઇ નથી. વળી અહિં રહીને તેને માટે ઉપયુક્ત ચિકિત્સા પણ થશે નહિ. માટે ગુલબદનની પ્રકૃતિ સારી થાય ત્યાં સૂધી તેઓ તેને પોતાને ત્યાં રાખી તેની સેવા-સુશ્રુષા કરવા ઈચ્છે છે. તેને સારૂં થઇ જતાં તરતજ તે પાછી પોતાને ઘેર આવશે. માટે હમણાં તમે તેને મારી સાથે મોકલો."

ગુલનાર અને ઈબ્રાહિમ તેના આ પ્રસ્તાવને માન્ય કરી સંમતિ આપત; પરંતુ ગુલનારના મનમાં કાંઇક કુશંકા આવવા લાગી. તે સ્વગત વિચારવા લાગી:–"ગુલબદન આ શહેરની સર્વશ્રેષ્ઠ સુંદરી છે. તેના રૂપના શત્રુઓ–ખરીદનારાઓ અનેક છે. કાજી પણ આટલી બધી સહાનુભૂતિ દર્શાવે છે, તો તેમાં પણ

આવોજ કોઇ ભેદ કેમ નહિ હોય?"

તેણે કાજી સાહેબની બાંદીને પૂછયું:—"વારૂ, મારી માલિકા સાથે હું પણ ત્યાં આવું તો કોઈ જાતનો વાંધો છે?"

"નહિ."

કાજી સુચતુર હતો. તેણે પહેલેથી ધાર્યું હતું કે ગુલનાર તરફથી આવો પ્રશ્ન પૂછવામાં આવશે એટલે તેણે પોતાની બાંદીને પઢાવી રાખી હતી કે જો ગુલનાર આવવા માગતી હોય તો તેને ના પાડવી નહિ.

ગુલબદનની પાલખી સાથે, ગુલનાર પણ કાજીને ત્યાં આવીને દાખલ થઇ. કાજીએ ગુલબદન માટે પોતાના મહેલના ત્રીજા માળનો એક ઓરડો નિયત કરી રાખ્યો હતો, તેમાં તેને લઇ જઈને સુવાડી. ગુલનાર પવન નાખી ગુલબદનને શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કરવા લાગી.

મોસલમાં બે ત્રણજ સારા હકીમો હતા અને તેઓમાં પણ ફૈજુ સર્વશ્રેષ્ઠ હતો; પરંતુ ફૈજુ અને તેનો સિપાહી ન્હાસી ગયા છે, એવી બાતમી મળતાંજ તેણે એક બીજા હકીમને બોલાવ્યો અને તેની પાસે ગુલબદનની ચિકિત્સા કરાવવા લાગ્યો. આખરે મહાપ્રયત્ને કેટલોક વખત ગયા બાદ ગુલબદનમાં કાંઈક ચૈતન્ય આવ્યું હોય એમ જણાયું.

ગુલબદને સહજ ચક્ષુ ઉઘાડયાં અને આસપાસ નજર ફેરવ્યા પછી પૂછયું:—"હું કયાં છું? મારા પતિ કયાં છે?"

ગુલનાર તેની નજીકમાંજ બેઠી હતી. તેણે કહ્યું:—"ગુલબદન! આપણે નિરાપદ સ્થાને છીએ. કોઈ જાતની ચિંતા કરશો નહિ."

ગુલબદને ઉદાસ દૃષ્ટિથી તેની તરફ જોતાં પૂછયું:–"મારા સ્વામીને કેમ છે? તેઓ કેમ દેખાતા નથી?"

ગુલનાર આ વખતે મહાસંકટમાં આવી પડી. તેણે વિચાર્યું કે, જો મોહસીનના મૃત્યુની વાત ગુલબદનને કરીશ તો મૃત્યુ સંવાદ સાંભળતાંજ તે પણ બચી શકશે નહિ. એટલે ધીરજ આપતાં તે બોલી:–"બાનુ, ભય પામશો નહિ. ફૈજુની ઉત્તમ સેવા–સુશ્રુષા તેમજ ચિકિત્સાથી મારા માલિકને પુનઃ જીવન પ્રાપ્ત થયું છે. તેઓ આ ગૃહના એક ઇલાયદા કમરાની અંદર છે."

"આ ગૃહ કોનું છે?"

"કાજી સાહેબનું."

"મારા સ્વામીને અહિં કોણ લઈ આવ્યું?"

"કાજી સાહેબ. આપણી અતિ નિઃસહાય દશા જોઇ તેમને દયા આવી અને તેથી તેમણે આપણને આશ્રય આપ્યો છે અને પોતાના ખર્ચથી મોહસીનની ચિકિત્સા કરાવે છે."

"નહિ, નહિ. મારા દિલમાં સંદેહ ઉત્પન્ન થાય છે. મારા આત્માની અંદર કોઇ કહી જાય છે કે, મારા સ્વામી અહિંયાં નથી." એટલું કહી એક બાળકની માફક કપાળે હાથ મારી ગુલબદન રડવા લાગી.

એક સત્ય વાત છુપાવવા જતાં અનેક તરેહનાં અસત્યોનો આશ્રય લેવો પડે છે. મોહસીનના મૃત્યુની વાત સાંભળતાંજ ગુલબદન પુનઃ મૂર્છિત થઈ જશે કિંવા તેના દિલમાં આઘાત લાગી મરી જશે એમ માની ગુલનારે અનેક અસત્ય કથાઓ કહી તેને સમજાવવા માંડી. પછી સહજ તિરસ્કાર દર્શાવતાં બોલી:–

"ગુલબદન ! શું હું જુઠું બોલું છું ? મારામાં જરા પણ વિશ્વાસ નથી ?"

"ત્યારે મને મારા સ્વામીની પાસે લઇ જા."

"નહિ. હકીમે ના પાડી છે. તમારી આવી અવસ્થા જોતાંજ તેઓ પાગલ બની જશે અને તેમ થયું તો તેમને બચાવવાની કોઈ આશા રહેશે નહિ."

ગુલનારની વાત સાંભળી ગુલબદન ચૂપ પડી રહી. બે ત્રણ દિવસ પછી તેને સારી પેઠે આરામ જણાયો.

એક દિવસે બરાબર સુયોગ જોઈ કાજી સાહેબે ગુલબદનના ઓરડામાં પ્રવેશ કર્યો. ગુલબદને તેમને કુર્નિસ બજાવતાં કહ્યું:– "જનાબ! આપે અમારા વિપદ વખતમાં જે સહાયતા કરી છે તેને માટે અમો ઉભય આપના હમેશને માટે કૃતજ્ઞ રહીશું. હવે રજા આપો તો મારા પતિને લઇ હું મારે ઘેર જાઉં."

ગુલબદનની વાત ઉપરથી કાજી સાહેબે જાણ્યું કે, ગુલનારે મોહસીનના મૃત્યુની ખબર તેને પડવા દીધી નથી. તેઓ ગુલનાર ઉપર મનમાં ને મનમાં ખુશ થવા લાગ્યા અને ગુલબદનને કેવી રીતે સપાટામાં લેવી તેનો વિચાર કરવા લાગ્યા.

કાજી સાહેબને આવી રીતે ચિન્તામગ્ન જોઇ ગુલબદને પૂછયું:–"જનાબ! મારા સ્વામીની તબીયત કેમ છે?"

શયતાન કાજીએ કહ્યું:–"હાલમાં જરા ઠીક છે. ફૈજુ તેની પાસે અહોરાત્ર બેસી ચિકિત્સા કર્યા કરે છે. મોહસીનનું લુપ્તજ્ઞાન પુનઃ આવવા લાગ્યું છે; તો પણ ચિકિત્સકના આદેશાનુસાર તમારાથી તેની મુલાકાત લઇ શકાશે નહિ. કારણ કે તમોને

મળતાંજ જો તે ઉત્તેજિત થઈ જાય, તો તેનું મૃત્યુ થઈ જવાનો સંભવ છે!"

કાજી સાહેબે ફેજુની પાસેથી મોહસીનના રોગની સ્થિતિની વાત સાંભળી હતી એટલે તે પ્રમાણે તેમણે ઉપરોક્ત જવાબ ગુલબદનને આપ્યો. છતાં ગુલબદનને વિશ્વાસ આવ્યો નહિ. સન્દેહ અને આશંકા તેના દિલમાં ઉત્તરોત્તર વૃદ્ધિંગત થવા લાગ્યાં.

આવી રીતે દરરોજ કાજી સાહેબ ગુલબદન પાસે આવી તેની ખબર લઈ જતા હતા.

વળી ત્રીજે દિવસે એક નવીન બનાવ બન્યો. ગુલનાર દેખાવા લાગી નહિ અને તેને બદલે એક નૂતન પરિચારિકા ગુલબદનની ખીદમતમાં હાજર થઈ.

ગુલબદને આ નૂતન પરિચારિકાને ઉત્કંઠિત જીજ્ઞાસાથી પૂછયું:—"મારી બાંદી કયાં ગઇ છે?"

કાજીને બાંદીએ કહ્યું:—"રાત્રિના જાગરણથી તેની પ્રકૃતિ બગડી ગઈ છે એટલે તે તમારે ઘેર ચાલી ગઈ છે. માટે જ્યાં સૂધી તે પાછી ન આવી ત્યાં સૂધી કાજી સાહેબે મને આપની તહેનાતમાં રહેવાનું કહ્યું છે!"

બાંદીનો આ જવાબ શું ખરો હતો? નહિ. કાજી સાહેબે ગુલબદનને પ્રાપ્ત કરવાનો માર્ગ નિષ્કંટક થઈ જાય એમ માની ગત રાત્રિથી ગુલનારને કેદ કરી હતી. કારણ કે ગુલબદનની સાથે ખુલ્લા દિલથી વાત કરવાને તે તેમને અંતરાયરૂપ થઇ પડતી હતી. એટલે તેમણે બનાવટ કરી ગુલબદનની પાસે પોતાની

બાંધીને ગોઠવી દીધી અને ગુલનાર વિષે ગુલબદન કાંઇ પૂછે તો ઉપરોક્ત જવાબ આપવાનું તેમણે તેને શીખવી રાખ્યું હતું.

કાજી સાહેબે વિચાર્યું કે, હવે ગુલબદનને હાથ કરવામાં વિલંબ કરવો એ પોતાના પગ ઉપરજ કુહાડી મારી લેવા જેવું છે. કારણ કે ફૈજુ ન્હાસી ગયો હતો. તેનો રક્ષક સિપાહી પણ તેની સાથે પલાયન કરી ગયો હતો. તેઓ બન્ને ક્યાં ગયા હતા, તેનો પત્તો હજી સૂધી કોઈ લાવ્યું નહોતું. તેમણે ફૈજુને પકડી લાવવાનું એક જાહેરનામું કહાડયું હ1ં અને જે કોઈ પકડી લાવે તેને ઇનામ આપવાનું જણાવ્યું હતું. તેમણે ફૈજુ ઉપર મોહસીનને વિષપ્રયોગથી મારી નાખવાનો અને ગુલબદનની પવિત્રતા ભ્રષ્ટ કરવાનો આરોપ મૂકયો હતો.

નૂતન પરિચારિકાની વાત ગુલબદને સત્ય માની નહિ. અત્યારે તે બન્દિની હતી. આ વખતે તેની જગ્યાએ જો કોઈ બીજી સ્ત્રી હોત અને તે શું કરત તેનું કહી શકાય એમ નથી; પરંતુ ગુલબદન પરમ તેજસ્વિની અને બુદ્ધિમતી હતી. પહેલાં પહેલાં તો તે હિંમત હારી ગઈ હતી–તેનું ધૈર્ય નષ્ટ થઇ ગયું હતું, પરંતુ જેમ જેમ વખત ગયો તેમ તેમ દૃઢચિત્ત થવા લાગી અને આવેલી વિપદમાંથી કેમ બહાર પડવું તેનો વિચાર કરવા લાગી. તેણે વિચાર્યું કે જો હું હિમ્મત નહિ રાખું તો મારા સતીત્વની રક્ષા થઇ શકશે નહિ. કાજી સાહેબનો દુષ્ટ હેતુ તે સમજી ગઇ. પતિને મળવા માટે તે બહુ ઉત્કંઠિત થઈ. વળી તેના મનમાં એવો પણ વિચાર આવ્યો કે, શું હકીમ ફૈજુ પણ આ શયતાનને મળી ગયો હશે? ગમે તે થાય તો પણ તેણે આત્મરક્ષા

કરવાનો નિશ્ચય કર્યો. ઘુંટણુ મંડીચે પડી બે હાથ જોડી અશ્રુ-પૂર્ણ નયને તે ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી:-"હે દયામય પ્રભુ! તમારી શી ઇચ્છા છે, તે હું જાણી શકતી નથી! આ અસહાય દુર્બળ રમણીની શું તમે આવી ભીષણુ પરીક્ષા લેવા ઈચ્છો છો? નાથ! આ વિપદ તમેજ નાખી છે અને તમેજ નિવારી લ્યો. પિતા! શયતાનના દુષ્ટ વિચારોને-આચારોને તોડી પાડવાનું મને બળ આપો અને આ ક્ષુદ્ર કન્યાને તમારા આશ્રયમાં લઈ ધર્મની રક્ષા કરો."



# પ્રકરણ ૨૧ મું.

## કર્મફળ.

ત્યાર પછીના બીજા દિવસે રાત્રિના દશ વાગ્યા હતા. પૂર્ણિમાનો શાંત ચન્દ્રપ્રકાશ સર્વત્ર વ્યાપી રહ્યો હતો. બન્દિની ગુલબદન કપાળે હાથ મૂકી એક બારી પાસે બેસી ગૂઢ વિચારોમાં નિમગ્ન થઇ હતી. મૃદુ પવનથી તેના સુકૃષ્ણ સુંદર કેશકલાપની લટો ચિંતાથી ફિક્કા પડી ગયેલા તેના ગાલો ઉપર ફરકતી હતી. એટલામાં સુંદર પોષાક ધારણ કરી ગુલાબી અત્તરની સુગંધ પ્રસરાવતા કાજી સાહેબે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેમણે કહ્યું:–" ગુલબદન, કેમ છો ?"

ગુલબદન કંપી ઉઠી. તેણે જોયું કે પોતાની સામે શયતાન આવીને ઉભો છે. ગુલબદને મ્હોડા ઉપર બુરખો નાખી દીધો અને ઉભી થઈ કાજીને દૃઢસ્વરે કહેવા લાગી:–" જનાબ! અહિં કોઇ પરિચારિકા જોવામાં આવતી નથી. હું એકાંતમાં વિચાર કરતી બેઠેલી છું એવા વખતે અસહાયા કુલકામિનીના ઓરડામાં આપના જેવાએ પ્રવેશ કરવો એ આપને લાજીમ નથી. આપ હમણાં ને હમણાં અહિંથી ચાલ્યા જાઓ."

કાજીએ ગળા સૂધી શરાબ પીધો હતો. તેને શરાબ પીવાની ઘણી ટેવ હતી. પરંતુ જનસમાજમાં ખબર ન પડે અને પોતાને માટે ખરાબ કહેવાય નહિ એટલા માટે તે ગુપ્ત રીતે પીતો હતો. આટલો બધો શરાબ પીવા છતાં તેના પગ લથડતા નહોતા કિંવા

તેના સ્વરમાં જડતા આવી નહોતી.

કાજી સાહેબે કહ્યું:—"ગુલબદન! તમારા માટે મેં કેટલું બધું કર્યું છે, તેના બદલામાં તમે આવી કૃતજ્ઞતા દર્શાવો છો! અજાયબીની વાત છે! જે માણસ તમારા પર ઉપકાર કરે છે, તેનેજ તમે તિરસ્કારથી બોલાવો છો! તમારા સ્વામી પ્રત્યે તમે જે અનુરાગ—પ્રેમ દર્શાવો છો, તેનો સોમો ભાગ પણ જો તમે મારાપર દર્શાવ્યો હોત તો—"

ગુલબદન તેને આગળ બોલતો અટકાવી બોલી:—"સાહેબ, ચુપ રહો. મારી અજ્ઞાનાવસ્થામાં તમે મને અહિં લઇ આવ્યા નહોત તો આ પાપપુરીની છાયામાં પણ હું આવત નહિ."

કાજી સાહેબે કહ્યું:—"ગુલબદન! જગતની શ્રેષ્ઠ સુંદરીઓમાં તમારૂં સૌંદર્ય સૌથી ચડી જાય એમ છે. તમારી સૌંદર્યતામાં હું દીવાનો બની ગયો છું. વિરહાગ્નિથી મારૂં શરીર દગ્ધ થઈ રહ્યું છે. તમારો વિયોગ હવે મારાથી સહન થઈ શકતો નથી. તમારા પતિનો રોગ બહુ ભયંકર છે. તેમાંથી બચી શકે એવી આશા નથી. તમને પણ મેં આટલા બધા પૈસા ખરચી બચાવ્યાં તેનું આવું ફળ! એક પણ કૃતજ્ઞતાનો બોલ તમારા મ્હોડામાંથી નીકળતો નથી! વળી ધારો કે કદાચિત્ મોહસીન આવતી કાલેજ મરી જાય તો?—"

ગુલબદન દૃઢસ્વરે બોલી:—"સાહેબ, ખુદાની જો તેવીજ મરજી હોય—મારા નસિબમાં તેવુંજ લખેલું હોય—તો કાંઇ ફિકર નહિ. મોહસીનનું નામ લેતી વિષપાન કરી—આત્મહત્યા કરી તેની પછવાડે જઈશ."

"ગુલબદન તમારૂં હૃદય આટલું બધું કઠણ છે? તમારાં માટે આટલા બધા જોખમો ખેડયા છતાં તમે મારાં નહિ થાઓ? હું તમારો ગુલામ થઈને રહીશ. આ માન સંભ્રમ, ધન-ઐશ્વર્ય બધું તમારા ચરણમાં સમર્પિત કરીશ. જે આસિફ-ઉ-દૌલાએ કોઇને પણ મસ્તક નમાવ્યું નથી, તે આજ તમારા પગમાં શિર ઝુકાવા તૈયાર થયો છે. હવે હું સહન કરી શકતો નથી માટે હે સુન્દરી શ્રેષ્ઠા ગુલબદન! એક વખત મને આલિંગન આપી મારા આત્માને શાંત કરો."

શયતાન ગુલબદનને આલિંગન કરવાને આગળ વધ્યો. ગુલબદન લગભગ સાત હાત પાછી હઠી ગઈ અને વસ્ત્રમાં છુપાવેલી તેજદાર છરી બહાર ખેંચી કાઢી બોલી:-"ખબરદાર, શયતાન! એક પણ પગલું આગળ ભરીશ તો તારૂં મોત થશે. પાપી કુતરા! અસહાયા સતીસાધ્વી ઉપર તારે અત્યાચાર કરવો છે કેમ? તારા ધન-ઐશ્વર્ય, તારો મરતબો એ બધાને હું ઠોકરે મારૂં છું. સિંહ અને શૃગાલમાં જેટલો ભેદ છે, તેટલોજ તારા અને મોહસીનમાં છે. નરાધમ, પિશાચ, હમણાં ને હમણાં અહિંથી ચાલ્યો જા, નહિ તો આ છૂરીથી તારા પ્રાણ લઈશ."

છૂરી જોતાંજ ગુલબદન પર અત્યાચાર કરવા જતા કાજી સાહેબ અટકી ગયા. તેમણે કહ્યું:-"ગુલ! જ્યારે તું મારૂં આટલું બધું અપમાન કરે છે-મારી થવા ઈચ્છતી નથી-ત્યારે સત્ય ઘટના સાંભળી લે. તારા રૂપમાં મોહિત થઇ તને હસ્તગત કરવા માટે કૈજીને મેં મારા હાથમાં લીધો અને તેના દ્વારા તારા પતિને વિષ આપી મેં મરાવી નંખાવ્યો છે. વળી મોહસીનના

દેહને કબ્રસ્તાનમાં નહિ દાટતાં ટાઇગ્રીસ નદીના પ્રખર સ્રોતની અંદર વહેવરાવી દીધો છે. હાલમાં તે તણાઇને ક્યાં ગયો હશે, તેનો પત્તો નથી. મોહસીન મરી ગયો છે—"

કાજી આગળ બોલે એટલામાં તો ગુલબદન એક ભયંકર ચીસ પાડી કંપતી કંપતી જમીન ઉપર ઢળી પડી.

એટલામાં એકાએક ચાર પાંચ માણસોએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેઓમાંથી એક જણુ સૌની આગળ આવી બોલ્યોઃ-"નહિ, નહિ. મોહસીન મરી ગયો નથી, પણુ જીવતો જાગતો તે તારી સન્મુખ ઉભો છે!"

કાજીએ પછવાડે ફરીને જોયું તો ખરેખર મોહસીન તેની સામે ઉભેલો હતો! ચિત્રવત્ જડ બની તે તેના તરફ જોઈ રહ્યો. તે વિચારવા લાગ્યો કે, જે મરી ગયો છે, જેના મૃતદેહને નદીમાં નાખી દીધો છે, તે જીવિત કેમ થાય! નહિ નહિ, આ તો મોહસીનની પ્રેતમૂર્ત્તિ હોવી જોઇએ.

એટલામાં અનવર બેગે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે મોહસીનને બાજુ કરી કહ્યું:-"મોહસીન, જરા શાંત થાવ અને ગુલબદનને સંભાળો. હમણાં હું મારૂં કર્ત્તવ્ય કરી લઉં. આ શયતાને પોતાના સ્વમુખેજ તમોને મારી નાખવાનું કબૂલ્યું છે તેજ તેના વિરૂદ્ધમાં ઉત્તમ પ્રમાણરૂપ છે. સિપાહીઓ, પ્રતાપશાલી સુલતાનના આદેશાનુસાર આ શયતાનને કેદ કરો."

અનવર બેગ સુલતાનનો પ્રધાન સેનાપતિ અને વિશ્વાસુ નોકર છે એમ કાજી સાહેબને ખબર હતી, છતાં તેઓ ભય પામ્યા નહિ. તેમણે રૂવાબથી અનવર બેગને કહ્યું:-"અનવર,

તું શહેનશાહનો પ્રધાન સેનાપતિ છે અને હું કોણ છું તેની ખબર છે?"

"અત્યાર સૂધી તમે શહેનશાહના મુખ્ય ન્યાયાધિશ હતા, હવે કેદી છો."

"અનવર, આ મશ્કરી ઠઠ્ઠાનો વખત નથી. કાજી આસિફ-ઉ-દ્દોલાને પકડે એવો એક પણ માણસ આ દુનિયામાં જન્મ્યો નથી. શહેનશાહના એક પ્રધાન ધર્માધિકારીના ઘરમાં વગર રજાએ દાખલ થઈ તેને અપમાન કરવાના ગુન્હા તરીકે તનેજ હું હમણાં પકડાવું છું." એટલું કહી તેમણે પોતાના પહેરેગીરોને બોલાવવા બૂમ પાડી.

તેમના બોલાવવાથી એક પણ પ્રહરી ત્યાં આવ્યો નહિ. અનવર બેગે કહ્યું:-"કાજી સાહેબ, હવે નકામી વાત જવા દો. હું તો શહેનશાહનો નોકર છું અને તેમના આદેશનું પાલન કરવા આવ્યો છું. જો તમોને ખાત્રી ન થતી હોય તો તેમના સ્વાક્ષરે લખેલો પરવાનો વાંચો."

કાજી સાહેબે પરવાનો વાંચી જોયો. તેમના પગ કંપવા લાગ્યા. છાતી ધડધડ થવા લાગી. મૃત્યુને પોતાની સમીપ ઉભેલું તેમણે જોયું. હવે આત્મરક્ષા થઈ શકશે નહિ એમ તેમના મનને ખાત્રી થઇ.

અનવર બેગે કહ્યું:-"હજૂર, પાપનું પ્રાયશ્ચિત ભોગવવાનો વખત આવી પહોંચ્યો છે." એટલું કહી તેણે ચાર સિપાહીઓને કાજી સાહેબને અવળે બાવડે બાંધવાનો હુકમ કર્યો અને તેવીજ સ્થિતિમાં તે તેમને સુલતાન પાસે લઈ ગયો.

# ઉપસંહાર.



સુલતાને કાજી સાહેબના ગુન્હાઓની તપાસ કરી જીંદગીભરના કેદખાને તેમને મોકલાવી દીધા. કૃતકર્મનું ફળ તેમને મળી ગયું.

મોહસીનના ભાગ્યમાં પણ ઘણું પરિવર્ત્તન થયું. મોહસીનની શોચનિય જીવનકાહિની સાંભળી સુલતાનના દિલમાં તેના વિષે સહયભાવ ઉત્પન્ન થયો અને તેમણે તેને પોતાનો દોસ્ત ગણી કાજી સાહેબની જગ્યાએ તેને નિયુક્ત કર્યો. મોહસીનના શુભ સૌભાગ્યના દિવસોની પુનઃ શરૂઆત થઈ. સુલતાને ફૈજીને ક્ષમા કરી; પરંતુ તે સંસારમાં રહ્યો નહિ. મોહસીન અને ગુલબદને સહસ્રવાર અનુરોધ કરવા છતાં તેણે ફકીરી ગ્રહણ કરી. અંત્યાર સૂધીની જીંદગીમાં તેણે જે દ્રવ્ય એકઠું કરેલું હતું તે ખરચીને તેણે ટાઈગ્રીસ નદીના તીરે એક સુંદર મસજિદ બનાવી અને ત્યાં એક સામાન્ય ફકીરની માફક રહેવા લાગ્યો. જે ફૈજી અર્થ વિના કોઇની પણ ચિકિત્સા કરતો નહિ તે લોકસેવામાં પોતાનું જીવન અર્પણ કરવા લાગ્યો. ફકીરી લેતી વખતે ગુલબદનને તે મળ્યો અને તેને પગે પડી કહેવા લાગ્યોઃ—"બહેન ગુલબદન! આટલા દિવસ સૂધી શયતાનનું દાસત્વ સ્વિકાર્યું હતું —હવે ઈશ્વરનું દાસત્વ સ્વીકારૂં છું. અનન્ત શાન્તિની આશાએ પ્રભુસેવા—જનસેવાનો માર્ગ સ્વીકારૂં છું માટે મારો આશય સફળ

થાય તેવો આશિર્વાદ આપ."

ગુલબદને તેને ઉઠાડયો અને તેના આ શુભ આદેશ માટે ધન્યવાદ આપ્યો.

મોહસીન પતિવ્રતા પત્ની સાથે સુખચેનમાં દિવસ ગુજારવા લાગ્યો.

કાજી સાહેબ અન્ધ તમસાવ્રત કારાગારમાં કૃતકર્મનું પ્રાયશ્ચિત કરતા બે વર્ષે ઈશ્વરના દરબારમાં ચાલ્યા ગયા !

—:o:—

# દગાબાજ દોસ્ત.



## પ્રકરણ ૧ લું.



અનન્તદિક પ્રસારિત મરૂભૂમિમાં ચારે બાજુએ લૂ વરસી રહી છે. પ્રખર સૂર્ય કિરણોથી રેતી તપ્ત થઇને એક બાજુથી બીજી બાજુ ઉડયા કરે છે. પવનના સપાટાસાથ એક બાજુથી વંટોળીયારૂપે ચકર ચકર ઉડતી રેતી બીજી બાજુ એકઠી થઈ ક્ષુદ્ર પર્વતનો આકાર ધારણ કરી રહી છે.

એક પણ જલ બિન્દુ, ઠંડી હવા, છાયા કિંવા આશ્રયસ્થાન દૃષ્ટિએ પડતું નથી. માત્ર ઉત્તપ્ત વાલુકાસાગર દૃષ્ટિએ પડે છે. પ્રચન્ડ સૂર્યતાપથી રેતી એટલી તો તપ્ત થઇ ગઈ છે કે તેની એકજ કણ શરીરને લાગતાં દાહ ઉઠે છે. ચારે દિશાએ ગાત્ર-દાહી શોણિતશોષક જ્વાલા સિવાય બીજું કાંઈ જોવામાં આવતું નથી.

અલજીરીયાની પશ્ચિમ દિશામાં આ રેતીનું રણ આવેલું છે. અનેક વણજારાઓ પોતાના વાણિજ્યને લીધે આ મરૂ-ક્ષેત્રમાંથી યાત્રા કરે છે; પરંતુ તે માત્ર વરસાદના દિવસમાંજ. બાકી બીજે કોઇ વખતે ત્યાંથી પસાર થવાની કોઈની હિંમત

ચાલતી નથી. આ વિશાળ મરૂભૂમિ ભૂગોળમાં સહરાના રણુથી પ્રખ્યાત છે. ખાસ પ્રયોજન વિના આ વિપદજનક મરૂપથે કોઇ જતું આવતું નથી. કારણ કે રણુમાં પડ્યા પછી અનેક મનુષ્યોએ જલતૃષ્ણાથી અહિં તહિં ભટકી, મૃગજળ પછવાડે દોડી, દિશા ભૂલી પોતાના પ્રાણ ગુમાવ્યા છે. માત્ર ઉંટ સિવાય આ મરૂપથમાં મુસાફરી કરવાનો કોઇ ઈલાજ નથી. અને તેટલા માટે રેતીના રણોની આસપાસ ઉંટની વસ્તી પુષ્કળ હોય છે. તેના માલિકને આ ચતુષ્પાદ પ્રાણી તે વખતે એટલું તો નમકહલાલ રહે છે કે જેની તુલના બીજા પ્રાણી સાથે થઇ શકે એમ નથી.

આ ભીષણ મરૂભૂમિનું વર્ણન વધારે નહિ કરતાં આપણે આપણી વાર્તાને આગળ ચલાવીએ. એક દિવસે આ સીમાહીન ઉત્તપ્ત વાલુકામય મરૂક્ષેત્રમાંથી બે મુસાફરો સૂર્યકિરણદિપ્ત એક સંકીર્ણ મરૂપથે ઘણા કષ્ટથી મંદ ગતિએ ચાલ્યા જાય છે.

તેઓ બન્ને રૂપવાન યુવક જણાય છે. ઉભયનો ગૌરવર્ણ છે. પ્રચન્ડ માર્તન્ડ તાપથી તેઓનાં શરીર દગ્ધ થઈ કૃષ્ણવર્ણી થઈ ગયાં છે. તેઓ થોડે થોડે ચાલી પુનઃ બેસી જતા હતા. એક પણ વિશ્રામનું સ્થાન કિંવા છાંયો લેવાનું વૃક્ષ નજરે પડતું નથી. તેઓના પગ ભરાઈ ગયા એટલે ચાલી પણ શકાતું નહોતું. તેઓમાંથી એક જણ વિશેષ શક્તિહીન થઇ ગયો હતો. દારૂણ તૃષાથી તેના કંઠમાં શોષ ઉત્પન્ન થયો હતો. તેનું નામ યુસુફ હતું અને તેના સાથીનું નામ યાકુબ હતું. ઉભયે એકજ ઉદ્દેશથી આ ભીષણ મરૂભૂમિમાં પ્રવેશ કર્યો

હતો. સહરાની ઉત્તર દિશા તરફ આવેલી પર્વત પરિવેષ્ઠિત એક જગ્યામાં સોનાની ખાણુ આવેલી હતી. બન્ને બન્ધુઓ ભાગ્યની પરીક્ષા કરવા–સ્વર્ણ સંગ્રહ કરવા છ માસ થયાં આવ્યા હતા. તેઓએ આ સોનાની ખાણુની બાતમી ક્યાંથી મેળવી હતી, તેની તો તેઓનેજ ખબર. બાકી જતી વખતે તેઓ આ રસ્તેથી ગયા નહોતા.

અહિં આવવામાં તેઓએ જે જહેમત ઉઠાવી હતી, તે નિષ્ફળ નહોતી ગઇ. પર્વતની ઉંડી ખીણોમાં પ્રવેશ કરી, સિંહ–વ્યાઘ્રની સાથે રહી, છ માસમાંજ પોતાનો સંકલ્પ સિદ્ધ કરી તેઓ પોતાને વતન જતા હતા.

ઉભય બન્ધુઓમાં યુસુફ વિશેષ કલાન્ત બની ગયો હતો. તેનાથી ચાલી શકાતું નહોતું. ઘણા ધીમા દુઃખિત અવાજે તે બોલ્યોઃ–"ભાઈ, યાકુબ, મને બચાવ."

યાકુબ બોલ્યોઃ–"ક્યાંથી બચાવું? એક પણ જલબિન્દુ દૃષ્ટિએ પડતું નથી! તમારી અને મારી બન્નેની પાણીની મસકો પણ ખાલી થઇ ગઈ છે. તેમાં એક ઘુંટડો પણ પાણી નથી!"

યુસુફઃ–"ત્યારે કાંઈ ઉપાય?"

યાકુબઃ–"ઉપાયમાં ખુદા ઉપર ભરોસો. તેની જો મહેરબાની હશે, તો આ મરૂક્ષેત્રમાં કોઇ ન કોઇ સ્થળે જલધારા તે ઉત્પન્ન કરશે. નહિ તો પછી તૃષ્ણાજનિત અપમૃત્યુ!"

યુસુફ વ્યાકુળ બની બોલ્યોઃ–"હાય! શું અહિંયાંજ મૃત્યુના મુખમાં પડવું પડશે? સગાં–વ્હાલાં ઈષ્ટમિત્રથી દૂર રેતીના રણમાં મૃત્યુ! આ વિચારજ મને થરથરાવી નાખે છે,

ભાઈ, તારા અને મારા વક્ષસ્થળમાં બબ્બે લાખ રૂપિયાનું સોનું અને ઝવેરાતની થેલીઓ છુપાવેલી છે. છ માસ સૂધી નિદ્રા લીધા વિના અનાહારે ટાઢ તડકો સહન કરી મૃત્યુના મુખમાં પડી આપણે જે કાંઈ મેળવ્યું છે તે બધું શું અહિંજ પડી રહેશે? આપણા હાથમાં આટલા બધા પૈસા હોવા છતાં શું આ શોચનિય મૃત્યુમુખમાંથી આપણી રક્ષા નહિ થઈ શકે?"

તેઓની દૃષ્ટિએ એક સમુજ્વલ સૂર્યકિરણમાં ચળકતો માયા—મરીચિકા—ઝાંઝવાનાં જળનો દેખાવ પડયો. આશ્રયહીન દુર્ભાગી પથીકોને તે માયાજળ કહેતું હતું કે, હે તૃષ્ણાતુર મન્દભાગ્ય જીવો, તમે જોતા નથી કે અગાધ સમુદ્રની માફક તમારી સામે હું દેખાઉં છું. મારૂં અસ્તિત્વ હોવા છતાં શું તમે આ મરૂભૂમિમાં તૃષાના દુઃખથી મરી જશો? નહિ નહિ. આવો, મારી પાસે આવો."

યાકુબની દૃષ્ટિ આ ઝાંઝવાનાં જળ તરફ ખેંચાઈ. તે ખુશી થયો અને બોલ્યોઃ—"ખુદાને આપણી દયા આવી છે. સૂર્યકિરણની અંદર સામેજ સલિલપૂર્ણ સુન્દર સરોવર જણાય છે. ભાઇ યુસુફ, ચાલો આપણે ત્યાં જઈ આપણી તૃષાને શાંત કરીએ."

એટલું કહી યાકુબ યુસુફને લઇ માયા મૃગજળ તરફ જવા લાગ્યો. તેઓ લગભગ અર્ધોએક કલાક સૂધી ચાલ્યા, પરંતુ સરોવર તેઓની દૃષ્ટિએ પડયું નહિ. તેઓ જેમ જેમ આગળ વધતા જતા હતા, તેમ તેમ મૃગજળ પાછું હઠતું જતું હતું. યુસુફે મૃગજળની વાત અગાઉ સાંભળી હતી, તે તેને યાદ આવી. હતાશ બની તેણે યાકુબને કહ્યુંઃ—"ભાઈ, મારાથી હવે ચાલી

શકાતું નથી. આ તો મૃગજળ છે, તેની પછવાડે આપણે ક્યાં સૂધી ભટકયા કરીશું ?"

યાકુબ વિસ્મય પામી બોલ્યો:-"ત્યારે શું અત્યાર સૂધી આપણે મૃગજળની પછવાડે રખડયા ?"

યુસુફ:-"હા. તેમ ન હોય તો આટલું બધું રખડવા છતાં પાણી આપણને કેમ દેખાતું નથી ? ભાઈ, તું મારા સહોદર જેવો છે-મારૂં એક કામ કર. પ્રાણ બચશે તો બધું છે નહિ તો કાંઇ નથી. મારા વક્ષસ્થળ પર બે લાખ રૂપિયાનું ઝવેરાત છે, તે તારૂંજ છે. માત્ર મને થોડુંક પાણી લાવી આપ."

એટલામાં તેઓની દૃષ્ટિએ બે ચાર ખજૂરીનાં વૃક્ષો પડ્યાં. તેઓએ ત્યાં જઈ વિશ્રાન્તિ લેવાનો વિચાર કર્યો. વૃક્ષોનાં પાંદડાંઓ સૂર્યનાં પ્રચંડ તાપથી પીતવર્ણી થઇ ગયાં હતાં. ત્યાં પણ પાણીનું ટીપું નજરે પડે એમ નહોતું. માત્ર આશ્રય લેવા માટે તેની કિંચિત્ છાયા ઉપયોગી થઈ પડે એમ હતી.

ઉપાયહીન અવસ્થામાં તેઓ બન્ને આ ક્ષુદ્ર મરૂકાનનમાં આવીને ઉભા રહ્યા. યાકુબ પથશ્રમ, તૃષા અને આન્તરિક ઉષ્માથી સ્વેદગલિત થઇ ગયો હતો. યુસુફની સ્થિતિ તો તેના કરતાં પણ વિશેષ શોચનિય હતી. તે ખજૂરીના વૃક્ષ તળે મૂર્છા ખાઇને પડી ગયો. તેની જીભ તાળવે ચોંટી ગઈ. માત્ર તેના મ્હોડામાંથી બે ચાર શબ્દો નીકળ્યા:-"પાણી-પાણી."

પ્રત્યેક મરૂયાત્રિઓ મરૂક્ષેત્રમાં મુસાફરી કરતી વખતે પોતાની સાથે પાણીની મસક રાખે છે. તેઓ બન્નેની પાસે પણ મસકો હતી; પરંતુ યુસુફની મસકમાં પાણીનું એક ટીપું

બિન્દુ નહોતું. યાકુબ તેના કરતાં વિશેષ સહિષ્ણુ હતો. તેણે હજી સૂધી થોડું પાણી પોતાના માટે બચાવી રાખ્યું હતું, તે તેને યાદ આવ્યું. પણ પાણીનો જથ્થો જોતાં યુસુફની તૃષા શાંત થશે નહિ એમ તેના મનને ખાત્રી થઇ.

આવી સ્થિતિમાં મનુષ્ય જે ત્યાગ ન કરી શકે, તે ત્યાગ યાકુબે પોતાના મિત્રને માટે કર્યો. પોતાનું પણ પાણી વિના થોડા વખતમાં મૃત્યુ થશે એમ તે જાણતો હતો છતાં બોલ્યો:– "ભાઈ યુસુફ! અત્યાર સૂધી હું એક વાત ભૂલી ગયો હતો, તે મને હમણાંજ યાદ આવી છે. મારી મસકમાં થોડુંક પાણી છે. દોસ્ત! ખુદાની તમારાપર પૂર્ણ મહેરનજર છે. તમારા જેવી મારી સ્થિતિ થઈ નથી; માટે તે પાણી પી તમે શાંત થાવ."

યુસુફ હજી સૂધી તે વિરલ છાયામય ખજૂર વૃક્ષની નીચે હતાશ દિલે પડયો હતો. હરવા–ફરવાની તેનામાં બિલકુલ શક્તિ નહોતી.

સ્વાર્થત્યાગી, ઉદાર હૃદયી બન્ધુના આત્મત્યાગની વાત સાંભળી સૂતાં સૂતાંજ યુસુફ બોલ્યો:–"ભાઈ યાકુબ! બધું જળ તું મને આપી દેશે, તો પછી તારી શી દશા થશે?"

યાકુબ બોલ્યો:–"તેની ચિન્તા નહિ. તમારા જેવા બન્ધુની જીવનરક્ષા થશે તો હું મને પોતાને કૃતાર્થ માનીશ. વળી તૃષાએ તમારા ઉપર જે જબરદસ્ત હુમલો કર્યો છે, તેવો મારાપર કર્યો નથી."

એટલું કહી તેણે યુસુફના મ્હોડા આગળ પોતાની મસક ધરી. દારૂણ તૃષ્ણાતુર રોગીની માફક, દીર્ઘકાળ પર્યંત અના-

વૃષ્ટિપીડિત ભુપ્રષ્ઠની માફક, સન્તપ્તપ્રાણ યુસુફ મસક માંહેલું પાણી પી ગયો અને બોલ્યો:—"આહ! હવે હું બચ્યો. ખુદા તને મિસરનો બાદશાહ બનાવે."

પ્રાણના આવેગથી કૃતજ્ઞતા દર્શાવતાં યુસુફ ઉપરોક્ત અસંભવ વાત બોલ્યો હતો; પરંતુ યાકુબ તો તેનો આશિર્વાદ સાંભળી મ્હોડું મચકાવી જરા હસ્યો. યુસુફ તે હાસ્ય જોઇ શકયો નહિ.

થોડા વખત વિશ્રાંતિ લીધા બાદ યાકુબ બોલ્યો:—"ભાઈ, ચાલો હવે આપણે ચાલવા માંડીએ. સૂર્યાસ્ત થવા પહેલાં આપણે આ મરૂક્ષેત્રમાંથી બહાર નીકળી જવું જોઇએ. નહિ તો પછી હિંસ્ર પશુઓનો ભોગ થઈ પડયા વિના રહીશું નહિ!"

યુસુફના શરીરમાં હવે શક્તિ આવી હતી. તેની અન્તર્દાહી દારૂણ તૃષા કાંઇક શાંત થઈ હતી. તે આસ્તે રહીને ઉભો થયો અને યુસુફને કંઠાલિંગન કરતાં બોલ્યો:—"ભાઇ, ચાલ ત્યારે!"



## પ્રકરણ ૨ જું.

પુનઃ બન્ને બન્ધુઓ રસ્તે ચાલવા લાગ્યા. તેઓએ હવે તે રસ્તો છોડી દીધો અને બીજી દિશા તરફ ચાલવા લાગ્યા.

થોડે દૂર ચાલતાં સુનીલ ગગનમાં એક પહાડ તેમના જોવામાં આવ્યો. પહાડનું શિખર જાણે કે વાદળાંની અંદર મળી ગયું હોય એમ જણાતું હતું. તેનું લક્ષ રાખી તેઓ આગળ વધવા લાગ્યા.

પ્રજ્વલિત અગ્નિમાં એક ઘૃતબિન્દુ પડતાંજ તે જેમ ભીષણ-ભાવ ધારણ કરી સળગી ઉઠે છે, તેવીજ રીતે કેટલોક વખત ચાલવા બાદ હતભાગી યુસુફની પણ દશા થઈ. પુનઃ પ્રાણદાહી તૃષાએ તેના પર હલ્લો કર્યો. આસ્તે આસ્તે પ્રજ્વલિત અગ્નિ-જ્વાળા માફક પાછો ફરીથી તે તૃષાની જ્વાળાથી પીડાવા લાગ્યો. તેનો કંઠ અને જીહ્વા શુષ્ક પડી ગયાં.

સૂર્ય અસ્ત થવાને હજી ત્રણેક કલાકની વાર હતી, છતાં પહેલાંના કરતાં તેનો તાપ હમણા સહજ નરમ પડયો હતો.

તેઓએ સામે જોયું તો આઠ દસ ખજૂર વૃક્ષો તેમની નજરે પડ્યાં. માત્ર આ ખજૂર વૃક્ષોજ મરૂભૂમિની પ્રાણહારક અગ્નિ-જ્વાળામાં શાંતિનાં સ્થળ જેવાં જણાતાં હતાં.

યુસુફ બોલ્યોઃ–" ભાઈ યાકુબ! જો કે મહાસ્વાર્થ ત્યાગ કરી વારીદાન આપી તેં મારા પ્રાણ બચાવ્યા છે; પરંતુ હવે મને ખાત્રી છે કે, હું બચી શકીશ નહિ. પુનઃ પ્રાણવિદાહી તૃષા મને

ઉત્પન્ન થઈ છે. હવે વધારે ચાલી શકાતું નથી. આ ખજૂર વૃક્ષ નીચે હું બેઠો છું. તું કોઈ પણ સ્થળે જઈને પાણી લઈ આવ."

પોતાના મિત્રની પુનઃ શોચનીય દશા થયેલી જોઈ યાકુબ ઘણોજ ભય પામ્યો. કંપિત હૃદયે તે બોલ્યો:—"ઈશ્વરનું નામ લઇ જળની શોધમાં હું જાઉં છું. આ સ્થળે મારી રાહ જોતા તમે બેસી રહેજો. ખબરદાર! અહિંથી એક પણ ડગલું ભરશો નહિ. આ સ્થળનો ત્યાગ કરીશો તો રસ્તો ભૂલી જશો અને મૃત્યુના મુખમાં પડવું પડશે!"

એટલું કહી યાકુબ પાણીની શોધમાં જવા તૈયાર થયો. તેને જતો જોઈ યુસુફે તેનું વસ્ત્ર ખેંચ્યું.

યાકુબે પાછા ફરીને જોયું અને પૂછ્યું:—"કેમ, શું કહેવું છે?"

અશ્રુપૂર્ણ નેત્રે યુસુફ બોલ્યો:—"ભાઇ, કદાચ પાછા ફરવા પહેલાંજ હું મરી જાઉં તો?"

યુસુફ વધારે બોલી શક્યો નહિ. તે રડવા લાગ્યો. ત્યાર પછી આત્મસંવરણ કરી તે બોલ્યો:—"કદાચિત્ તું પાછો ફરે અને તૃષાની જ્વાળાથી હું આ દુનિયા છોડી ગયો હોઉં તો—"

યાકુબ તેને બોલતો અટકાવી બોલ્યો:—"ભાઇ, હમણાં રડવાનો સમય નથી. તમારે જે કાંઈ કહેવું હોય તે મને જલ્દી કહી દ્યો. એટલી ખાત્રી રાખજો કે, મારા પ્રાણ જશે તો હરકત નહિ, પણ તમારા કામમાં ક્ષતિ આવવા નહિ દઉં."

યુસુફે વક્ષસ્થળમાંથી એક ઉંટના ચામડાની કોથળી બહાર

કહાડતાં કહ્યું:–"યાકુબ, આ થેલીની અંદર પચાસ ઉત્તમ હીરાઓ અને બીજું ઝવેરાત તથા સોનું છે. કદાચિત્ આ મરૂ-ક્ષેત્રમાંજ મારો દેહ છૂટી જાય તો આ લક્ષમુદ્રાપૂર્ણ થેલી મારી પત્ની હુસ્નાને આપજે. તેની પાસેથી વિદાય લેતી વખતે આખરી રાત્રિએ મેં તેને કહ્યું હતું કે,–'ભાગ્યની પરીક્ષા લેવા માટે હું દૂર દેશમાં જાઉં છું. આજે તારી પાસેથી અશ્રુપૂર્ણ નેત્રે હું વિદાય લઉં છું, પણ મને આશા છે કે, જ્યારે હું પાછો ફરીશ ત્યારે તારૂં મુખ હાસ્યથી પ્રફુલ્લિત બની જશે.' તેનું તે વખતનું વિદાયાશ્રુપ્લાવિત મલિન મુખ હું હજી સૂધી ભૂલી શક્યો નથી. તેણે અશ્રુપૂર્ણ નયને ગદ્ગદ્ કંઠે મને પ્રાર્થના કરી હતી કે,–'મને ઐશ્વર્યની પરવા નથી. જર-ઝવેરાત મને જોઇતાં નથી. માત્ર તમે મારી નજર આગળ રહો એજ મારૂં બિહિષ્ત છે. માટે મને છોડીને તમે દેશાંતરે જાવ નહિ.' યાકુબ, તેના આ શબ્દોના ભણકારા હજી મારા કાનમાં વાગ્યા કરે છે. માટે તું મારૂં આટલું કામ કરજે એટલે હું સુખ–સંતોષથી મરીશ."

કેટલાક વખત સૂધી વિમર્ષ મુખે વિચાર કરતો યાકુબ ઉભો રહ્યો. ત્યાર પછી યુસુફના દુ:ખપિડિત મુખ તરફ જોઇ, તેના પર સ્નેહથી હાથ ફેરવતાં તે બોલ્યો:–"ભાઈ યુસુફ, જે ઘટનાને આધિન તમારૂં મૃત્યુ છે, તે ઘટનાને આધિન મારૂં મૃત્યુ પણ સંભવિત છે. છતાં, મારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સૂધી હું તમને મરવા દઈશ નહિ. વળી તમે મને જે વાત કહી તેના પ્રત્યુત્તરમાં જણાવું છું કે, તમારી આજ્ઞાનું હું બરાબર પાલન કરીશ. હુસ્ના મને સગા ભાઈ જેવો ગણે છે. યદા કદાચિત્ તમે તમારી

પછવાડે કાંઈ પણ ન મૂકી જાવ અને મરૂક્ષેત્રમાંજ તમારો દેહ પડે તો પણ શું થઈ ગયું? ઇશ્વર કૃપાએ જો હું આ રણમાંથી પાર પડું અને ડાકુઓ મારી પાસેનું દ્રવ્ય લૂંટી ન લે તો હુસ્નાને હું આ જન્મ દુઃખી થવા દઇશ નહિં. હવે હું પાણીની શોધમાં જાઉં છું. તમે ખુદાનું નામ લઇ અહિં સૂઈ જાઓ. હું આવીશ ત્યારે તમોને જગાડીશ."

યાકુબ ચાલ્યો ગયો. જ્યાં સૂધી તે દેખાયો ત્યાં સૂધી યુસુફ તેની તરફ એકાગ્ર દૃષ્ટિએ જોઇ રહ્યો. પછી યાકુબ એક રેતીના ડુંગર પછવાડે લુપ્ત થતાંજ તે બોલ્યો:-"ઇશ્વરે મને ભાગ્યશાળી બનાવ્યો છે. તેમ ન હોય તો યાકુબ જેવો સ્વાર્થ-ત્યાગી મિત્ર અને હુસ્ના જેવી સુંદરીશ્રેષ્ઠા પતિપરાયણા સહ-ધર્મિણી ક્યાંથી મળે?"





## પ્રકરણ ૩ જું.

પ્રિય પાઠક! ચાલો આપણે યુસુફ અને યાકુબનો થોડો પરિચય લઇએ. બન્ને મિસરની રાજધાની કેરોમાં રહેતા હતા. ઉભય બાલમિત્ર હતા અને બન્ને જણાએ એક સરખી રીતેજ સંપત્તિનો અપવ્યય કરી દારિદ્રયને આમંત્રણ કર્યું હતું.

મિસરની દક્ષિણે પચાસ કોસ દૂર નિગામ્બોના પહાડો આવેલા છે. તેની અંદર કેટલીક સોનાની ખાણો આવેલી છે. જગવિખ્યાત સહરાના રણમાંથી પસાર થવા સિવાય ત્યાં જવાનો કોઇ ઈલાજ નથી.

આવાં રણોની અંદર મુસાફરી કરવા માટે ઉંટ બહુ ઉપયોગી થઇ પડે છે; પરંતુ તેઓ બન્નેની દશા એટલી બધી હીન થઇ ગઇ હતી, કે ઉંટ ભાડે કરવાના પણ તેઓની પાસે પૈસા નહોતા. એટલે તેઓ પગેથી મુસાફરી કરીનેજ નિગામ્બો: આવ્યા હતા.

તેઓ બન્ને સુખી ઘરના હતા. તેઓના પિતા ઝવેરાતનો ધંધો કરતા હતા અને તેથી તેઓને પણ તે ધંધાની કેટલીક માહિતીઓ હતી.

તેઓનું ભાગ્ય પણ એકજ સૂત્રથી બંધાયું હોય એમ જણાતું હતું. પહેલાં તો યુસુફનો પિતા મૃત્ય પામ્યો. પિતાના મૃત્યુબાદ યુસુફના મગજમાં શયતાને પ્રવેશ કર્યો. આમોદ-પ્રમોદમાં પિતૃસંચિત સંપત્તિનો તેણે ચાર વર્ષની અંદર નિકાલ

કરી નાખ્યો અને ભિખારી થઇ ગયો.

યુસુફના પિતાના મૃત્યુબાદ લગભગ છ મહિને યાકુબનો પિતા પણ મૃત્યુ પામ્યો. વિધાતાની ગતિ અકળ હોય છે. તેણે પણ યુસુફની માફક વિલાસી બની બધી ધનસંપત્તિ છ મહિનાની અંદર ઉડાડી દીધી. આખરે બન્ને બાળસ્નેહીઓ ભિખારી દશામાં આવી પડ્યા.

આવી રીતે ચિરસહવાસી મિત્રો અર્થાભાવને લીધે અવનત સ્થિતિમાં આવી પડ્યા, પરંતુ તેઓમાંથી એક બીજા પ્રત્યેનો પ્રેમ કિંચિત્ માત્ર પણ ઓછો થયો નહિ.

લેણદારોની ઉઘરાણી, અદાલતના કજીઆ, વગેરે અનેક આપત્તિઓ બન્નેને સરખીજ હતી. તેમાંય વળી યાકુબ કરતાં યુસુફની દશા તો બહુજ ખરાબ હતી. કારણ કે, તે વિવાહિત હતો.

કેરો શહેરની અંદર એક જનકથા પ્રચલિત હતી, અને કહેવામાં આવતું હતું કે, નિગામ્બોના પહાડોની અંદર કેટલીક સોનાની ખાણો આવેલી છે અને ત્યાંથી નીકળતી નદીની રેતી સ્વર્ણરેણુથી મિશ્રિત હોય છે; પરંતુ આ પહાડોમાં સિંહ, વાઘ, વરૂ, રિંછ વગેરેની વસ્તી પુષ્કળ હોવાથી ત્યાં કોઇ જવાની હિમ્મત કરી શકતું નહિ.

યુસુફ અને યાકુબના પિતાઓ ઝવેરાતનો ધંધો કરતા હતા. તેમણે પણ પિતૃમુખે નિગામ્બોના પહાડોમાં છુપાયેલ ધનસંપત્તિની વાત સાંભળી હતી.

કેટલાક દિવસ સૂધી બન્ને મિત્રોએ વિચાર કરી આખરે

નિગાઓ જવાનું નક્કી કર્યું. રસ્તે જતાં તેઓને સંઘાથ મળી ગયો અને કેટલાક દિવસ બાદ નદી નાળાંઓ, પર્વતો વટાવી તેઓ નિગાઓના પહાડ પાસે આવી પહોંચ્યા.

ખરેખર નિગાઓનું સ્થળ ઘણું ભયાનક હતું. ચારે બાજુએ ગગનચુંબિત ગિરિશિખરો આવેલાં હતાં. વૃક્ષોની ઘાટ અને ઘીચ ઝાડી એટલી તો સખત આવેલી હતી કે, તેમાં સિંહ કે વાઘ છુપાયો હોય તો તેની ખબર પણ પડે નહિ.

ઉદ્યોગી પુરૂષના ઉદ્યોગ આગળ લક્ષ્મી ચાલીને આવે છે. તેઓ બન્ને જીવનની પરવાહ નહિ કરતાં દીર્ઘપથ અતિક્રમ કરી નિગાઓ આવ્યા હતા. સિંહ, વ્યાઘ્ર અને જબ્બર વિષધરોના આવાસ સ્થાનમાં રહી તેઓ પોતાનો ઉદ્યોગ શરૂ કરવા લાગ્યા. આ પ્રમાણે લગભગ છ મહિના સૂધી તેમણે સખ્ત મહેનત કરી. કોઈ કોઇ વખત તો તેઓ જંગલી રિંછના મૂખમાં આવી પડવા જેવી સ્થિતિમાં આવી જતા; પરંતુ તેની દરકાર નહિ કરતાં આખરે ફત્તેહ પામ્યા અને કેટલાક હિરાઓ તેમજ સ્વર્ણ મેળવવા તેઓ ભાગ્યશાળી થયા.

અવિશ્રાંત પરિશ્રમ કરી તેમણે જે ઝવેરાત મેળવ્યું હતું, તેને જો કોઈ સારા શહેરમાં જઇને વેચવામાં આવે તો પાંચ લાખ રૂપિયા આવે એવી તેઓના મનને ખાત્રી થઈ એટલે તેમણે ત્યાંથી પોતાની જન્મભૂમિ કેરોમાં આવવા વિચાર કર્યો. પરંતુ કહેવત છે કે, 'નસીબ બે ડગલાં આગળનું આગળ' એ ન્યાયે યુસુફને દુર્બુદ્ધિ સૂજી. તેણે કહ્યું:–"યાકુબ, આપણે આમ ખુલ્લી રીતે કેરોમાં જઈશું તો વિપત્તિમાં આવી પડશું. કારણ કે, મિસરના

સુલ્તાનનો આદેશ છે કે, તેમની પરવાનગી વિના આ પહાડોમ કોઈ પણ દાખલ થઈ શકતું નથી. આપણે સુલતાનનીજ જમીનમાંથી આ બધું મેળવ્યું છે એટલે સીધે રસ્તે જો આપણો સુલતાનના કોઈ કર્મચારીની નજરે ચડી જઈશું તો આપણી બધી મહેનત પાણીમાં જશે. બધું ઝવેરાત તેઓ લૂંટી લેશે અને કાયદાનો ભંગ કર્યો એમ ગણી આપણને ગરદન મારશે. માટે આપણે જૂદે રસ્તેથી ફેરો જઈએ તો ઠીક. ભાગ્યજ જ્યારે આપણને અનુકુળ છે, ત્યારે આપણે વિના વિપદે દેશની અંદર પહોંચી જઈશું."

આ યુક્તિને આધીન થઈ તેઓ મરૂક્ષેત્રમાં આડે રસ્તેથી ચાલવા લાગ્યા. આખરે તેઓની કેવી દશા થઈ તે આપણે આગલા પ્રકરણમાં જોઇ ગયા છીએ.



# પ્રકરણ ૪ થું.

"હાય! જીવનદાયિની, પ્રાણુતોષિણી સ્નિગ્ધ સલિલધારા ક્યાં મળશે? હું કેવો મૂર્ખ છું! શા માટે પ્રિયબન્ધુ યુસુફને આશા આપી પાણીની શોધમાં નીકળ્યો? મને ખાલી હાથે પાછો ફરેલો જોતાંજ નિરાશાના દારૂણુ દુઃખથી તે મરી જશે."

ઉપરોક્ત શબ્દો બોલતો બોલતો યાકુબ એક રેતીના ટેકરા પાસે આવી પહોંચ્યો. તે સ્વગત વિચારવા લાગ્યો:–"હાય! યુસુફને લીધે હું વિપદમાં આવી પડયો. હવે શું કરૂં?"

શયતાનનો વાસો ક્યાં હોય છે, તેની કોઇને ખબર પડતી નથી; પરંતુ વસ્તુતઃ તે મનુષ્યના મનની અંદરજ વસે છે, અને સુયોગ મળતાંજ તે પોતાની શક્તિનો સંચય કરી દેવતુલ્ય મનુષ્યને રાક્ષસ બનાવી મૂકે છે.

પ્રિય મિત્રના પ્રાણુના રક્ષણુ માટે પોતાના જીવનની પરવા નહિ કરી યાકુબ અહિં તહિં પાણી માટે રખડતો હતો; પરંતુ પાણી ક્યાંઇ તેની નજરે ચડયું નહિ. નિરાશાની મર્મયાતનાથી તે નિર્જન મરૂક્ષેત્રમાં વિકલ્પિત બની બોલી ઉઠયો:–"અય ખુદા! મને રસ્તો બતાવો. મારો મિત્ર જળ વિના મરે છે! માત્ર એકજ જળનું પાત્ર આપી તેને મૃત્યુમુખમાંથી ઉગારો!"

ત્યાર પછી તે સ્વગત વિચારવા લાગ્યો કે, કદાચિત્ હું પાછો ફરૂં અને યુસુફ પાસે જાઉં ત્યારે તૃષાના દુઃખથી તે મોતને શરણુ થયો હશે તો?

એટલામાં તેના પ્રાણમાંથી કોઇ પ્રત્યુત્તર આપતું હોય એમ તેને જણાયું:–"યાકુબ, મૃત્યુને કોઇ અટકાવી શકે એમ નથી. જે મરવાનો છે, તે મરશેજ. યુસુફના મૃત્યુ બાદ તેની બધી સંપત્તિ તારીજ થશે. એક ક્ષણની અંદર તું લક્ષાધિપતિ થઈ જઇશ. મૃત્યુ તો શ્વાસ-પ્રશ્વાસની રમત છે. માટે હિમ્મત રાખ."

શયતાનની શક્તિ તથા અશરીર વાણીની ઉત્તેજનાથી અધીરો બની નિષ્કલંકચિત્ત યાકુબ ભયથી કંપી ઉઠયો. ઉન્માદી મનુષ્યની માફક વિકટ દૃષ્ટિથી તે ચારે દિશાએ જોવા લાગ્યો. અસીમ, અનન્ત, વાલુકાસમુદ્ર અને રેતીના વંટોળીયા સિવાય બીજું કાંઈ તેની દૃષ્ટિએ પડયું નહિ.

ભીષણ મર્મયાતનાથી યાકુબ પીડાવા લાગ્યો.. તેણે ભય-ભીત બની પોતાની છાતી દબાવતાં કહ્યું:–" તું કોણ છે? શા માટે મારા પ્રાણમાં ઘૃણિત દુરાશાનો અગ્નિ પ્રજ્વલિત કરે છે? આવી ચિંતાનો ઉદય મારા મનમાં ક્યારેય થયો નથી. જેને હું ભાઈ કરતાં પણ વિશેષ ગણું છું, જે મારી માફક સહસ્ર વિપદોને ઠોકરે મારી મૃત્યુના મુખમાંથી કૌશલપૂર્વક છૂટી આવી સ્વપ્નાતીત ઐશ્વર્યનો અધિકારી થયો છે, તેને હું કેમ વંચિત કરૂં? શું તેના મૃત્યુ બાદ તેના ધનનો હું માલિક બનું? નહિ નહિ, તેમ થઇ શકશે નહિ. મારી પાસે જે કાંઈ બહુમૂલ્ય ઝવેરાત છે, તેને આપી દેતાં પણ જો કોઈ એક પાણીનું ટીપું આપે તો તે લઇ તેને પાઈશ. મારા ઝવેરાત કરતાં તેની જીંદગીની કિંમત વધારે છે."

યાકુબે ઉદાસ નયને પુનઃ એક વાર ચારે દિશા તરફ જોયું. તેના જોવામાં કાંઇ આવ્યું નહિ. એટલામાં વિકટહાસ્ય કરતું કોઈ તેને ઉદ્દેશીને કહેતું હોય એમ જણાયું:–"અરે મૂર્ખ! વિચાર શું કરે છે? વિધિના વિધાન મુજબ યુસુફ મરી જશે–મરી જશે શું પણ તે ખરેખર મરીજ ગયો છે. તું પાછો ફર અને જઇને જો એટલે તને જણાશે કે, તારો મિત્ર ખજૂર વૃક્ષ-તળે જીવનની છેલ્લી ઘડીઓ ભરી રહ્યો છે. ઇશ્વરના આદેશાનુસાર જે મરવાનો છે, તેને કોણ બચાવી શકે એમ છે? આ ઐશ્વર્ય તારા નસીબનું છે, યુસુફના નસીબનું નથી!"

ઉપરોક્ત શબ્દ સાંભળતાંજ યાકુબના દિલમાં સખ્ત આઘાત થયો. ઉન્માદીની માફક તે વિકટ હાસ્ય કરતાં બોલ્યો:–"તું ગમે તે હોય પણ હું તને ઓળખી ગયો છું. તું શયતાન છે. મેં સાંભળ્યું છે કે, નિર્જન અને એકાંત સ્થાનમાં શયતાનનું આધિપત્ય વિશેષ હોય છે અને કદાચિત તું કોઇ શરીરધારી હોય તો મારી નજરે સામે આવીને ઉભો રહે."

કોઇ જણાયું નહિ; પરંતુ તેની પછવાડેથી કોઈ બોલતું હોય એમ તેને જણાયું:–"અરે હયવાન! તારી સાથે વૃથા બક-વાદ કરવામાં કાંઈ લાભ નથી. એક અતિ સહજ અને સરલ સત્ય પણ તું ઓળખી શકતો નથી? આ જગતમાં બીજાનું પચાવ્યા સિવાય કોણ મોટો થયો છે? માટીનો રસ ચોરીનેજ વૃક્ષ નવપલ્લવિત થાય છે. દરિયાના પાણીનું શોષણ કરવા પછીજ સૂર્ય મેઘને મોકલે છે. તારા કેરોનો સુલતાન, જેના સામ્રાજ્યની સીમામાંથી નીલ નદી વાંકીચુંકી વળી વહ્યા કરે છે, તે સુલતાને

પણ બાહુબળથી પારકાનું રાજ્ય હરી લઈને પોતાના રાજ્યને વિસ્તૃત બનાવ્યું છે. ત્યારે તું શા માટે આટલો બધો ભય પામે છે? યુસુફ મરવાનોજ છે. કારણ કે, જે સ્થળે તું હમણા ઉભો છે તેની આસપાસ નથી કોઈ નદી કે તળાવ કે જેની અંદરથી યુસુફના જીવનની રક્ષા માટે તું એક બિન્દુ પણ પાણી મેળવી શકે. માટે શા માટે આટલો બધો વૃથા પરિશ્રમ કરે છે? પાછો ફરીને જો એટલે જણાશે કે, તારો મિત્ર પાણીને માટે વલખાં મારી રહ્યો છે. માત્ર એકજ છૂરીનો ઘા કરી તેના તૃષાતુર આત્માને હમેશને માટે શાંત કરી દે. તેમ નહિ કરે તો તેને બચાવવા જતાં તારા પણ તેવા હાલ આ મરૂભૂમિમાં થયા વિના રહેશે નહિ.”

વિકારગ્રંસ્ત રોગીની માફક નિસ્પન્દભાવે ઉભા રહી ઉપરોક્ત અશરીરિ વાણીની દીર્ઘ વકતૃતા તેણે સાંભળ્યા કરી. આખરે શયતાનનો વિજય થયો. તેના અંતઃકરણમાં જે સ્થળે બંન્ધુપ્રેમનો વાસ હતો તે સ્થળે બન્ધુદ્વેષ ઉદિત થવા લાગ્યો.

કેટલોક વખત આમ વિચારગ્રસ્ત સ્થિતિમાં રહ્યા પછી પુનઃ તેની જ્ઞાનશક્તિ પ્રબળ થઈ. તે વિચારવા લાગ્યોઃ–“હાય! હું આ શું કરૂં છું? મારા વિચારો કેટલા બધા અધમ બનતા જાય છે! સહોદર તુલ્ય પ્રિયમિત્ર મોતને કાંઠે તરફડીયાં મારે છે અને અહિં હું પાગલની માફક દુષ્ટ વાતોનો વિચાર કર્યા કરૂં છું! અય ખુદા! મને સુબુદ્ધિ આપો. માત્ર એકજ પ્યાલા જેટલું પાણી આપો કે જેથી હું મારા બંધુનો જીવ બચાવી શકું.”

યાકુબ જ્યારે યુસુફને છોડી પાણીની શોધમાં નીકળ્યો હતો,

ત્યારે રસ્તો ભૂલી ન જવાય તેટલા માટે એક રાતા રંગના કપડા-માંથી ન્હાના ન્હાના ટુકડા કાપી રસ્તે નાખતો આવ્યો હતો. તે નિશાની મુજબ થોડા વખતમાંજ તે યુસુફની પાસે આવી પહોંચ્યો.

યુસુફ હજી સૂધી ખજૂરનાં વૃક્ષ નીચે મૃત અવસ્થામાં રેતીની ઉપર ચડયો હતો. તેનામાં શક્તિ, સામર્થ્ય કિંવા સંજ્ઞા, કાંઈ પણ નહોતું. કારણ કે, ચિરપરિચિત યાકુબનો સ્વર સાંભળવા છતાં પણ તે ચક્ષુ ઉઘાડી શકયો નહિ.

હતભાગ્ય યુસુફે ઝવેરાતની થેલી હજી સૂધી પોતાની મુઠ્ઠીમાં પકડી છાતી સાથે દબાવી રાખી હતી. વચમાં વચમાં તે કષ્ટકર નિશ્વાસ–પ્રશ્વાસ નાખતો હતો અને તે પરથી જણાતું હતું કે તે હજી સૂધી જીવિત છે.

યુસુફની પાસે બેસી યાકુબે મૃદુભાવે તેના શરીરને ઢંઢોળી બોલાવ્યો. યુસુફે તેનાં ચક્ષુ ઉઘાડ્યાં અને તૃષાતુર જીહ્વા બહાર કહાડી. આ અવસ્થા જોતાંજ યાકુબે જાણ્યું કે, તૃષાનું નિવારણ કરવા તે જળ માગે છે.

યુસુફ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો:–" ભાઇ, આસપાસ ચારે દિશામાં ફરી વળ્યો પણ ક્યાંઈ પાણીનો પત્તો લાગતો નથી. હવે તમને કેવી રીતે બચાવું ?"

એટલામાં તેની દૃષ્ટિ યુસુફની છાતીપર આવેલી સ્વર્ણ-મુદ્રાની થેલીપર પડી. તે ચમકયો. પૂર્વોક્ત અશરીરિ વાણી તેને પુનઃ કહેવા લાગી:–" અરે મૂર્ખ ! આવો ઉપયુક્ત અવસર ફરી નહિ મળે. માત્ર હૃદયની દૃઢતા અને સહજ પ્રયત્ન કરતાં

તું મોટો અમીર થઈ જઈશ. યુસુફની હત્યા કરવાને ડરતો હોય તો કાંઇ નહિ પણ તેની ઝવેરાતની થેલી તો લઇ લે. જોતો નથી કે તે આખરી દમ ભરે છે." અને ખરેખર તેમજ હતું. યુસુફ થોડા વખતમાંજ મોતને શરણ થાય તેમ હતું.

શયતાનના ઉત્તેજનથી યાકુબ અસ્ફુટસ્વરે યુસુફને કહેવા લાગ્યો:-"દોસ્ત! હમણાં હું શયતાનને આધીન થઇ ગયો છું. તું તો મરવાનોજ છે. માટે તારા આ વક્ષસ્થળ પર આવેલી સ્વર્ણ થેલી મને સ્વેચ્છાથી આપ. શયતાન મને કહે છે કે, તારી આવી શોચનિય આસન્ન અવસ્થામાં તારી હત્યા કરીને હું ઘણી સહેલાઈથી તે મેળવી શકું એમ છું; પરંતુ અર્થના લોભને લીધે તારા જેવા એક પરમમિત્રનું ખૂન કરવા હું રાજી નથી."

યુસુફે યાકુબની બધી વાત સાંભળી લીધી. તેનું લોહી ઉકળી આવ્યું; પરંતુ તે કાંઈ બોલ્યો નહિ-તેનામાં બોલવાની શક્તિ પણ નહોતી. માત્ર આકાશ ઉપર દૃષ્ટિ ફેંકી તેણે પોતાની છાતી મજબૂત પકડી રાખી અને જાણે કે યાકુબને એમ કહેતો હોય કે, "સાવધાન! ઉપર ખુદા આ બધું જોઈ રહ્યો છે!"

યાકુબ સંપૂર્ણ રીતે શયતાનના કાબુમાં આવી ગયો હતો. ભવિષ્યનું એક સમુજ્જવલ દૃશ્ય તેની દૃષ્ટિ સામે ખડું થયું. તેણે કલ્પનાસૃષ્ટિમાં પોતાના ચક્ષુથી જોયું કે,-"કેરોના સુલતાનના મહેલની બાજુમાંજ તેનો પોતાનો મહેલ આવેલો છે. અસંખ્ય નોકર ચાકરોથી તેનો મહેલ ગાજી રહ્યો છે. મહેલનો દરેક ઓરડો આલોકમાળાથી ભૂષિત થઇ રહ્યો છે. મિસરનો સુલતાન તેને ત્યાં અતિથિ તરીકે આવ્યો છે અને સર્વત્ર ગાન-તાન-આનંદ

વ્યાપી રહ્યો છે.” આ સુખસ્વપ્ન જોતાંજ તેનું મન વિશેષ ચળી ગયું.

શયતાનની છલનાથી, ભવિષ્યની સુખકામનાની ઇચ્છાથી મૂઢ બનેલ યાકુબે યુસુફની છાતીપરની રત્નપૂર્ણ થેલી લેવા પ્રયત્ન કર્યો; પરંતુ તે લઈ શકયો નહિ. કારણ કે, યુસુફ તેનો મનોભાવ સમજી ગયો હતો. વજ્રમુષ્ઠિથી તેણે થેલીને પકડી રાખી હતી.

યાકુબે પુનઃ બળપ્રયોગથી તેના હાથમાંથી થેલી ખૂંચવી લેવાનો પ્રયત્ન કર્યો, એટલામાં યુસુફના શરીરમાં જાણે કે નવ-શક્તિનો સંચાર થયો હોય તેમ તેણે તેના વક્ષવસ્ત્રમાં છુપાવેલી એક છૂરી બહાર કહાડી યાકુબની નજર આગળ ધરી.

કૃષ્ણકાય ફણીધરને નજર આગળ ખડો થયેલો જોતાંજ મનુષ્ય જેમ એકાએક ચમકી ઉઠી પાછો હઠે છે, તેવીજ રીતે યાકુબ પણ યુસુફના હાથમાંની છૂરી જોતાં વિસ્મિત બની બે ચાર ડગલાં પાછળ હઠી ગયો.

યુસુફની આવી ભીષણ અવસ્થાં હોવા છતાં પણ કોઇ અજ્ઞાત શક્તિદ્વારા તે બોલી ઉઠયોઃ—“વિશ્વાસઘાતી શયતાન! સાવધાન!”

યાકુબે જોયું કે અર્ધમૃત યુસુફ તેના મનનો ભાવ જાણી ગયો છે, એટલે એક ક્ષણ માત્રની અંદર તેણે પોતાની છૂરી બહાર કહાડી અને યુસુફની છાતીમાં ઘોંચી દીધી. મૃત્યુ એકાદ ઉપસર્ગની રાહ જોયા કરતું હતું અને તેજ પ્રમાણે બન્યું. યુસુફનો દેહ મૃતવત્ નિશ્ચલ અવસ્થા ધારણ કરવા લાગ્યો. તેના વક્ષસ્થળમાંથી વહેતી લોહીની ધારાથી તૃષાતુર વાલુકાની

તૃષા શાંત થઇ.

તેનું સમસ્ત અંગ ઠંડુ થઇ ગયું. નિશ્વાસ-પ્રશ્વાસના મૃદુ આન્દોલનો પણ બંધ થઈ ગયાં. આવી રીતે શયતાન યાકુબ પોતાના મિત્રનું ખૂન કરી, તેની છાતીપરની થેલી ઉપાડી લઇ, તેના મૃતદેહને વનપશુઓને સ્વાધીન કરી ત્યાંથી પલાયન કરી ગયો.

સૂર્ય અસ્ત થવાને એક કલાકની વાર હતી. શયતાન યાકુબ દ્રુત ગતિએ ચાલવા લાગ્યો. રસ્તામાં તેની ગતિનો અવરોધ કરે એવું કોઇ નહોતું. ભાગ્યદેવી તેને પ્રસન્ન હતી. લગભગ એક કોસ ચાલવા બાદ કેટલેક દૂર એક ડુંગર આવેલો તેને દેખાયો. થોડે દૂર ચાલ્યા બાદ ડુંગરની તળેટીમાં એક ન્હાનું ગામડું આવેલું તેના જોવામાં આવ્યું. તેના ઉત્સાહનો પાર રહ્યો નહિ. લગભગ દોઢ કલાક સૂધી ચાલ્યા બાદ તે પહાડની નજીક આવી પહોંચ્યો.

સર્વત્ર સન્ધ્યાની કૃષ્ણ છાયા પહાડ અને તેની આસપાસના પ્રદેશમાં છવાઈ ગઇ. પહાડની તળેટીમાં એક ન્હાનું ગામડું આવેલું હતું. અંધારૂં થતાંજ એક ન્હાના ઘરની અંદર દીવો ચળકતો તેણે જોયો. દીવાનું લક્ષ રાખી ચાલતો ચાલતો તે ઘરની નજીકમાં આવી પહોંચ્યો.

---

## પ્રકરણ ૫ મું.

કહેવત છે કે, "જેને રાખે, તેને કોણ ચાખે?" અર્થાત્ આ કહેવત યુસુફની બાબતમાં સોળેસોળ આના ખરી ખડી.

યુસુફ મૃત્યુ પામ્યો નહિ. છૂરીના આઘાતથી તેની સુદૃઢ છાતીનો એક ભાગ ઘવાયો હતો. માત્ર ભય, ઉત્તેજના, દારૂણ તૃષાજનિત દુ:ખી અવસ્થા અને વિશ્વાસઘાતી મિત્રનો અસદ્ વ્યવહાર, એ બધાંને લઇ તે મૃતવત્ દેખાતો હતો. શયતાન યાકુબે જો થોડા વખત પછી પાછા ફરીને જોયું હોત, તો તેને જણાત કે, જેને તે મારી નાખવા માગતો હતો, તે હજી સૂધી જીવિત છે.

પરંતુ મહાપાપી, નરહત્યાકારી, વિશ્વાસઘાતી યાકુબ તો ત્યાંથી તરતજ પલાયન કરી ગયો હતો. જે વખતે તે ત્રણ કોસ દૂર આવેલા પહાડી ગામડામાં એક ખેડુતના ઘરમાં દાખલ થયો, તે વખતે અહિં યુસુફના શરીરમાં પણ ચેતનનો સંચાર થયો. હતભાગ્ય યુસુફે સંજ્ઞા પ્રાપ્ત થતાંજ જોયું કે, ચારે દિશામાં પ્રલયનો અંધકાર વ્યાપી રહ્યો છે. અનન્ત, સુદૂર પ્રસારિત, પર્વત મેખલાવેષ્ટિત મરૂક્ષેત્રમાં તે એકલોજ પડેલો છે અને તેની ચારે બાજુએ આવેલા ગાઢ અંધકારને લીધે તે પોતાની નજીકની વસ્તુ પણ જોઈ શકતો નથી

સન્ધ્યાનો શિતળ વાયુ વહેવા લાગ્યો અને તેથી મરૂક્ષેત્રની ઉત્તપ્ત રેતી ઠંડી થવા લાગી. સ્નિગ્ધ સમીર લહરીનો સ્પર્શ

થતાંજ યુસુફને પણ નવજીવન પ્રાપ્ત થવા લાગ્યું. જે તૃષા તેને મૃત્યુને ખોળે લઈ ગઈ હતી, તે તૃષા નિશાના સ્નિગ્ધ ભાવને લીધે સહજ શાંત જણાવા લાગી.

તેના શરીરમાંથી લોહી ઘણું વહી ગયું હતું એટલે તેનામાં દુર્બલતા ઘણી આવી હતી. તેણે ઉઠવાનો પ્રયત્ન કર્યો, પણ તેનાથી ઉઠી શકાયું નહિ. માથા ઉપર કોઇએ મ્હોટા વજનનો પત્થર મૂક્યો હોય, એમ તેને જણાવા લાગ્યું. આખરે મહાકષ્ટે બેઠા થઇ તેણે પોતાના શરીરપરના કપડાંમાંથી થોડું કપડું ફાડી વહેતા જખમ ઉપર બાંધ્યું અને તેથી રક્તસ્રાવ કાંઇક ઓછો થયો.

પુનઃ તે રેતીની અંદર સૂઈ ગયો. તેણે પોતાનાં બન્ને ચક્ષુ ઉઘાડ્યાં અને ચન્દ્રતારકાભૂષિત સુનીલાકાશમાં એકાગ્ર દૃષ્ટિથી જોવા લાગ્યો. અનેક તારાઓ આકાશની અંદર ન્હાના ન્હાના હીરાના કટકાઓ માફક ચળકી રહ્યા હતા; પરંતુ તેનાથી કાંઈ અંધકારનો ભીષણ ભાવ દૂર થતો નહોતો. તેણે તેના બન્ને હાથોથી છાતીને પકડી રાખી. નિરાશા, ઘૃણા, અને ક્રોધથી તેના શાંત મુખમંડળ ઉપર વિકટભાવ જણાવા લાગ્યો. તેણે દાંત વચ્ચે પોતાનો નીચલો હોઠ દબાવ્યો અને બોલ્યો:—“અય દુનિયાના દિલફરેબ લોકો! શું તમે પૈસાનેજ તમારો ઇષ્ટદેવ સમજો છો? માયા, મમતા, સ્નેહ, કૃતજ્ઞતા, ધર્મજ્ઞાન, એ બધું શું પૈસાને લીધે ચાલી જાય છે? પૈસાને લીધેજ શું મનુષ્ય શયતાનનું દાસત્વ સ્વીકારે છે? તેમ હોય તો મને આજે સંપૂર્ણ જ્ઞાન થયું કે મનુષ્ય અર્થનો દાસ છે, તેને લીધે ગમે તેવાં કુકર્મ કરવાને તે તૈયાર થઈ જાય છે. અર્થ સંગ્રહ કરવા માટે યાકુબ

કરતાં મેં વિશેષ મહેનત કરી હતી. તેને ઘેરે બેસાડી હું જ ભીષણ જંગલમાં ખાણુની અંદર દાખલ થઈ, અનેક વિપદો માથે વ્હોરી લઇ સ્વર્ણ અને રત્નોનો સંગ્રહ કરી લાવ્યો હતો, છતાં મેં તેને બરાબર અર્ધોઅર્ધ ભાગ આપવામાં કાંઈ પણ આનાકાની કરી નહિ. તેની ભીષણ રોગગ્રસ્ત અવસ્થામાં રાત દિવસ ઉજાગરા કરી મેંજ તેને બચાવ્યો હતો. એક વખત વાઘના મુખમાંથી પણ મેંજ તેની રક્ષા કરી હતી. હાય! આટલી બધી કૃતજ્ઞતા બતાવવા છતાં કૃતઘ્ની બની તે મારોજ જીવ લેવાને તૈયાર થયો! સામાન્ય અર્થલાભને માટે પોતાના બંધુ જેવા ગણાતા મિત્રની હત્યા કરવા તૈયાર થયો! પરંતુ ખુદા કરે ને જો આ મરૂક્ષેત્રમાંથી હું જીવતો બહાર નીકળું તો આનો બદલો લીધા વિના રહીશ નહિ. તેના શોણિતથીજ મારા દેહને સ્નાન કરાવી શાંતિ મેળવીશ.” એટલું કહી તેણે પુનઃ પોતાનાં નેત્રો બંધ કરી દીધાં. સ્નિગ્ધ સમીર લહરીઓ તેના જ્વાલાસંતપ્ત દેહને શાંત કરવા લાગી. તેને સહજ ઉંઘ આવી ગઈ.

પરંતુ નિદ્રામાં પણ તેને સુખ નહોતું. નિદ્રામાં તેને એક સ્વપ્ન આવ્યું અને તેથી તેનું દુઃખ ઘટવાને બદલે વધવા લાગ્યું. સ્વપ્નમાં તેને દેખાયું કે,—“ યાકુબ તેને લૂંટી લઈ સુખરૂપ કેરોમાં પહોંચી ગયો છે અને બધું ઝવેરાત વેચી માલદાર બની ગયો છે. કેરોના સુલતાનના દરબારમાં તેનું બહુજ માન વધ્યું છે. બંગલો, વાડી, દાસ, દાસીઓ વગેરે દુનિયાઈ અનેક સુખોપભોગી વસ્તુઓનો તેને અભાવ નથી. પછી તે પોતાના ઘર તરફ વળ્યો અને જોયું તો જણાયું કે, પોતાના ઘરને બદલે ત્યાં એક આલી-

શાન મહેલ આવી રહ્યો છે અને મહેલના ફાટકના દરવાજા ઉપર 'હુસ્ના–મંઝિલ' લખેલું છે!"

આ ઉજ્વળ સ્વર્ણાક્ષરો વાંચતાંજ તેની આંખોમાં અંધારા આવવા લાગ્યાં. તે તેજ જગ્યાએ નીચે બેસી ગયો એટલામાં યાકુબના પહેરેગીરો ત્યાં આવ્યા અને તેને પાગલ માની કોટવાલ પાસે લઈ ગયા. કોટવાલે નિષ્ઠુરપણે ચાબુકથી તેને ફટકાવ્યો અને ગામ બહાર હાંકી કહાડયો!

યુસુફ ભયભીત બની બૂમ પાડી ઉઠયો:–"હાય! હુસ્ના! ચિરજીવસંગિની દિલારા! તું પણ શયતાનની સાથીદાર થઈ! હુસ્ના–હુસ્ના! તને સુખી કરવા માટે તો મેં આટલો બધો જોખમ ખેડયો, પ્રાણની પણ પરવાહ કરી નહિ, ત્યારે બદલામાં મારા ઘાતિનેજ તેં તારો દેહ સમર્પણ કર્યો? દગાબાજ મક્કાર ઔરત! આનું ફળ તને ખુદા આપ્યા સિવાય રહેશે નહિ."

સ્વપ્નજનિત મૂર્ચ્છાને લીધે તેની શક્તિનો લોપ થઇ ગયો. આવી રીતે અચેતન અવસ્થામાં તે પડયો હતો એટલામાં દૈવ તેની વ્હારે ધાયું. ચાર પાંચ બાંદીઓને લઇ એક સ્વર્ગસુંદરી–દયાની દેવી ત્યાં ઉપસ્થિત થઈ. મશાલના અજવાળામાં તે સુંદરીએ જોયું કે, યુસુફની મૂર્ચ્છા જલ્દી વળે એમ નથી.

તેણે તેના એક મશાલ પકડેલા ખોજાને સંબોધન કરતાં દૃઢસ્વરે હુકમ કર્યો:–"હુસેન, આ શખ્સને મારા તંબુમાં લઇ જા. આ મુસાફર કોણ છે, અને હુસ્ના કોણ છે, એ હું જાણવા માગું છું."

હુકમ થતાંજ હુસેન યુસુફના મૂર્ચ્છિત દેહને પોતાની કાંધપર મારી શિબિરાભિમુખે ચાલવા લાગ્યો.





# પ્રકરણ ૬ ઠું.

આ પંચભૂતમય જીવન એક અદૃશ્ય શક્તિદ્વારા ચાલ્યા કરે છે. તે અદૃશ્ય શક્તિ બીજી કોઇ નહિ પણ અદૃષ્ટ છે. મનુષ્યોની અંદર જેઓ મહાન્ તરીકે જન્મ્યા છે, તેઓના જીવનની સમસ્ત ઘટનાઓનો અદૃષ્ટની સાથે ઘાડો સંબંધ હોય છે. તો પછી યુસુફ વિષે તેવું કાંઇ બને તો તેમાં કંઈ નવાઈ પામવા જેવું નથી.

યુસુફ મૃત્યુને આધીન થઈ ગયો હતો. એક વિશ્વાસઘાતી મિત્ર તેનું સર્વસ્વ હરણ કરી, તેને મૃત્યુના મુખમાં મૂકી ન્હાસી ગયો હતો; પરંતુ વિધિના લેખને કોઇ મિથ્યા કરી શકતું નથી.

નિબિડ અંધકારમાં સહાયતાહીન યુસુફના શરીરમાં નવચેતન પ્રાપ્ત થયું અને એક મહાશક્તિશાલિની રમણીના હાથમાં તેનો દેહ જઇ ચડયો.

મૂર્છિત યુસુફને જયારે ચેતન આવ્યું અને સંજ્ઞા પ્રાપ્ત થઈ ત્યારે તેને જણાયું કે, મરૂભૂમિમાં તે જે સ્થળે મૂર્છિતાવસ્થામાં પડયો હતો, ત્યાંથી કોઇ જૂદેજ સ્થળે છે. ઉષ્ણ વાલુકાના બદલે સુખમય સુંદર પલંગની અંદર પોતે સૂતેલો છે અને એક અર્ધ બુરખો નાખેલી સુંદર રમણી તેની નજીક બેઠેલી છે.

જો કે તે સુંદરીએ પોતાના મુખપર સહજ જ બુરખો નાખ્યો હતો, તો પણ તે દેવાંગના જેવી જણાતી હતી. આવા વિશાળ મરૂ પ્રદેશમાં, જનમાનવશૂન્ય સ્થાનમાં આ રમણી કોણ હોવી

જોઈએ ? ચારે દિશાએ વાલુકામય ઉન્મુક્ત મરૂક્ષેત્ર આવી રહેલું છે, તેવા સ્થળમાં આ તંબુ કયાંથી આવ્યો ? એવા અનેક તર્ક-વિતર્કો તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા.

તે રમણીએ મણીમુક્તાયુક્ત સુવર્ણાલંકારો પહેર્યા હતા. વળી તેનો પોષાક પણ ઉચ્ચ દરજ્જાની સ્ત્રી જેવો હતો. એટલે જેમ જેમ તે તેના વિષે વધારે વિચાર કરતો ગયો તેમ તેમ આ બધું જાણવાની તેની જીજ્ઞાસા વૃદ્ધિ પામવા લાગી.

યુસુફે કૌતૂહલ દૃષ્ટિએ આશ્ચર્યચકિત બની તે તંબુની અંદર ચારે દિશાએ દૃષ્ટિ ફેરવી. પછી સ્વગત વિચારવા લાગ્યો:– "જીન અને પરીની અનેક વાતો સાંભળવામાં આવે છે. મરૂ-ક્ષેત્ર જેવા નિર્જન પ્રદેશમાં અને કબ્રસ્તાન જેવી શાંત ગંભીર ભૂમિમાં તેઓનું આધિપત્ય વિશેષ હોય છે. મારા સ્થાન પરિવર્ત્ત-નના સંબંધમાં આવો જ કાંઇક બનાવ બનવા પામ્યો હોય એમ જણાય છે. આ સુંદરી કોઇ પરી જ હોવી જોઇએ અને મારા દુ:ખથી દયાર્દ્ર બની તેણે મારા જીવનની રક્ષા કરી હોવી જોઇએ."

યુસુફની આશ્ચર્યચકિત મુખમુદ્રા જોઇ તે સુંદરી વિણાના જેવા મધુર સ્વરે બોલી:–" મુસાફર, શું વિચાર કરો છો ?"

યુસુફે તેના કંઠસ્વરમાં અપૂર્વ કોમલતા જોઈ વિચાર્યું કે, આ રમણી મનુષ્યની માફક જ બોલે છે. પરી નથી.

યુસુફ ધીમેથી બોલ્યો:–"બાનુ, મને અનેક વિચારો ઉત્પન્ન થાય એવી મારી હાલની સ્થિતિ છે. હું મૃત્યુને કિનારે પડયો હતો, ત્યાંથી આવી રીતે મને કોણે બચાવ્યો ?"

રમણીએ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું:–"દયાળુ ખુદાએ ! આ

દુનિયામાં સ્થાવર જંગમથી માંડીને ઠેઠ કીટ–પતંગ સૂધીની જે ખબર રાખે છે, તેણેજ તમને બચાવ્યા છે.”

“ તમે સત્ય કહો છો; પરંતુ તેનું કારણ તમે છો. મનુષ્યાવતારમાં તમે પરી જણાવ છો !”

“ વાહ ! ઘણી તાઅજ્જુબની વાત ! શું તમે મને પરી માનો છો ?”

“ હા. તાઅજ્જુબની વાત નથી ! આ મરૂક્ષેત્રમાં જનપ્રાણી કોઈ જોવામાં આવતું નથી. ચારે દિશાએ રેતીના વંટોળીયા ઉડયા કરે છે. એવા સ્થળની અંદર માત્ર હું અને મારો એક દગાબાજ મિત્ર એમ બે જણજ હતા. તેની છૂરીના આઘાતથી હું મૃત્યુના દ્વાર સૂધી પહોંચી ગયો હતો. સુન્દરી ! તેવી આસન્ન મૃત્યુમુખ સ્થિતિમાંથી તમે મને બચાવી કૃતજ્ઞતાના પાશથી બાંધી લીધો છે !”

“ સાહેબ, હમણાં તમે શાંત થઈ નિદ્રા લ્યો. વધારે બોલવાની મારા હકીમે ના કહી છે.”

યુસુફ બોલ્યો:–“ જીવનરક્ષયિત્રી દેવી ! તમારી આજ્ઞા શિરસાવંદ્ય માનીશ.” એટલું કહી યુસુફ ચુપ થઈ ગયો અને બિછાનાની અંદર પડી રહ્યો.

તે રમણીએ પોતાની પાસેની એક ન્હાની પેટી ઉઘાડી અને તેમાંથી એક દવાનું પડીકું કહાડયું. દવાને પાણીની અંદર એક રૌપ્યપાત્રમાં મિશ્ર કરી યુસુફના મ્હોડા આગળ ધરતાં મધુરકંઠે તે બોલી:–“ મુસાફર ! હકીમ સાહેબના આદેશાનુસાર આટલી દવા પી જાઓ. તેથી તમોને સુનિદ્રા આવશે અને બળ પ્રાપ્ત

થશે. આવતી કાલે પ્રભાતમાંજ તમોને નવજીવન પ્રાપ્ત થયેલું જણાશે. પછી જે કાંઇ વાતચિત કરવી હશે, તે કરશું."

સુબોધ શાન્ત બાલકની માફક યુસુફ વિના હરકતે તે રૌપ્ય-પાત્ર માંહેલી દવા એક ઘુંટડાની અંદર પી જઇ બોલ્યો:-"સાહેબા! માત્ર એકજ વાત પૂછવી છે. તે સિવાય મને સુખથી નિદ્રા આવી શકશે નહિ. કહો-કહો, તમે દેવીરૂપમાં કોણ છો?"

રમણીએ સહજ તિરસ્કારપૂર્ણ સ્વરે ઉત્તર આપ્યો:-"યુવક! મારી અને હકીમની આજ્ઞાનો તમે ભંગ કરો છો. હું કોઈ પણ રીતે તમારા પ્રશ્નનો ઉત્તર આજે આપી શકીશ નહિ. આવતી કાલે પ્રભાતમાં તમારે જે કાંઈ પૂછવું હોય તે પૂછજો."

એટલું કહી તે રમણી ઉભી થઇ અને બોલી:-"મુસાફર, સલામ આલેકુમ. તમારી સેવામાં સમસ્ત રાત્રિ જાગવાથી મારૂં શરીર બહુ શ્રમિત થઈ ગયેલું છે. રજની પૂર્ણ થવા આવી છે એટલે હમણા તમારી પાસેથી વિદાય લઉં છું. દયાળુ ખુદા તમારૂં રક્ષણ કરો. આવતી કાલે પ્રભાતમાં હું તમોને મળીશ."

યુસુફે કાંઈક બોલવાનો વિચાર કર્યો, પરંતુ તેને તેટલો વખત મળ્યો નહિ. રમણી ત્વરિત ગતિએ શિબિરમાંથી બહાર ચાલી ગઈ.

પુનઃ તે એકલો પડયો. ચારે બાજુએ ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. અધૂરામાં પૂરૂં તે શિબિરની અંદર જે એક બત્તી બળતી હતી, તે પણ તે સુંદરી બૂઝાવી ગઇ હતી!

મરૂક્ષેત્રમાં આવેલા અંધકારમય તંબુમાં બિછાનાની અંદર

પડેલો યુસુફ વિચાર કર્યા કરતો હતો. અપરિચિત રમણી સિવાય બીજું કોઈ તેના જોવામાં આવ્યું નહોતું. તેણે વિચાર્યું કે,–"ઈશ્વરની તેના પર સંપૂર્ણ મહેરબાની છે. તેમ ન હોય તો વિપત્તિના સમયમાં, જીવન મરણના આ સંયોગ સ્થળે આ પરીનો આવિર્ભાવ ક્યાંથી હોય? આ પરી કોઇ સંભ્રાન્ત કુલ-મહિલા જણાય છે. કોઈ સૌદાગર અહિં રણમાંથી જતો હશે, કારણ કે તેની સાથે મોટો કાફલો હોય એમ જણાય છે. આ સૌદાગર જો યુવક હોય, તો આ સુંદરી તેની પત્ની હોવી જોઇએ અને કદાચિત્ જો તે પ્રૌઢ અથવા વૃદ્ધ હોય તો તેની પુત્રી હોવી જોઇએ.

"આ અપરિચિતા સુંદરી અતિ લજ્જાશિલા જણાય છે. તેનો કંઠ સુકોમળ છે અને વાતચિત કરવાની ઢબ–છબ સ્નેહપૂર્ણ છે. તેનું ભાષાજ્ઞાન અને ઉચ્ચાર ઉચ્ચશ્રેણીની કુલ–લલના જેવાં જણાય છે. તે જેટલી બાહ્ય સૌન્દર્યવાન છે, તેટલુંજ તેનું અંતઃકરણ પણ દયાળુ–કરૂણાપૂર્ણ જણાય છે. તેમ ન હોય તો આખી રાત જાગરણ કરી મારા જેવા દુર્ભાગીની સેવા શુશ્રુષા તે શા માટે કરે? એક અપરિચિત મુસાફરની જીંદગીની રક્ષા માટે તે આટલો બધો શ્રમ શા માટે લે? કાંઇ હરકત નહિ. રજની ખલાસ થવા આવી છે. એક પ્રહર પછી ઉષાની સ્નિગ્ધ જ્યોતિથી મરૂક્ષેત્ર સુવર્ણમય બની પ્રકાશિત થઇ જશે. રમણીએ તે વખતે આવવાનું વચન આપ્યું છે એટલે પ્રભાતમાંજ આ રહસ્યનો ઉદ્ભેદ થઈ જશે."

આવી રીતે માનસિક ચિન્તાઓથી ગ્રસ્ત થયેલો યુસુફ શાન્તિમય નિદ્રા લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેના બધા પ્રયત્નો

નિષ્ફળ ગયા. એટલુંજ નહિ પણ મહાપ્રયત્ને જ્યારે તેને સહજ નિદ્રા આવી ત્યારે અપૂર્વ લીલામયી સ્વપ્નદેવીએ તેના પર હુમલો કર્યો.

યુસુફે સ્વપ્નમાં જોયું કે, તે અપરિચિતા રમણી પુનઃ તેની પાસે આવીને બેઠી છે. તેણે મ્હોડાપરથી બુરખો કહાડી નાખ્યો છે. તેની રૂપપ્રભાથી આખો ઓરડો પ્રકાશિત થઇ રહ્યો છે. તે વખતે રમણી કહેવા લાગીઃ–"હે, અપરિચિત મુસાફર! માયાથીજ પ્રેમની ઉત્પત્તિ થાય છે. પ્રયત્ન અને સહાનુભૂતિદ્વારા પ્રેમનો ઉદય થાય છે. મેં જે આટલી બધી તકલીફ તમારા માટે ઉઠાવી તેનું કારણ શું હજી સૂધી તમે સમજી શકતા નથી? હે પ્રિયતમ! તમારા વિરહમાં હું બળીને ખાક થઇ જાઉં છું–સમ્રાજ્ઞી હોવા છતાં બાંદીની અધમ દશામાં આવી પડી છું. હે અજ્ઞાન કુલશીલ! તમે કોણ છો, તે હું જાણુતી નથી; છતાં તમારૂં રૂપ જોઇ દીવાની બની ગઈ છું. મારા પર મહેરબાની કરી મને તમારા ચરણમાં આશ્રય આપો."

આ અપૂર્વ સ્વપ્ન જોતાંજ યુસુફની નિદ્રાનો ભંગ થયો. તેણે ચક્ષુ ઉઘાડી જોયું તો સૂર્ય કિરણથી આખો તંબુ પ્રકાશિત થઇ રહ્યો હતો અને તેની નજીકમાંજ તે અપરિચિતા રમણી બુરખો નાખીને બેઠેલી હતી. યુસુફને જાગ્રત થયેલો જોતાંજ તે રમણી બોલીઃ–"મુસાફર! તબિયત કેમ છે?"

ઔષધના પ્રતાપે યુસુફને સંપૂર્ણ રીતે આરામ થઈ ગયો હતો. તે બિછાનામાંથી બેઠો થયો અને બોલ્યોઃ–"દેવી! ઈશ્વરની કૃપા અને તમારી પરિચર્યાથી મારી પ્રકૃતિ ઠીક થઇ ગઈ છે.

મને નવચેતન પ્રાપ્ત થયું હોય એમ જણાય છે; પરંતુ શું તમે ગત રાત્રિએ નિદ્રા બિલકુલ લીધીજ નથી?"

રમણીઃ–"એવો પ્રશ્ન શા માટે પૂછો છો?"

યુસુફઃ–"મારી પાસેથી જવા બાદ હજી બે કલાક પણ પૂરા થયા નથી, એટલામાં તમે નિદ્રા ક્યાંથી લીધી હોય? તમારી મુખમુદ્રા અને આંખ ઉપરથી જણાય છે કે, તમોએ નિદ્રા લીધીજ નથી."

રમણી મૃદુ હાસ્ય કરતાં બોલી:–"દેવપ્રેરિત મહાનિદ્રાને આધીન થવા છતાં પણ જ્યારે તમે પ્રભાતમાં જાગ્રત થયા છો, ત્યારે મારા જેવી સામાન્ય સ્ત્રી નિદ્રાની સહજ ઉપેક્ષા કરી શકે એમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી!"

યુસુફ આ રહસ્યમય વાત સાંભળી મનમાં ને મનમાં તેને ધન્યવાદ આપતાં વિચારવા લાગ્યો કે, તેના આ કટાક્ષનો સરળ અર્થ એજ હોવો જોઇએ કે, "જેણે કર્ત્તવ્યનેજ જીવનનું લક્ષ્ય-બિન્દુ માન્યું હોય છે, તેનામાં કર્ત્તવ્ય પાલન માટે ગમે તેવાં કષ્ટો સહજ કરવાનું સામર્થ્ય ઇશ્વરે આપેલું હોય છે!"

થોડો વખત એકાગ્ર દૃષ્ટિએ તે સુંદરી તરફ જોયા પછી યુસુફ બોલ્યો:–"સુંદરી, તમે ગમે તો હો, પરંતુ નારિરૂપમાં મને તો દેવી જણાઓ છો. તમારૂં ઉદાર અને દયાળુ હૃદય જોઇ હું મુગ્ધ થઇ ગયો છું. તમારી કૃતજ્ઞતાના ઋણમાંથી હું આ જન્મમાં મુક્ત થઇ શકીશ કે નહિ તેની મને શંકા રહ્યા કરે છે."

યુસુફની વાત સાંભળી તે રમણીએ પોતાનો નીચલો હોઠ

બે દાંતની વચ્ચે દબાવ્યો અને પછી મૃદુ હાસ્ય કરતાં બોલી:- “સાહેબ, જ્યારે આ ઋણનો પરિશોધ કરવો હોય ત્યારે કરજો; પરંતુ હમણાં તો તમારા દુર્બળ મગજને તેવા વિચારોથી ઉત્તેજીત ન બનાવો.”

એટલામાં એક પહેરગીર આવ્યો અને તે રમણીને કુર્નિસ બજાવી કહેવા લાગ્યો:-“ બાનુ, જનાબે આલી આપને મળવા બોલાવે છે.”

યુસુફે વિસ્મય પામી રમણીને પૂછ્યું:-“ દેવી! આ જનાબે આલી કોણ છે?”

રમણી સહજ ગંભીરભાવ ધારણ કરી બોલી:-“ મારા પિતાજી! તેઓ આ મરૂક્ષેત્રના બાદશાહ છે. થોડા વખતમાંજ તમારી અને તેમની મુલાકાત થશે.”

એટલું કહી રમણી ત્વરિત ગતિએ ત્યાંથી ચાલી ગઈ. યુસુફ બિછાનામાં બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો:-‘ આહા! આ અદ્ભુત રહસ્યનો હવે સ્ફોટ થયો. શું હું દસ્યુપતિ વિકારૂદોલાનો આશ્રિત છું?” પરંતુ તે વધારે વખત વિચાર કરી શકયો નહિ. એક અરબ પહેરેગીર તેની સામે આવીને સલામ કરી ઉભો રહ્યો.

યુસુફે વિસ્મિત બની પૂછ્યું:-“ કેમ, શી ખબર છે?”

પહેરેગીર બોલ્યો:-“ હુજૂર! મરૂભૂમિના બાદશાહ આપને મળવા બોલાવે છે અને આપને સલામ કહેવરાવ્યા છે.”

યુસુફ બિછાનામાંથી બહાર આવ્યો અને પહેરેગીરની પછવાડે ચાલવા લાગ્યો.

——(૦)——

## પ્રકરણ ૭ મું.

યુસુફના તંબુની બાજુમાંજ એક મોટો વિશાળ તંબુ ઠોકવામાં આવ્યો હતો. યુસુફ તેની અંદર દાખલ થયો. એક ગૌરકાન્તિ, પ્રૌઢવયસ્ક બલવાન્ પુરૂષ વ્યાઘ્રચર્મમન્ડિત કાષ્ટાસન પર બેઠેલો હતો. તેનું મુખ અસ્વાભાવિક ગાંભીર્યપૂર્ણ જણાતું હતું.

યુસુફ તે ગંભીર મુખમંડળ તરફ જોઈ જરા ભય પામ્યો. તેની મર્મસ્પર્શી કઠોર દૃષ્ટિની શક્તિને આધીન થઈ તેનાં નેત્રો નીચાં નમી ગયાં. ખરેખર મરૂપતિની દૃષ્ટિ ઘણી અન્તર્ભેદી હતી.

વિનિતભાવે સિંહાસન પાસે આવી યુસુફે મરૂપતિને સલામ કરી. યુસુફનો આવો વિનયનમ્રભાવ જોઇ તે પ્રૌઢ વ્યક્તિએ પ્રસન્નવદને કહ્યું:–"મુસાફર, અહિં બેસો."

તેમની નજીકમાંજ એક મૃગચર્માવ્રત ક્ષુદ્ર કાષ્ટાસન આવેલું હતું. યુસુફ તેના ઉપર સંકુચિત ચિત્તે બેઠો. પ્રૌઢ વ્યક્તિએ પૂછયું:–"મુસાફર, તમારૂં નામ શું?"

યુસુફે વિનયનમ્ર વચને જવાબ આપ્યો:–"હુજૂર, મારૂં નામ યુસુફ છે."

"વારૂ, પણ તમે આ મરૂક્ષેત્રમાં કેવી રીતે આવી ચડ્યા? મારી કન્યા અને તેના અનુચરોએ તમોને મોતને કીનારે જોયા એટલે દયા આવવાથી તેઓ તમને અહિં લઈ આવ્યા. ત્યાર

પછી મારી કન્યા રોશનઆરાએ આખી રાત જાગરણ કરી, તમારી શુશ્રુષા કરી તમારા જીવનની રક્ષા કરી. હું અજાયબ થાઉં છું કે, જે સ્થળે સંખ્યાબંધ લોકો આવવાને પણ ભય પામે છે, તે સ્થળે આવવાનું સાહસ તમોએ કેમ કર્યું !"

પ્રત્યુત્તરમાં યુસુફે ધીરે ધીરે પોતાની બધી જીવનકાહિની મરૂપતિને કહી સંભળાવી. યુસુફની વાત સાંભળ્યા પછી તે પ્રૌઢ વ્યક્તિનું મુખમંડળ ગુસ્સાથી લાલચોળ થઇ ગયું.

તેમણે કહ્યું:-"યુસુફ, મારા જેવો પરાક્રમશાળી અને ભયંકર મનુષ્ય ઇશ્વરે આ દુનિયામાં બીજો કોઇ સરજ્યો નથી. મારી પાસે પાંચસો આરબ લશ્કરીઓ છે. તેઓ એવા તો બહાદૂર છે કે, મિસરમાં તેનો કોઇ મુકાબલો કરી શકતું નથી. મારૂં નામ વિકારૂદ્દૌલા છે. કેરોના સુલતાનથી ઉતરતો દરજ્જો મારોજ છે. તે મારો પરમમિત્ર છે. તેના અનેક સંકટોમાં મારી સેવાએ તેને બહુ મદદ કરી છે. અને તેથી સુલતાને વિના સંકોચે આ સીમાહીન સહરાનો અધિકાર મને સોંપ્યો છે. અર્થાત્ તે જેમ મિસરનો સુલતાન છે, તેમ સહરાનો સુલતાન હું છું. મારા અધિકારમાં આવી, શયતાન યાકુબ જ્યારે એક શયતાની કૃત્ય કરી ગયો છે, ત્યારે તો હું તેની પૂરેપૂરી ખબર લઈશ. જો તમારી ઈચ્છા હોય તો મને કહો. હું હમણાં ને હમણાં તેની તપાસ માટે મારા અનુચરો મોકલાવી આપું."

યુસુફ બે હાથ જોડી બોલ્યો:-"મહેરબાન! આપે વિપત્તિના સમયમાં મને આશ્રય આપ્યો છે અને આપનાં પુત્રીએ મારી શુશ્રુષા કરી મારા જીવનની રક્ષા કરી છે, એ માટે હું

આપનો બહુ આભારી છું. જે વ્યક્તિ શયતાન, વિશ્વાસઘાતક અર્થાત્ કૃતઘ્ન હોય છે, તેનું ઈશ્વર ક્યારેય ભલું કરતો નથી. યાકુબ જો કે મારૂં સર્વસ્વ હરણ કરી પલાયન કરી ગયો છે અને મને મારી નાખવા માગતો હતો તો પણ ખુદાએ તો મારી રક્ષા કરેલી છે. એક વખત દારૂણ મર્મજ્વાળાને લીધે તેના ઉપર વૈર લેવાની મારી ઈચ્છા હતી; પરંતુ હવે મેં તે વિચાર પડતો મૂક્યો છે. સર્વ શક્તિમાન ખુદા તેને તેનાં કર્મનો બદલો આપ્યા વિના રહેશે નહિ."

મરૂપતિએ કહ્યું:-" તમારો ઉચ્ચભાવ અને ઉદાર હૃદય જોઇ મને બહુ આનંદ થાય છે. આજ મધ્યાહ્ને આ મરૂક્ષેત્રનો ત્યાગ કરી હું મારા મહેલમાં જઈશ. તમારે પણ કેટલાક દિવસ સૂધી અમારા અતિથિ થવું પડશે. પહેલી મુલાકાતમાંજ જ્યારે તમારો અને અમારો આટલો બધો સ્નેહસંબંધ બંધાયો છે, ત્યારે અમારાં આતિથ્યનો તમોને સ્વિકાર કરવોજ પડશે." એટલું કહી મરૂપતિએ યુસુફને ત્યાંથી જવાની રજા આપી.

યુસુફ સન્માનપૂર્વક એક સલામ ભરી ત્યાંથી ચાલ્યો ગયો.

મરૂપતિની આજ્ઞા મુજબ તે દિવસેજ ત્યાંથી છાવણી ઉઠાવવામાં આવી. મરૂપતિ, રૌશનઆરા, યુસુફ વગેરે ઉંટપર સ્વારી કરતાં સાંજે નીલ નદીના કીનારાપર આવેલા એક સુંદર સ્થાનપર આવી પહોંચ્યા. આ સુંદર સુનીલ સલિલપૂર્ણ નીલ તરંગોથી ઉછળતી નદીના કીનારાપર મરૂપતિ વિકારૂદ્દૌલાનો મહેલ આવેલો હતો.

મહેલ બે મજલી હતો. તેની આસપાસ એક સુંદર બગીચો

આવેલો હતો. બહારથી જોતાં મહેલનો એટલો બધો ભપકો જણાતો નહોતો; પરંતુ અંદર જઇને જોતાં તે મિસરના સુલતાનના મહેલને પણ લજાવે તેવો ઉત્તમ પ્રકારના શૃંગારોથી વિભૂષિત કરેલો હતો.

યુસુફને તે મહેલના બીજા માળપર એક સુસજ્જિત ઓરડો આપવામાં આવ્યો. તે ઓરડાની બારીઓમાંથી નીલ નદીના તરંગોનો મૃદુ કલનાદ તથા ઠંડો પવન આવી આત્માને શાંત કરતો હતો.

બે ત્રણ દિવસ જવા બાદ યુસુફે જાણ્યું કે, મરૂપતિ તેને પોતાના પુત્રના જેટલા સ્નેહથી ચાહે છે. યુસુફના દિલમાં જે સંકોચભાવ હતો તે દૂર થઈ ગયો. મરૂપતિ અને તેની કન્યા રોશનઆરાના આતિથ્યનો ઉપભોગ કરતો તે શાંતચિત્તે પોતાના દિવસો આનંદમાં પસાર કરવા લાગ્યો.

——:o:——

## પ્રકરણ ૮ મું.

પ્રિય પાઠક! ચાલો હવે આપણે યુસુફને સહરાની સુંદરીના સહવાસમાં સુખરૂપ દિવસો ગુજારતો મૂકી યાકુબની તરફ નજર દોડાવીએ.

યાકુબ એક માછીમારના ઘરમાં આવી પહોંચ્યો હતો. તે ઘરમાં દાખલ થતાંજ એક મહોર ખીસામાંથી બહાર કહાડી તેણે માછીમાર આગળ ધરી અને આજની રાત વિસામો લેવાનું જણાવ્યું. દરિદ્ર માછીમારના હાથમાં મહોર પડતાંજ તેણે જાણ્યું કે પોતાનો અતિથિ કોઇ સાધારણ વ્યક્તિ નથી, પણ શ્રીમંત માણસ જણાય છે.

અન્તરાત્માને ભોજનથી પરિતૃપ્ત કરવા બાદ માછીમારે તેને સુવાને માટે એક ઓરડો ઉઘાડી આપ્યો. ઓરડાની ભીંતો માટીની હતી. તેમાં કોઈ કોઈ સ્થળે જાળાં બાઝેલાં હતાં. ભીંતો પરની માટી કોઈ કોઇ સ્થળેથી ખરી ગઇ હતી અને ઘર જીર્ણાવસ્થામાં આવી પડયું હતું. માછીમારને બે પુત્ર અને એક કન્યા હતી. મત્સ્યના વ્યવસાય ઉપરજ તેની આજીવિકા ચાલતી હતી. નીલ નદી અને તેની શાખા–પ્રશાખામાંથી માછલીઓ પકડી લાવી તે વેચી તેના ઉપર તે ગુજરાન ચલાવતો હતો.

યુસુફને તેનો સુવાનો ઓરડો બતાવતાં માછીમાર બોલ્યો:–
" સાહેબ! અમે તો ગરીબ માણસ છીએ. આપના આહારાદિ માટે સારો બંદોબસ્ત કરી શકયો નથી, માટે માફ કરશો. આપને

વિશ્રાંતિ લેવા માટે આ ઓરડો વાળી-ચોળીને સાફ કરી રાખ્યો છે અને તેમાં ખાટલો બિછાવ્યો છે, તેના પર આપ સુખેથી આરામ લ્યો. અહિં કોઈ વાતની ચિંતા કરશો નહિ."

માછીમાર ત્યાંથી ચાલ્યો ગયો. યાકુબ ઓરડાનું બારણું બંધ કરી ખાટલામાં બેઠો; પરંતુ તેને નિદ્રા આવી નહિ.

તેને શય્યા કંટકપૂર્ણ જણાવા લાગી. શય્યાની અંદર અગ્નિની ચિણગારીઓ પાથરી હોય, એમ તેને જણાવા લાગ્યું. તે સ્વગત વિચારવા લાગ્યો:-"હાય! મેં કેવું અઘોર પાપ કર્યું છે! જેણે પોતાના પ્રાણની પણ પરવા નહિ કરી પોતાની મહેનતના ફળમાંથી મને અર્ધો ભાગ આપ્યો તેનું શા માટે મેં સર્વસ્વ અપહરણ કર્યું? થોડા વખતમાંજ તે પાણીના અભાવે મોતને શરણ થઈ જાત. તેને મેં શા માટે છૂરીથી આઘાત કર્યો? શા માટે મેં તેની નિષ્ઠુરભાવે હત્યા કરી શોણિતધારા વહેવરાવી? આ શોણિત કલંકમાંથી હું કેવી રીતે મુક્ત થઇશ?"

આ પ્રમાણે તે પોતાના મન સાથે વિચાર કર્યા કરતો હતો. તેને કાંઈ પણ રસ્તો સૂઝતો નહોતો. પુનઃ તે વિચારવા લાગ્યો:-"નહિ, પાછો ફરી તેનું બધું તેને પાછું આપી દઉં અને તેના પગમાં પડી તેની માફી માગું. શું તે મને માફી નહિ આપે? આપશોજ; પરંતુ તે મરી ગયો હશે તો? અય ખુદા! મને કોઈ રસ્તો સુઝાડો-મારાથી આ દુઃખજ્વાળા સહન થઈ શકતી નથી."

એટલામાં તેના કાન પાસે આવી કોઈ કાંઇ કહેતું હોય એમ તેને જણાયું:-"યાકુબ, મૂર્ખ યાકુબ! તારા જેવો અક્કલહીન આ દુનિયામાં મેં બીજો કોઇ જોયો નથી. યુસુફ શું હજી સૂધી

જીવે છે? નહિ. જેવી તેં તારા સ્વહસ્તે તેની હત્યા કરી તેવોજ તેનો શ્વાસહીન, સ્પન્દહીન, નિશ્ચલ દેહ શું હજી સૂધી ત્યાંજ પડી રહ્યો છે? નહિ. હિંસ્ર નિશાચરોની ક્ષુધાની તૃપ્તિનું તે સાધન થઈ ગયો છે. માટે હવે દિવાના જેવા વિચારો કરી પાછો ફરીથી મરૂક્ષેત્રમાં મરવા ક્યાં જાય છે?"

યાકુબે વિચાર્યું કે, આ છલનામય ઉત્તેજનાપૂર્ણ વાણી શયતાનનીજ હોવી જોઇએ. આ શયતાનેજ સુખનું સમુજ્વલ ચિત્ર બતાવી યુસુફની હત્યા કરવાનો તેને ઉપદેશ આપ્યો હતો.

યાકુબ ઉન્મત્ત બની તે ઓરડાની અંદર ચારે દિશાએ વિકટ દૃષ્ટિથી જોવા લાગ્યો. ઓરડો નિબિડ અંધકારપૂર્ણ હતો. તેના જોવામાં કાંઇ પણ આવ્યું નહિ. થોડા વખત પછી તે ઓરડાની અંદર અસંખ્ય પ્રેતમૂર્ત્તિઓ નાચતી તેના જોવામાં આવી. તે મૂર્ત્તિઓનું સ્વરૂપ એવું તો ભયંકર હતું કે, તેઓને જોતાંજ યાકુબનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. યાકુબની ચારે બાજુ ફરી વળી તે મૂર્ત્તિઓ ગાવા અને તાન્ડવ નૃત્ય કરવા લાગી. કોઈ કોઇ તેને કહેવા લાગી કે, "લાવ–બન્ધુની હત્યા કરી જે કાંઈ લાવ્યો છે, તે અમોને આપી દે. નહિ તો તને મારીને ખાઇ જઈશું!"

યાકુબ આ વિભિષિકામય દૃશ્ય વધારે વખતે સહન કરી શકયો નહિ. તીવ્ર વિષની જ્વાળાઓ તેના શરીરને દહન કરવા લાગી.

તેણે ઓરડાની બારી ઉઘાડી અને ત્યાં ઉભો રહ્યો. સુનીલ સીમાહીન ગગન મંડળમાં અસંખ્ય તારાઓ ચળકી રહ્યા હતા. બારીમાંથી આવતી પવનની શીતળ લહરીઓ મનને કાંઈક શાંતિ

પમાડતી હતી.

તેણે વિચાર્યું કે, કઠોર પાપજનિત અનુશોચનામય ચિન્તાથી મારૂં મુખ વિકૃત બની ગયું છે એટલે અહિં કોઇને આવું મુખ બતાવવું તે ઈષ્ટ નથી. હું જ્યારે અહિં આવ્યો ત્યારે સન્ધ્યા થઇ ગઈ હતી એટલે કોઇએ મને બરાબર જોયો નથી; પરંતુ પ્રભાતમાંજ મારૂં આવું વિદ્રુપ મ્હોં જોતાંજ લોકો જાણી જશે કે આ માણસ કોઈ ભીષણ કૃત્ય કરીને અહિં આવ્યો છે.

પાપીઓનાં મન હમેશાં ભયભીત રહ્યા કરે છે. હત્યાકારી માણસ ક્ષણે ક્ષણે ચમકી ઉઠે છે. તેનું મુખ, આંખ, ગતિ વગેરે હમણાંજ પકડાઈ જઇશ એવા ભયથી વિચિત્ર બની જાય છે. યાકુબની સ્થિતિ પણ તેવીજ થઇ. પાંદડાંઓના ખડખડાટથી પણ તે ભયભીત બની કંપવા લાગ્યો. તેણે તેની અત્યાર સૂધીની જીંદગીમાં આવું પાપ ક્યારેય કર્યું નહોતું. તેનું આ પહેલુંજ પાપકૃત્ય હતું. પ્રથમ પાપની અનુશોચના અનેક સમય સૂધી સતાવ્યા કરે છે. યાકુબ પણ તે યંત્રણાને આધીન થઈ સ્નિગ્ધ પ્રભાતમાંજ કોઇ ન જાણે તેમ તે ઓરડાનો ત્યાગ કરી બહાર નીકળ્યો.

સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. યાકુબ માછીમારના ઘરમાંથી જીવ લઇને નાઠો, અને જે બાજુ નજર લઈ જાય તે બાજુ ન્હાસવા લાગ્યો. આમ લગભગ પંદરેક મીનીટ ચાલ્યા બાદ તે એક ગામડાની નજીકમાં આવી પહોંચ્યો.

—:o:—

# પ્રકરણ ૯ મું.



પ્રકૃતિ સુન્દરીએ તેના વિશાળ દેહ ઉપરથી અન્ધકારનો કૃષ્ણરંગી પડદો ખસેડવા માંડયો હતો. ઉષાની ક્ષીણ આલોક-રેખાઓ ધીરે ધીરે સમગ્ર વિશ્વપ્રકૃતિપર પોતાના પ્રભાવનો વિસ્તાર કરતી હતી, એટલે રસ્તાની કેડી કિંવા આસપાસનું દૃશ્ય ઝાંખું ઝાંખું જણાતું હતું.

કેટલેક દૂર ચાલ્યા બાદ "કોણ જાય છે?" એવો અવાજ યાકુબે પોતાની પછવાડેથી આવતો સાંભળ્યો.

તે ચમકીને એકાએક ઉભો રહ્યો. તેનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું. એક ક્ષણમાત્રની અંદર આત્મસંવરણ કરી હિમ્મત લાવી તે બોલ્યોઃ—"હું મુસાફર છું. તમે કોણ છો? મારી સામે આવો."

એક અપરિચિત વ્યક્તિ ઉષાના મંદ પ્રકાશમાં તેની સામે આવતી તેણે જોઇ. તેનું મગજ ઉશ્કેરાઇ ગયેલું હતું એટલે સામેથી યુસુફજ આવતો હોય એમ તેને દેખાયું.

આગંતુક વ્યક્તિ નજીક આવતાંજ તે વિશેષ ભયભીત બન્યો. કારણ કે તેની બાહ્ય આકૃતિ તેના મૃતબન્ધુ યુસુફના જેવીજ હતી. તેના જેવોજ રૂષ્ટ–પુષ્ટ દેહ, સમુજ્વલ કાન્તિ અને શરીર પરનો પોષાક પણ તેના જેવોજ હતો!

તે વિચારવા લાગ્યો. શું યુસુફ ભૂત થઇને તેની પછવાડે નહિ આવ્યો હોય? ભૂતનો વિચાર આવતાંજ તેનાં રોમાંચ ખડાં

થઈ ગયાં. પ્રભાતની શીતળ લહરીઓમાં પણ તેના દેહ ઉપ-રથી પસીનાનાં બિન્દુઓ છૂટવા માંડયાં. વસ્તુતઃ આ આગન્તુક યુસુફ નહોતો; પરંતુ મરૂપતિ વિકારૂદ્દૌલાનો એક અંગરક્ષક હતો. યુસુફ અને વિકારૂદ્દૌલાની જે વખતે મુલાકાત થઈ હતી અને તે વખતે તેણે તેના વિશ્વાસઘાતી મિત્રની જે કહાણી કહી સંભળાવી હતી, તે બધી તેણે સાંભળી હતી.

યાકુબને ભયભિત થયેલો જોતાંજ તે સરદારના મનમાં શંકા ઉત્પન્ન થઈ. તેણે કઠોર સ્વરે પૂછયું:—"તું કોણ છે?"

"હું મુસાફર છું!" યાકુબે ભયચકિત બની જવાબ આપ્યો.

"ક્યાં રહે છે?"

"કેરોમાં."

"હમણા કયાંથી આવે છે?"

"આ પહાડ પાસેના ગામમાંથી."

સરદારે તરતજ તેની છાતીપરના વસ્ત્રમાં છુપાવેલી સીટી બહાર કહાડી અને વગાડી. સીટીનો અવાજ વાયુમાં મળે ન મળે એટલામાં તો બીજા બે પ્રહરીઓ ત્યાં આવીને ઉભા રહ્યા.

સરદારે તેમને હુકમ કરતાં કહ્યું:—"આ માણસને અવળે બાવડે બાંધી તેના કપડાંની ઝડતી લ્યો. તેના ભયભિત ચ્હેરા ઉપરથી મને શંકા આવે છે; માટે તેને સુલતાન પાસે ઉભો કરવો છે."

સરદારનો હુકમ મળતાંજ તેઓએ યાકુબની ઝડતી લેવાની શરૂઆત કરી. પહેલે સપાટેજ એક ઉંચા કદના પહેરેગીરે તેની

છાતીપર છુપાવેલી છૂરી બહાર કહાડી. છૂરી પર હજી સૂધી લોહીના ડાઘ જેમના તેમ હતા.

છરીની ધાર પરના રક્તના ડાઘ જોતાંજ યાકુબનું મ્હોડું પડી ગયું. સરદાર તેના પર બરાબર ધ્યાન રાખતો હતો. તે બોલ્યોઃ–"શયતાન! ગત રાત્રે તેં કોની હત્યા કરી હતી? ખરૂં બોલ. મરૂપતિ વિકારૂદ્દૌલાનો હું સેનાપતિ છું. સત્ય વાત નહિ બોલે તો તારી ગરદન ઉડાડી નાખીશ."

યાકુબ તેને વિનવતાં બોલ્યોઃ–"ખુદા જાણે છે! મેં કોઈની હત્યા કરી નથી." એટલું કહી તેણે પોતાના બન્ને હાથોમાં મ્હોડું છુપાવી દીધું.

પુનઃ તેની ઝડતી લેવાની શરૂઆત થઇ અને આ વખતે તેની કમરની આસપાસથી ઝવેરાત ભરેલી ચામડાની કોથળી બહાર કાઢવામાં આવી. કોથળીનું મ્હોડું ખોલતાંજ ઝવેરાત તથા સોનું તેમાંથી બહાર નીકળ્યું.

સરદારે કરડી નજરથી તેને પૂછ્યુંઃ–"આ ઝવેરાત ક્યાંથી લાવ્યો?"

આ પ્રશ્નનો શું જવાબ આપવો તેનો તે વિચાર કરવા લાગ્યો, પરંતુ તેનાથી જવાબ આપી શકાયો નહિ. કારણ કે, જો તે એમ કહે કે, નિગામ્બોના પહાડોમાંથી લાવ્યો છું તો તે મિસરાધિપતિનો ગુન્હેગાર થાય એમ હતું અને તેથી વખતે મોતની પણ સજા થાય એવો તેને ભય રહેતો હતો.

આખરે હિમ્મત લાવી ધીમે સ્વરે તે બોલ્યોઃ–"હું જૂદા જૂદા દેશદેશાંતરોમાં ફરી ઝવેરાતનો ધંધો કરૂં છું એટલે આ

બધો માંશ વેપારનો માલ છે."

"તું એકલો છે કે તારી સાથે બીજું પણ કોઈ છે?"

"હું અને મારો એક મિત્ર એમ અમે બન્ને જણા આ વ્યવસાય કરીએ છીએ."

"ત્યારે તારો મિત્ર ક્યાં છે?"

"રસ્તે આવતાં ગત રાત્રિએ અમોને લૂંટારાઓ મળ્યા હતા. તેઓએ અમારાપર હલ્લો કરી અમને લૂંટવા માંડ્યા. તેઓએ મારા મિત્રને મારી નાખ્યો અને તેની પાસેનો માલ તેઓ લૂંટતા હતા એવામાં હું તેમની નજર ચૂકાવી અંધારામાં ન્હાસી છૂટયો."

"નહિ. તું જુઠું બોલે છે! તેંજ તેને મારી નાખ્યો અને તેનું સર્વસ્વ અપહરણ કરી ન્હાસી જાય છે. કેમ ખરૂં કે નહિ?"

સરદારની વાત સાંભળી તેના હોશકોશ ઉડી ગયા. તેનું અંતઃકરણ ચીરાવા લાગ્યું અને બન્ધુદ્રોહના વિચારો મગજમાં આવતાંજ તેના પગ થરથર કંપવા લાગ્યા.

સરદાર તેના ચ્હેરાપર થતા ફેરફારોનું ઘણું બારીકીથી સૂક્ષ્મ અવલોકન કરતો હતો. તેણે પૂછયું:—"તારા મિત્રનું નામ શું?"

"યુસુફ."

"અને તારૂં નામ?"

"યાકુબ."

"તમો બન્ને જણા કેરોના રહેવાસી છો?"

"હા, જનાબ!"

કેટલોક વખત વિચાર કર્યા પછી સરદારે દૃઢસ્વરે કહ્યું:–"યાકુબ! તારી પાસેથી બે સંદેહજનક પ્રમાણો મળ્યાં છે. એક તો લોહીવાળી છૂરી અને બીજી બહુમૂલ્ય રત્નપૂર્ણ થેલી. બાદશાહના હુકમ વિના તને છોડી શકીશ નહિ. તને બાદશાહની પાસે લઈ જવો જોઇશે."

સરદારની વાત સાંભળી યાકુબનું મુખ શબની માફક પાંડુવર્ણી બની ગયું. ભયચકિત સ્વરે તે બોલ્યો:–"તમારો બાદશાહ કોણ છે?"

સરદાર:–"મરૂસામ્રાજ્યના એકછત્ર અધિપતિ સુલતાન વિકારૂદ્દૌલા."

યાકુબે મહાપ્રતાપશાલી મરૂપતિનું નામ પહેલાં સાંભળ્યું હતું. તેની કઠોર દન્ડાજ્ઞા કેરોના સુલતાન કરતાં પણ વિશેષ ભયંકર હતી.

યાકુબે થોડો વખત વિચાર કર્યા પછી પૂછ્યું:–"સરદાર! તમોને કેટલો પગાર મળે છે?"

આ વાત સાંભળી સરદારે સહજ હાસ્ય કર્યું. આ હાસ્ય ઘૃણાવ્યંજક હતું. તેણે તિરસ્કારયુક્ત સ્વરે કહ્યું:–"શયતાન! મને રૂશવત આપી શું મારી સ્વાધીનતા વેચાતી લેવા માગે છે?"

યાકુબ:–"જનાબ! ખરેખર એમજ છે! આ થેલી માંહેલો અર્ધો ભાગ તમોને આપીશ. તેથી તમે મોટા લખોપતિ થઈ જશો."

સરદાર:–"યાકુબ! તું ભ્રમમાં છે! તારૂં હૃદય સંકુચિત છે. તારા જેવા બધા કાંઇ નીચ હોતા નથી. વિકારૂદ્દૌલાનો એક પણ

સેવક એવો નથી કે જે લાંચ–રૂશવત લઈ ન્યાયનું ખૂન કરી ગુનેહગારને છોડી દે. એવો એક પણ આરબ સિપાહી હજી સૂધી પેદા થયો નથી કે જેણે દૌલતની લાલચમાં ફસાઇ પોતાનું ઇમાન વેચ્યું હોય! બદમાશ! હવે તો તું બેવડો ગુન્હેગાર થયો. તુંને બિલકુલ છોડીશ નહિ."

સરદારની વાત સાંભળી યાકુબે વિચાર્યું કે હવે બચવાની એક પણ બારી નથી. તે સરદારના પગમાં પડયો અને બે પગ ઝાલી અશ્રુપૂર્ણનયને બોલ્યો:–"સરદાર! મારૂં રક્ષણ કરો! ખુદા તમારૂં ભલું કરશે."

સરદારે તેની વાત સાંભળી નહિ. તેણે તેના સાથીદારોને હુકમ આપ્યો:–"હવે વખત ગુમાવવામાં ફાયદો નથી. આને મુસ્કેટાટ બાંધી આપણી સાથે લઈ લ્યો."

સરદારના આદેશ મુજબ યાકુબને બાંધી તેઓ નીલ નદીના કીનારે એક પત્થરથી બાંધેલી સડક પર ચાલવા લાગ્યા. આ સડક સુલતાન વિકારૂદ્દૌલાના મહેલ પર જતી હતી.

તેઓ થોડે દૂર ચાલ્યા એટલામાં યાકુબને મુસાફર માની જે મછીમારે ગતરાત્રે આશ્રય આપ્યો હતો તે ત્યાંથી નીલ નદીમાં માછલી મારવા જતો નીકળ્યો. તેણે યાકુબને બંદીવાન થયેલો જોતાંજ આશ્ચર્યચકિત બની પૂછ્યું:–"સાહેબ, આ શું? તમારી આવી અવસ્થા કેમ થઇ?"

યાકુબે કાંઈ પણ જવાબ આપ્યો નહિ.

મછીમાર મરૂપતિના સરદારને ઓળખતો હતો. તેણે તેને પૂછ્યું:–"જનાબ! આ શું છે?"

સરદારે પૂછ્યું:–"ઇસ્માઇલ! શું તેં કાલ રાતે આ મુસાફરને તારા ગૃહમાં આશ્રય આપ્યો હતો?"

ઈસ્માઇલે ભયભીત બની જવાબ આપ્યો:–"હા, હુજૂર! પરંતુ હું જાણતો નહોતો કે, એ સુલતાનનો અપરાધી છે."

સરદારે તેને આગળ બોલતા અટકાવી કહ્યું:–"એ બધું જાણવાની તને જરૂર નથી. જેટલું જાણવાની જરૂર છે, તેટલું મેં જાણી લીધું છે. માટે તારે અમારી સાથે આવવું પડશે."

ઈસ્માઇલ વિશેષ ભય પામી બોલ્યો:–"જનાબ! મેં શું અપરાધ કર્યો છે?"

સરદાર:–"તારો કોઇ અપરાધ નથી. પરંતુ આ વ્યક્તિ ઉપર અપરાધ સાબીત કરવા માટે તારી સાક્ષીની જરૂર છે. તું જાણે છે તો ખરો કે, આપણા સુલતાન સાક્ષી પુરાવા કિંવા પ્રત્યક્ષ પ્રમાણ વગર કોઇનો પણ ન્યાય કરતા નથી. વળી મને ખાત્રી છે કે, આ શયતાને એક માણસને મારી નાખી તેનું સર્વસ્વ હરણ કરી લીધું છે. એટલે તેને સુલતાન આગળ ઉભો કરવોજ પડશે"

ઈસ્માઇલના દિલમાં સહજ હિમ્મત આવી. તેણે કહ્યું:–"હુજૂર! ચાલો ત્યારે. એના વિષે હું જે કાંઈ જાણું છું તે બધું અક્ષરેઅક્ષર સત્ય કહીશ. ગઈ રાતે તે મારે ત્યાં એકાએક આવ્યો ત્યારેજ મારા દિલમાં સન્દેહ ઉત્પન્ન થયો હતો; પરંતુ આપ જાણો છો કે અતિ દીન, અતિ દરિદ્રી આરબ પણ અતિથિનો તિરસ્કાર ક્યારેય કરતો નથી. એટલે આવી વિપન્ન અવસ્થા જોઇ મને દયા આવી અને તેને એક રાત્રિને માટે મેં

મારા ઘરમાં આશ્રય આપ્યો; પરંતુ આ માણસ એટલો બધો નિમકહરામ છે કે મેં તેને આશ્રય આપ્યો છતાં મને જણાવ્યા વિના ચોર બદમાશની માફક પરોઢિયે ઉઠીને ન્હાસી ગયો!"

બન્દીવાન યાકુબને લઈ સરદાર બાદશાહના મહેલમાં આવી પહોંચ્યો. બીજે દિવસે બપોરે દરબાર ભરાવાનો હતો એટલે તેણે યાકુબને એક કારાગારમાં પૂરી મૂકયો. યાકુબ નિર્જન કારાગારમાં પડયો પડયો ગંભીર ચિન્તામાં નિમગ્ન બની માથે હાથ દઈ સંકટમાંથી પાર પાડવા ઈશ્વરને પ્રાર્થના કરવા લાગ્યો.



# પ્રકરણ ૧૦ મું.



નરહત્યા, બન્ધુહત્યા, પરસ્વાપહરણ, રાજસંપત્તિ અપહરણ—એ બધાં પાપોની શાન્તિને માટે—જીવને બદલે જીવ આપવો પડશે એવી યાકુબના મનને ખાત્રી થઇ ગઈ. કારાગારમાં પડયો પડયો તે સ્વગત વિચારવા લાગ્યોઃ—"હાય! શયતાનની ઉશ્કેરણીથી ફસાઈ મેં કેવું અઘોર પાતક કર્યું! જેણે એક દિવસ પોતાના જીવનના જોખમે વાઘના મ્હોડામાંથી મને બચાવ્યો હતો—તેની મેં શા માટે હત્યા કરી? જે અર્થલોભને માટે મેં તેના બહુમૂલ્ય જીવનની હત્યા કરી તે કુબેરનો ભંડાર તો એક ક્ષણ માત્રની અંદર મારા હાથમાંથી હરાઇ ગયો! હાય! આ બન્ધુહત્યાનું પ્રાયશ્ચિત હું કેવી રીતે કરૂં? આત્મહત્યા કરૂં? મારા માટે તેજ ઉત્તમ રસ્તો જણાય છે. પરંતુ આ પત્થરની દીવાલોવાળા ઓરડામાં આત્મનાશનું એક પણ સાધન દૃષ્ટિગોચર થતું નથી."

આવી રીતે હતભાગ્ય યાકુબ ભીષણ મર્મયાતનાથી પીડાતો કારાગારની અંદર અશ્રુ પાડતો બોલવા લાગ્યોઃ—"યુસુફ, પ્રિયબન્ધુ યુસુફ! મને માફ કર. તું મને માફ નહિ કરે તો કયામતને દિવસે મારી કેવી ગતિ થશે?" એટલું કહી બે હાથ જોડી ખુદાને પ્રાર્થના કરતો તે બેસી રહ્યો.

યાકુબની સ્થિતિ જ્યારે આવી હતી, ત્યારે યુસુફની સ્થિતિ કોઈ જૂદાજ પ્રકારની હતી. દેવાંગના રોશનઆરાની પરિચર્યા

ને સુદક્ષ હકીમની ચિકિત્સાથી તેની છાતીપરના ઘાને રૂઝ આવવા લાગી હતી. તે સંપૂર્ણ રીતે વિપત્તિમાંથી મુક્ત થઇ ગયો હતો.

રૈશનઆરા અને તેના વચ્ચે જે સંકોચભાવ હતો, તે જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ ઓછો થતો ગયો હતો. રૈશનઆરા બુરખો નાખ્યા વિના યુસુફની સાથે વાર્તાલાપ કરતી હતી. તેનાથી બિલકુલ સંકોચ પામતી નહોતી. આનું શું કારણ હોવું જોઇએ, તેની તો તેનેજ ખબર.

વિકારૂદ્દૌલા પણ તેને ઘણા પ્યારથી ચાહતો હતો. તેણે તેની વિશાળ નગરીમાં તેમજ અંતઃપુરમાં સર્વત્ર સંપૂર્ણ રીતે તેને ફરવાની છૂટ આપી હતી. અર્થાત્ સુબુદ્ધિમાન્ યુસુફ પોતાના સ્વભાવના ગુણથી સર્વેને પ્રિય થઈ પડયો.

મહેલના સર્વ નોકર ચાકરોને બધા હુકમો રૈશનઆરાજ આપતી હતી. તેની દેખરેખ નીચેજ વિકારૂદ્દૈલાનો બધો કારભાર ચાલતો હતો. રૈશનઆરા અશ્વારોહરણ ઉત્તમ રીતે કરી શકતી હતી. શિકારની તે બહુ શોકીન હતી. વળી તેની પાસે તેના આધિપત્ય નીચે એક ન્હાની લશ્કરી ટુકડી પણ હતી. મરૂપતિ વિકારૂદ્દૌલાએ આ પરાક્રમશાલી ટુકડીની સહાયતાથી ઘણી વખત અનેક જોખમનાં કાર્યોમાં ફત્તેહ મેળવી હતી.

યુસુફ બારી પાસે એક ખુરસીની અંદર બેસી ધુમ્રપાન કર્યા કરતો હતો. તે બારી નીચેથીજ નીલ નદી કલકલ નાદ કરતી વહ્યા કરતી હતી.

ચિન્તામગ્ન યુસુફ એક ધ્યાનથી નીલ નદીના પાણી તરફ

જોઈ રહ્યો હતો. સુનીલ આકાશની અંદર કેટલીક જાતનાં પક્ષીઓ ટોળાબંધ બની ઉડતાં હતાં. આ ગગનવિહારી પક્ષીઓની સ્વાધીનતાનો તે વિચાર કર્યા કરતો હતો, ત્યારે બીજી પળે ચિન્તાના અગાધ સાગરમાં ડૂબી જતો હતો.

એકાએક તેના દિલમાં યાકુબની સ્મૃતિ જાગ્રત થઈ. અસ્ફુટસ્વરે તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો:–"જગત્‌માં એવું કોણ કહી શકે એમ છે કે, અભિન્નહૃદય સુહૃદ્ યાકુબે આવું શયતાની કૃત્ય કેમ કર્યું? શું તેની નજરમાં મનુષ્ય જીવન કરતાં અર્થની કિંમત વિશેષ હશે? તેમ હોય તો તેણે મને કેમ કહ્યું નહિ? મારી સંગ્રહ કરેલી સમસ્ત સંપત્તિ મેં તેને સાનન્દચિત્તે આપી દીધી હોત અને પુનઃ નિગામ્બોના પહાડોમાં ભાગ્ય પરીક્ષા માટે હું ચાલ્યો જાત. પરંતુ તેણે તો મારી હત્યા કરી ઘૃણિત તસ્કરની માફક મારૂં સર્વસ્વ અપહરણ કર્યું છે! હાય! દુનિયામાં શું પૈસાનીજ કિંમત વિશેષ હોય છે? સહોદરતુલ્ય અભિન્નહૃદય સમસુખદુઃખ ભાગી સુહૃદની માયા–સ્નેહની કાંઈજ કિંમત ન હ? મેં તેના માટે શું કર્યું નથી? એકાન્ત વિશ્વાસનું શું આવું પરિણામ? જે અર્થને માટે મનુષ્ય ધર્માધર્મ જોતો નથી અને શયતાનનો દાસ બની જાય છે–તે અર્થપ્રાપ્તિનેજ શું તે પરમેશ્વર માને છે? અય દીન દયાળુ ખુદા! તમારી સુખરૂપ સૃષ્ટિમાં કાંચન સૃષ્ટિ ઉત્પન્ન કરી તમે તેને શયતાનના હવાલામાં કેમ સોંપી દીધી છે? કારણ કે આ જગત્‌માં જે જે કાંઇ અનર્થો થાય છે તે બધા કામિની અને કાંચનના લીધેજ થાય છે! તેમ ન હોય તો ધર્મપથે ચાલવાવાળો યાકુબ શયતાન કેમ બની જાય!"

આવી રીતે યુસુફ દગાબાજ દોસ્તના વિચારો કર્યા કરતો હતો એટલામાં તેને તેની પત્ની હુસ્ના સાંભરી આવી. હુસ્ના તેના જીવનનું સર્વસ્વ હતી. તેને સુખી રાખવા માટેજ તેણે આટલી બધી વિપદ્ માથાપર વ્હોરી લઈ ઐશ્વર્ય મેળવવા સાહસ ખેડયો હતો. તેણે વિચાર્યું કે, યાકુબ આટલા દિવસમાં કેરોની અંદર પહોંચી ગયો હોવો જોઇએ એટલે હુસ્નાની અને તેની મુલાકાત પણ થઈ હશે. મારા સમાચાર તેણે તેને પૂછયા હશે. કારણ કે અમે ઉભય એકજ દિવસે એકજ ઉદ્દેશને લક્ષમાં રાખી ઘરમાંથી સાથે બહાર નીકળ્યા હતા. યાકુબને એકલો પાછો ફરેલો જોઇ તેના દિલમાં મારા વિષે ચિન્તા ઉત્પન્ન થઈ હશે. શું યાકુબ તેની પાસે બધી ખરી હકીકત કહી દેશે? નહિ. તે હૃદયહીન શયતાન મારી-સાથે જેવી રીતે દુષ્ટતાથી વર્ત્યો છે, તેવીજ રીતે હુસ્નાને પણ સમજાવી દેશે કે, લૂટારાઓના હાથે મારૂં મૃત્યુ થઇ ગયું છે! હાય! અભાગિની હુસ્ના! આ કઠોર શબ્દોનો માર તારા દિલપર વજ્રાઘાત કરતાં પણ વિશેષ પ્રાણઘાતી નીવડશે."

યુસુફના મ્હોડામાંથી છેલ્લા શબ્દો સહજ મ્હોટેથી નીકળી પડ્યા. એટલામાં રૌશનઆરા ત્યાં આવીને ઉભી રહી. તેણે યુસુફની નજીકમાં જઈ પૂછયું:—" યુસુફ હાલમાં તમારી પ્રકૃતિ કેમ છે?"

યુસુફ સહજ હાસ્ય કરતાં બોલ્યો:—"શાહજાદી! તમારી આટલી બધી સેવા શુશ્રુષાથી જો હું સારો ન થાઉં તો પછી બીજા શેનાથી થાઉં? સ્વર્ગની અંદર વિહાર કરનારને દુઃખી કોણ કહી શકે?"

રૌશનઆરા:—" યુસુફ! તમારા મનની સ્થિતિ કોઈ જૂદાજ પ્રકારની છે એમ હું ધારૂં છું. સોનાના પાંજરામાં પૂરાયેલું

વનપક્ષી સ્વતંત્ર રીતે હવામાં ઉડવાને-વિહાર કરવાને તળપાપડ બને છે, તેવીજ તમારી સ્થિતિ છે. વારૂ, યુસુફ ! હુસ્ના કોણ છે?"

રૈશનઆરાનો આ કૌતૂહલમય પ્રશ્ન સાંભળી યુસુફ વિચારમાં પડી ગયો. આ પ્રશ્ન તેણે કેમ પૂછયો? તેમાં તેનો કયો ઉદ્દેશ સમાયેલો હોવો જોઇએ? વગેરે અનેક તર્કવિતર્કો તે કરવા લાગ્યો. થોડો વખત વિચાર કર્યા પછી તેણે કહ્યું:-"શાહજાદી ! હુસ્ના મારી પત્ની છે."

યુસુફની વાત સાંભળી રૈશનઆરાના ચ્હેરા ઉપર સહજ ફેરફાર થયો. તે ચમકી ઉઠી. યુસુફ તેનો આ ભાવ બરાબર સમજી ગયો.

રૈશનઆરા અજાયબ થતી હાસ્યમુખે બોલી:-"ઓહો! તેને માટે તમારો આત્મા ચંચળ બને તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? વારૂ યુસુફ! હુસ્ના શું એટલી બધી ખૂબસૂરત છે કે જેના લીધે તમારૂં દિલ આટલું બધું તેના તરફ ખેંચાય છે?"

રૈશનઆરાના આ અદ્ભુત પ્રશ્નનો ઉત્તર આપતાં યુસુફે કહ્યું:-"પ્રેમ સૌંદર્ય કિંવા કુરૂપતા કાંઈ જોતો નથી. હું હુસ્નાને ચાહું છું એટલે મારી નજરમાં તો તે સ્વર્ગની પરી બરાબર છે. વસ્તુતઃ તેનું સૌંદર્ય અલૌકિક છે એમાં તો કોઈ જાતનો શક નથી. પરંતુ હાલમાં લાંબા વખતના વિરહને લીધે તેનું સૌંદર્ય તાપદગ્ધ કુસુમકલીની માફ મુરઝાઇ ગયું હશે!"

રૈશનઆરા:-"તમે તેને કાંઈ સમાચાર મોકલવા ચાહો છો?"

યુસુફ:-"હા; પરંતુ તે કોણ લઈ જાય?"

રૌશનઆરાઃ–" મારી પાસે અસંખ્ય નમકહલાલ નોકરો છે. તમે એક પત્ર લખી આપો. મારા માણુસ સાથે હું કેરો મોકલાવી દઈશ."

યુસુફ ખુશી થતાં બોલ્યોઃ–" રૌશનઆરા! તમારી કૃપાનો પાર નથી. મારા પર આટલો ઉપકાર કરો–હું તમારો હમેશનો દાસાનુદાસ થઇ રહીશ."

રૌશનઆરાઃ–" વારૂ. એ બધી વાત પછી થઈ રહેશે. પરંતુ હમણા તો હું કોઇ જુદાજ ઉદ્દેશથી તમારી પાસે આવી છું."

" કેમ, શું કામ છે?"

" તમોને એક જણુસ બતાવવી છે."

" કઇ જણુસ?"

સુન્દરીશ્રેષ્ઠા રૌશનઆરાએ પોતાના વસ્ત્રમાં છુપાવેલી ઉંટનાં ચામડાંની એક થેલી તેને બતાવતાં કહ્યું:–" યુસુફ! આ થેલી જુઓ. તે કોની છે?"

યુસુફ આશ્ચર્યચકિત બની બોલ્યોઃ–" શાહજાદી! આ થેલી મારી છે! આને લીધેજ મારૂં જીવન જવાનો વખત આવ્યો હતો. તમને આ થેલી ક્યાંથી મળી?"

રૌશનઆરાઃ–" જે શયતાન તમારા જેવા બન્ધુની છાતીમાં છૂરી મારી પલાયન કરી ગયો હતો, તેની પાસેથી.

યુસુફઃ–" ક્યાં છે તે શયતાન? તમે તેને કેવી રીતે જોયો?"

રૌશનઆરાઃ–" યુસુફ! હાલમાં તે આપણો બન્દીવાન છે. તેને જોવો હોય તો ચાલો મારી સાથે."



# પ્રકરણ ૧૧ મું.

યુસુફ અને રૈશનઆરા કેટલાક ઓરડાઓ પસાર કરી એક દિવાનખાનામાં આવી પહોંચ્યાં. રૈશનઆરાએ પૂછયુંઃ-" યુસુફ! તમે યાકુબને પ્રત્યક્ષ રીતે મળવા ઇચ્છો છો કે અપ્રત્યક્ષ?"

યુસુફઃ-" અપ્રત્યક્ષ. તે કૃતઘ્ન નરાધમ વિશ્વાસઘાતીનું મ્હોડું જોવામાં પણ પાપ છે. તમે યાકુબને પકડયો છે કે તેના બદલે બીજા કોઇને પકડયો છે; માત્ર એટલુંજ હું જાણવા માગું છું."

રૈશનઆરાઃ-" વારૂ. તમોને એકાદ ગુપ્ત સ્થળે બેસાડી તેને ઓળખાવીશ." એટલું કહી રૈશનઆરા યુસુફને લઈ સીડી-પરથી નીચે ઉતરવા લાગી. તેઓ મહેલને ભોંય તળીએ આવી પહોંચ્યાં. રૈશનઆરાએ એક ચાંપ દબાવી. તરતજ જમીન ખસી જતી હોય એવો ભાસ થયો. એક લાંબુ પાટીયું સરી ગયું અને તે જગ્યાએ મ્હોટો ખાડો જણાવા લાગ્યો. ખાડામાં અંધકાર પરિપૂર્ણ હતો. એક નોકર બત્તી લાવ્યો એટલે રૈશન-આરાએ તે ખાડાની અંદર સીડીદ્વારા ઉતરવા માંડયું. યુસુફ પણ તેની પછવાડે ઉતરવા લાગ્યો. તેઓ તહેખાનામાં આવી પહોંચ્યાં. આ તહેખાનામાં યાકુબને કયદ કરેલો હતો. રૈશનઆરાએ બે પહેરેગીરોને ચાવી આપી યાકુબને પોતાની આગળ હાજર કરવાને હુકમ કર્યો. તેઓ યાકુબને લેવા ગયા એટલે તેણે યુસુફને કહ્યું:-" યુસુફ, તમે આ સીડીની પછવાડે સંતાઈ જાઓ. ત્યાંથી

તમો બધું જોઈ શકશો; પરંતુ તમોને કોઈ જોઈ શકશે નહિ."

યુસુફ સીડીની પછવાડે ભરાઇ ગયો. પંહેરીગીરો યાકુબને રૌશનઆરા પાસે લઇ આવ્યા. તેણે વિચાર્યું કે કોઈ અપરિચિતા સુન્દરી તેને કારાગૃહમાંથી મુક્ત કરવા આવી છે; પરંતુ કયા કારણોને લઇ તેને મુક્તિદાન આપવા આવી છે, તેની તેને સમજણુ પડી નહિ. તેણે ભયભીત ચિત્તે રૌશનઆરાને સલામ કરી. રૌશનઆરાએ યુસુફવાળી થેલી તેને બતાવતાં પૂછયું:–"બન્દીવાન્! આ થેલી કોની છે?"

થેલી જોતાંજ યાકુબે ઓળખી લીધી કે તે યુસુફની છે. તેના આખા શરીરમાં વિદ્યુત્ સંચાર થયો. આ વિદ્યુત્ જ્વાળા તે સહન કરી શકયો નહિ. કંપિતસ્વરે શુષ્કકંઠે તે બોલ્યો:–"આ ક્ષુદ્ર થેલી મારા મિત્ર યુસુફની છે."

રૌશનઆરા:–"યુસુફ ક્યાં છે?"

યાકુબ:–"લૂંટારાઓના હાથે માર્યો ગયો."

રૌશનઆરા:–"તેનો મૃતદેહ ક્યાં ગયો?"

યાકુબ:–"બાનુ, લૂંટારાઓએ અમો બન્નેપર હુમલો કર્યો હતો. હું ન્હાસી ગયો એટલે બચી ગયો અને યુસુફ તેઓના સપાટામાં આવી ગયો. તેઓએ તેની હત્યા કરી તેની થેલી લૂંટી લઇ તેને રેતીની અંદર દાટી દીધો."

રૌશનઆરા:–"પરંતુ લૂંટારાએ લૂંટેલી આ થેલી તારા હાથમાં કેવી રીતે આવી?"

યાકુબ સહજ ગુંચવાડામાં પડી ગયો; પરંતુ સમયતાને વખત

બરાબર સાચવી લીધો. તેણે કહ્યું:—" બાનુ, લૂંટારાઓના હાથમાંથી ન્હાસી જઈ કેટલેક દૂર એક રીતીના ટેકરાની પછવાડે હું સંતાઇ ગયો. તેઓના ચાલ્યા જવા બાદ હું અંધકારમાં મરૂક્ષેત્રની અંદર ચાલવા લાગ્યો. થોડે દૂર હું ચાલ્યો હોઇશ એટલામાં મારા પગે કાંઈ અથડાયું. મેં તે ઉપાડીને જોયું તો આ થેલી હતી."

" ત્યારે તેં યુસુફની હત્યા કરી નથી ?"

" નહિ."

" ખુદાના કસમ ?"

" ખુદાના કસમ !"

" યાકુબ, તારા જેવો ઘોર શયતાન અને મિથ્યાવાદી મેં બીજો કોઇ જોયો નથી. ઈશ્વરના પવિત્ર નામનો ઉચ્ચાર કરી તેને તું છેતરે છે. ચોર–ડાકુઓ ચાલાક હોય છે. જેઓએ જે ઝવેરાતની થેલી માટે યુસુફની હત્યા કરી તેઓ તે થેલી શું મરૂક્ષેત્રની અંદર ભૂલી જાય અને તને તે મળે એ શું સંભવીત છે? નહિ. યાકુબ, હું મરૂપતિ વિકારૂદૌલાની કન્યા છું. ધ્યાનમાં રાખજે કે, મારા પિતા ખુદ પોતે આ હત્યાપરાધનો ન્યાય કરવાના છે અને તે વખતે ખાત્રી થશે કે તેંજ યુસુફની હત્યા કરી છે તો તારા રાઇ રાઈ જેવડા ટૂકડા કરાવી કુતરાને ખવરાવી દઈશ. કારણ કે જીવને બદલે જીવ લેવો એવો આ મરૂરાજ્યનો કાયદો છે. માટે તને વિચાર કરવાને હું થોડી મહેતલ આપું છું. તેટલા વખતમાં વિચાર કરી લે. બપોરે ત્રણ વાગે તને મારા પિતા પાસે ઉભો કરવામાં આવશે અને તે સંદેશો કહેવાજ હું અહિં

આવી છું.”

યાકુબ રોશનઆરાના પગમાં પડી તેના વસ્ત્રને ચુંબન લઈ બોલ્યો:–“ શાહજાદી સાહેબા ! મેં સત્ય હકીકત કહી છે. મારી વાતમાં વિશ્વાસ લાવો. મને છોડી દો. આપની દયાનો બદલો ખુદા આપને આપ્યા વિના રહેશે નહિ.”

યાકુબ તરફ એક ધૃણાપૂર્ણ દૃષ્ટિપાત કરતાં રોશનઆરાએ કહ્યું:–“ યાકુબ ! મુક્તિ આપવાનો અધિકાર મારો નથી. જેટલા વખત સૂધી બચી રહે તેટલો વખત ખુદાનું નામસ્મરણ કર. બાકી તારા જેવાને માટે જહન્નમજ યોગ્ય છે !”

એટલું કહી રોશનઆરાએ પહેરેગીરને યાકુબને લઇ જવાનો હુકમ કર્યો. પહેરેગીરોએ પુનઃ તેને કારાગારમાં પૂરી દીધો અને ઓરડાને તાળું મારી રોશનઆરાને ચાવી આપી.

પ્રાણભયથી ભયભીત બનેલો યાકુબ કારાગારમાં જમીન ઉપર પડી રડવા લાગ્યો અને પાપીનો ક્રંદનસ્વર વિધાતાની દરબારમાં કાંઇક પહોંચ્યો.

---

# પ્રકરણ ૧૨ મું.

યુસુફને લઇ રોશનઆરા કારાગૃહમાંથી પોતાના ઓરડામાં આવી અને એક આસન ઉપર બેસતાં બોલીઃ–"યુસુફ! તમોને બે ચાર વાત પૂછવી છે, પૂછું?"

"પૂછો."

"આ માણુસજ તમારો મિત્ર યાકુબ કે?"

"હા."

"તમે કોઈ ભ્રમમાં તો નથી ને?"

"નહિ."

"ખરેખર, આ માણુસ કેવળ હત્યાકારી નહિ; પરંતુ મિથ્યાવાદી જુઠ્ઠો પણુ જણાય છે. આજેજ અબ્બાજાન પાસે તેને ઉભો કરી કડક શિક્ષા કરાવીશ."

યુસુફ થોડો વખત વિચાર કર્યા પછી બોલ્યોઃ–"શાહજાદી! એક વિનંતી છે. માન્ય કરશો? નિષ્ઠુર શયતાન યાકુબે મારી હત્યા કરવાનો પ્રયત્ન કર્યો હતો અને મારૂં સર્વસ્વ લૂંટી લીધું છે, તો પણુ મારૂં દિલ તેને શિક્ષા કરવા ચાહતું નથી. મેં તેને ક્ષમા કીધી છે. હાલમાં મારી નજરે તે તિરસ્કાર અને દયાને પાત્ર છે. અર્થ માણુસને ક્યાં સૂધી નરાધમ બનાવે છે, તેનું પ્રત્યક્ષ પ્રમાણુ યાકુબ છે. તે મારા પૈસા લઈ ગયો છે, પણુ ભાગ્ય લઈ ગયો નથી. રૌશનઆરા, મારી અર્જ છે કે, તમે તેને છોડી દ્યો. તમે મનમાં લાવો તો બધું થઈ શકશે."

રૌશનઆરા:–"યુસુફ! તમારૂં હૃદય કેટલું ઉદાર છે, તે હું સારી પેઠે જાણું છું. તમારા આટલા દિવસના સહવાસમાં મેં તમારી પ્રકૃતિનો અભ્યાસ કર્યો છે અને તમારામાં જે કેટલાક બહુમૂલ્ય ગુણો છે, તેનાથી હું મુગ્ધ થઇ ગઈ છું. તેમ ન હોય તો ચિરદર્પિતા અભીમાનિની રૌશનઆરા તમારી સાથે જે સંબંધ રાખી રહી છે, તે બનેજ નહિ. યુસુફ, યાકુબને મેં પકડાવ્યો નથી, પરંતુ પિતાજીનો એક સરદાર તેને પકડી લાવ્યો છે. વળી પિતાજીએ તેના વિષેની સમસ્ત ઘટના સાંભળ્યા પછી તેને કારાગૃહમાં પૂરવાનો હુકમ આપ્યો છે એટલે તમારી વિનંતિ પ્રમાણે કાર્ય કરવા જતાં પિતાજીની નજરમાં હું હલકી પડી જઈશ અને તેમના ગુસ્સાનું પાત્ર થઇ પડીશ."

યુસુફ:–"રૌશનઆરા! તમે સત્ય કહો છો; પરંતુ મને ખાત્રી છે કે, જો તમે પ્રયત્ન કરો અને તમારા પિતાજીને સમજાવો તો જરૂર તેઓ યાકુબને મુક્ત કર્યા વિના રહેશે નહિ. વળી ખરી રીતે જોવા જતાં આ મુકદ્દમામાં વાદી હું છું, એટલે હું જો મુકદ્દમો પાછો ખેંચી લઉં તો અપરાધીને મુક્તિ શા માટે મળવી ન જોઇએ?"

રૌશનઆરા:–"યુસુફ! તમારા મનની વાત હું બરાબર સમજી ગઈ છું; પરંતુ મારા વિષે તમો થોડાક ભ્રમમાં છો. તમે માનો છો કે, મારા પિતા દરેક બાબતમાં સ્વાધીન છે; પરંતુ વસ્તુતઃ તેમ નથી. પહેલાં આ મરૂક્ષેત્રમાં ચોર અને લૂંટારાઓનો ભયંકર ઉપદ્રવ હતો. મારા પિતા પહેલાં સુલતાનના પ્રધાન સેનાપતિ હતા. સુલતાને તેમને આ નિર્જન મરૂક્ષેત્રને

તેઓના ભયથી મુક્ત કરવાને મોકલી આપ્યા. ખુદાની મહેર-બાની અને તેમના પરાક્રમથી લૂંટારાઓનો ભય ઓછો થઈ ગયો. તેઓને તેમણે એક પછી એક વીણીવીણીને પકડી મારી નાખ્યા. સુલતાન તેમના ઉપર બહુ પ્રસન્ન થયો અને મરૂક્ષેત્રનું આધિપત્ય તેમણે મારા પિતાજીને સોંપ્યું. તે દિવસથી સુલતાનના કાયદા કાનૂન મુજબ મારા પિતાજી અહિંનો વહિવટ ચલાવે છે. જો કે અહિંના કાયદા કાનૂનો મારા પિતાજીના મ્હોડાના હુકમને આધીન છે, તો પણ તેઓ ખુશમિજાજી હોય ત્યારેજ તમારૂં કામ થઈ શકે એમ છે. હું કોઈ યુક્તિ પ્રયુક્તિથી પિતાજીને તમારો ઉદ્દેશ જણાવી દઇશ. પછી તો જેવું યાકુબનું નસીબ!"

એટલું કહી રૌશનઆરા ત્યાંથી ચાલી ગઈ. યુસુફ સ્વગત વિચારવા લાગ્યોઃ—"યાકુબ મૃત્યુ પામે તો બધું ખલાસ થઇ જાય. નહિ, તે જીવતોજ રહેવો જોઇએ. મરી જાય તો તેના પાપનું પ્રાયશ્ચિત કેવી રીતે થઈ શકે? જીવતો રહે તોજ આજીવન શયતાની યાતનાઓ ભોગવી તેના મહાપાપનું ફળ તે મેળવી શકે. ખુદાએ મારી અર્જ સાંભળી છે. રૌશનઆરા તેના પિતા પાસેથી તેને મુક્તિ અપાવ્યા વિના રહેશે નહિ.

# પ્રકરણ ૧૩ મું.

---

આખરે રૈશનઆરાની વિનંતિ કિંવા ભાગ્યબળે યાકુબને મરૂપતિ વિકારૂદ્દૈલાએ સજા કર્યા વિના છોડી દીધો. યુસુફે મરૂપતિના ચરણમાં પડી ઝવેરાતની થેલીઓ પણ પાછી મોકલાવી દીધી. કારણ કે, પાપથી-અનીતિથી મેળવેલ અશ્વર્યનું પરિણામ શું આવે છે, તે જોવાની તેને ઇચ્છા હતી. ઇશ્વરના ઘરનો કેવો ન્યાય છે, તે જોવાની તેને બહુ ઉત્કંઠા હતી.

યુસુફના દિલની ઉદારતા તથા ઉચ્ચ વિચારો જોઇ સુલતાન વિકારૂદ્દૌલાની તેના પર બહુ મહેરબાની થઇ. તેઓ તેને પુત્રવત્ ચાહવા લાગ્યા અને તે સાથે ઉત્તરોત્તર રૈશનઆરાનો પ્રેમ પણ તેના તરફ વધવા લાગ્યો.

ઉપરોક્ત બનાવને લગભગ પંદર દિવસ થઈ ગયા પરન્તુ યુસુફના મનને શાંત નહોતી હુસ્ના માટે તેના પ્રાણ આકુળવ્યાકુળ થઈ ગયા હતા. વિકારૂદ્દૌલાનો સ્નેહ, રૈશનઆરાનો ખરા દિલનો પ્રેમ, ઐશ્વર્યયુક્ત જીંદગી એ બધું તેને કંટાળા જેવું લાગવા માંડયું.

રાત્રિના બે પ્રહર ઉત્તીર્ણ થઇ ગયા હતા; તો પણ યુસુફ નિદ્રાહીન નેત્રે બારી પાસે ઉભો રહી કાંઇ વિચાર કર્યા કરતો હતો.

સમસ્ત પૃથ્વી ઉપર ચન્દ્ર કિરણો પથરાઈ ગયાં હતાં અને જાણે કે પૃથ્વીપર સુફેદ ચાદરી પાથરી હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. કલકલ નાદ કરતી નીલ નદીના તરંગોપર ચન્દ્ર-

બિંબનો પ્રકાશ પડી કુદરતીની શોભામાં કાંઇ ઑર વધારો કરી રહ્યાં હતાં.

આવી રીતે કુદરતની લીલાનો વિચાર કરતો યુસુફ તરંગમયી નદીના તરંગો જોઇ સ્વગત બોલવા લાગ્યો:—"આ નદીના તરંગોની માફક મારી પ્રિયતમા હુસ્નાના દિલમાં પણ કેટલા બધા પ્રેમતરંગો ઉછળતા હશે? હાય! આજે તે ક્યાં છે, અને હું ક્યાં છું! પ્રેમના-મિલનના સુખરૂપ દિવસો ક્યાં ચાલ્યા ગયા? મારી માફક વિરહના મર્મ ભેદી દીર્ઘ નિશ્વાસ મૂકી તેના કોમળ હૃદયને કેટલો બધો આઘાત થતો હશે? તે જીવિત હશે કે નહિ તેની પણ મને ખબર નથી. મારી બધી આશા, ભરોસો, આનન્દ, ઉત્સાહ વગેરે ચૂર્ણ કરી કાળ સમુદ્રની પેલી પાર તો તે નહિ ગઇ હોય? અને તેમ હોય તો ઓ ખુદા! તે વિચારોજ મારા દિલને કંપાવી મૂકે છે. સૃષ્ટિની અંદર શું ન્યાય નીતિથી જીવન ગુજારનાર સુખી હોઇ ન શકે? નહિ. હુસ્ના જીવતી હોવીજ જોઇએ. સૃષ્ટિનું શ્રેષ્ઠ સૌંદર્ય આશાંની પરિતૃપ્તિ થયા સિવાય ક્યારેય પણ મરતું નથી."

આ પ્રમાણે બારી પાસે ઉભો રહી યુસુફ હુસ્નાના વિચાર કર્યા કરતો હતો એટલામાં પછવાડે તેની પીઠપર કોઇએ હાથ મૂક્યો. યુસુફે મ્હોડું ફેરવી જોયું તો રૈશનઆરા ઉભી હતી.

યુસુફ અજાયબ થઇ બોલ્યો:—"રૈશનઆરા! રાત્રિના બે પ્રહર વીતી ગયા છે. હજી સૂધી તમે નિદ્રા લીધી નથી?"

રૈશનઆરા મૃદુહાસ્ય કરતાં સ્નેહમય સ્વરે બોલી:— "યુસુફ! તમે પણ હજી સૂધી કેમ સૂતા નથી?"

યુસુફઃ—" મારી અવસ્થાથી તમે શું અજ્ઞાત છો? દુશ્ચિન્તા જેના મનને હમેશ પીડ્યા કરે, તેની પાસે દયામયી નિદ્રા આવીજ કેમ શકે?"

રોશનઆરાઃ—"ચિન્તા તો તમોને એકલાનેજ હશે કેમ? અમોને તો કાંઇ નહિ હોય એમ તમે જાનો છો?"

યુસુફઃ—"તમને શેનો અભાવ છે કે જેને લીધે તમોને પણ મારી માફક દિવસ રાત ચિંતા કર્યા કરવી પડે!"

રોશનઆરાઃ—"મનુષ્યનું જીવન સુખદુઃખ પરિપૂર્ણજ હોય છે. જ્યાં સૂધી આપણે દુનિયાના પૃષ્ઠપર હોઇએ ત્યાં સૂધી સુખ કરતાં દુઃખજ વિશેષ હોય છે. યુસુફ! તમારા દિલનું દુઃખ જોઈ તમોને કાંઈક શાંતિ મળે એવા હેતુથી, આજે ચંદ્રિકા પૂર્ણ રીતે ખીલી રહેલ હોવાથી, મેં નીલ નદીમાં હોડીમાં બેસી અત્યારે ફરવા જવાનો વિચાર કર્યો છે. તમે આવશો?"

યુસુફઃ—"રોશનઆરા! મારા આનંદને માટે, મારા સુખને માટે તમે કેટલી બધી કાળજી રાખો છો? ખરેખર, તમારા સહવાસમાંજ મારા દિલને કાંઇક શાંતિ રહે છે. ચાલો, તમે જ્યાં કહેશો ત્યાં આવવાને હું તૈયાર છુ."

રોશનઆરા યુસુફને લઈ અંતઃપુરમાં થઈ બગીચામાં આવી પહોંચી અને ત્યાંથી થોડા વખતમાંજ તેઓ નદીના કીનારે પત્થરથી બાંધેલા એક ઘાટ પાસે આવી પહોંચ્યાં. ઘાટ પાસે એક તૈયાર કરેલી નૌકા ઉભી હતી અને કેટલાક સિપાહીઓ ત્યાં બેઠા હતા.

નૌકાના મુખનો આકાર મયૂરના જેવો હતો. તેની અંદ-

રની બેઠકો મખમલથી જડી લીધેલી હતી અને બહાર આસમાની રંગ દીધો હતો. તેના પર સર્પ, મયૂર, સિંહ, વ્યાઘ્રાદિ અનેક પશુ પ્રાણીઓનાં ચિત્ર ચિતરેલાં હતાં. પુરાતન કાળના રાજાઓ તેમજ શ્રીમંતો નદીઓમાં ફરવા જવા માટે આવીજ નૌકાઓ બનાવતા હતા.

યુસુફ વિસ્મય પામ્યો. નૌકાના એક ખુણામાં આઠ મશાલચીઓ હાથમાં મશાલો લઇને બેઠા હતા. રૌશનઆરાનું જીવન તેને ઉત્તરોત્તર રહસ્યમય-ભેદ ભરમવાળું જણાવા લાગ્યું. છતાં આવા રાત્રિના સમયે ક્યાં જવું છે, એવો પ્રશ્ન પણ તે પૂછી શક્યો નહિ.

નૌકા ચાલી અને લગભગ એક કલાક બાદ તેઓ એક પીરામીડની નજીક આવી પહોંચ્યાં. મિસરની અન્ય પીરામીડો જેટલી આ પીરામીડ વિશાળ નહોતી. નૌકા ઉભી કરવામાં આવી અને મશાલચીઓએ પોતાની મશાલો સળગાવી. મશાલના અજવાળાથી તે અન્ધકારમય સ્થાન પ્રકાશિત બની ગયું. રૌશનઆરાએ યુસુફને કહ્યું:-"યુસુફ! ચાલો હવે આપણે નીચે ઉતરીએ."

યુસુફે પૂછ્યું:-"શાહજાદી! આપણે ક્યાં જઇએ છીએ?"

રૌશનઆરા:-"તેનો ખુલાસો હું હમણા નહિ કરી શકું, હવે બહુ દૂર જવાનું નથી. લગભગ અર્ધો માઇલ આપણને અહિંથી ચાલતાં જવું પડશે."

યુસુફ ચુપચુપ મન્ત્રમુગ્ધવત્ રૌશનઆરાની પછવાડે ચાલવા લાગ્યો. તેઓની આગળ પાછળ ચાર ચાર શસ્ત્રધારી સિપા-

ડીઓ ચાલતા હતા.

જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમ તેમ રસ્તો વિકટ પત્થરયુક્ત અને ચઢાવવાળો આવવા લાગ્યો. મશાલના અજવાળા સિવાય આ સ્થળે ચાલી શકાય એમ નહોતું. કારણ કે કોઇ કોઈ સ્થળે એવા તો મોટા જબ્બર ખાડા આવતા હતા કે જરા ઠેશ વાગતાંજ જો માણસ તેમાં જઈ પડે તો હાથ અને મ્હોડું રંગાયા વિના રહે તેમ નહોતું.

આ પ્રમાણે લગભગ પા એક કલાક ચાલવા બાદ રૌશનઆરા એક ગુફાના દ્વાર આગળ આવીને ઉભી રહી. ગુફાનું દ્વાર લોખંડનું હતું અને પત્થરોમાં જડી લીધેલું હતું.

રૌશનઆરાએ એક સીટી મારતાંજ ગુફાની બાજુના ભાગમાંથી મશાલ સળગાવતા બે સિપાહીઓ ત્યાં આવી પહોંચ્યા. તેઓએ રૌશનઆરાને સન્માનપૂર્વક સલામ કરી અને પછી એક ચાંપ દબાવતાંજ ગુફાનું દુર્ભેદ્ય લોહદ્વાર ખુલ્લું થઈ ગયું.

યુસુફ અને રૌશનઆરાએ ગુફાની અંદર પ્રવેશ કર્યો. રૌશનઆરાની સાથે જે મશાલચીઓ તથા સિપાહીઓ આવ્યા હતા, તેઓ ગુફાના દ્વાર આગળ બેસી ગુફાનું રક્ષણ કરવા લાગ્યા કારણ કે તેઓને ગુફામાં દાખલ થવાનો અધિકાર નહોતો.

રૌશનઆરાએ યુસુફને પૂછયું:–'યુસુફ! તમને કયાં લઈ જાઉં છું, તેનું અનુમાન કરી શકો છો?"

યુસુફ:–"નહિ. તમારાં દરેક કાર્યો મને તો રહસ્યમય જણાય છે! છતાં તમારી સાથે મૃત્યુના મુખમાં પડવાને પણ હું તૈયાર છું."

રૈશનઆરાઃ-"યુસુફ! આ ગુપ્ત સ્થાનમાં પ્રવેશ કરવાનો અધિકાર પિતાજી અને મારા સિવાય બીજા કોઇને નથી. યદા કદાચિત્ જો કોઇ વખત કોઈ વ્યક્તિને અમે અહિં અમારી સાથે લાવીએ છીએ તો તે વખતે તેની આંખે પાટા બાંધ્યા પછી તેને અંદર લઈ જઇએ છીએ. પરાપૂર્વથી અમારો આ રિવાજ ચાલતો આવે છે, માટે હું આશા રાખું છું કે, તમો તે કાર્યમાં વાંધો નહિ લ્યો."

યુસુફે આંખે પાટા બાંધવામાં કોઈ જાતનો વાંધો લીધો નહિ. કારણ કે, આ રહસ્યમય બનાવનો કેવી રીતે અંત આવે છે, તે જાણવાને તે બહુ ઉત્સુક થઈ રહ્યો હતો. ગુફાના મશાલધારી રક્ષકોએ યુસુફની આંખે પાટા બાંધી દીધા. તેને સર્વત્ર અંધકાર જણાવા લાગ્યો.

રૈશનઆરા બોલીઃ-"યુસુફ! ચાલો હવે આપણે આગળ વધીએ." યુસુફ પુતળાંની માફક તેનો હાથ ઝાલી ચાલવા લાગ્યો. એટલામાં એકાએક ભયથી તેનો હાથ કંપવા લાગ્યો. રૈશનઆરાએ મૃદુહાસ્ય કરતાં પૂછયુંઃ-"યુસુફ! તમોને ભય લાગે છે? તમારો હાથ આટલો બધો કેમ કંપે છે? જ્યાં સૂધી હું તમારી સાથે છું ત્યાં સૂધી તમોને ભય રાખવાની શી જરૂર છે?"

સુબુદ્ધિમાન યુસુફ પોતાની નબળાઈ સમજી ગયો. તેણે સાહસથી હિમ્મત એકઠી કરી કહ્યુંઃ-"નહિ, રૈશનઆરા! હું બિલકુલ ભય પામ્યો નથી. તમારી સાથે જહન્નમમાં આવવા માટે પણ હું ભય પામું એમ નથી."

બે ત્રણ મિનિટમાં તેઓ એક દરવાજા પાસે આવી પહોંચ્યાં.

રોશનઆરાએ દરવાજાની ચાંપ દબાવતાંજ બારણાં ઉઘડી ગયાં અને તે સાથે યુસુફની આંખ પરનો પાટો પણ છોડી લેવામાં આવ્યો.

યુસુફે વિસ્મય પામી જોયું તો તેને જણાયું કે પોતે એક અંધકારમય ઓરડાની અંદર ઉભેલો છે. રોશનઆરાએ બન્ને સિપાહીઓને ઓરડાની બહાર ઉભા રહેવાનું કહી તેઓના હાથમાંથી મશાલ લીધી અને યુસુફને લઈ તે ઓરડાના મધ્ય ભાગમાં આવી.

મશાલની સહાયતાથી રોશનઆરાએ તે ઓરડામાં ગોઠવેલી મીણબત્તીઓ સળગાવી અને ઓરડો દિવસના અજવાળા જેવો પ્રકાશિત થઇ ગયો.

આ ઓરડામાં અનેક તરેહની પેટીઓ ચારે બાજુએ આવેલી હતી. વળી ભીંતોમાં પણ કેટલીક લોઢાની પેટીઓ જડી લીધેલી હતી. છતાં તે એવી રીતે ગોઠવવામાં આવી હતી કે, અજાણ્યો માણસ અંદર આવે તો તેને બિલકુલ ખબર પડે નહિ કે, દિવાલોની અંદર પેટીઓ ગોઠવેલી છે.

રોશનઆરાએ યુસુફને કહ્યું:—"યુસુફ! મારા પિતા મરૂસમ્રાટ્ સુલતાન વિકારૂલ્લાનો આ ગુપ્ત ધનભંડાર છે. આ ભંડારમાં સેંકડો વરસની પુરાતન ધનસંપત્તિ એકઠી થયેલી છે. ખુદ મિસરના સુલતાન પાસે પણ આટલું ધન નથી. આ સંબંધ વિષે હું, પિતાજી અને બીજા બે ચાર નમકહલાલ પહેરેગીરો સિવાય બીજું કોઈ જાણતું નથી."

રોશનઆરાએ એક પછી એક એમ પાંચ પેટીઓ ખોલી

નાખી. યુસુફ વિસ્મયતાથી જોવા લાગ્યો. કોઈમાં હીરાઓ, કોઇમાં મોતી, કોઈમાં સ્વર્ણ મુદ્રાઓ, નીલમ માણેક એમ અનેક તરેહનાં ઝવેરાતો ભરેલાં હતાં. આટલું બધું ઝવેરાત યુસુફે તેની અત્યાર સૂધીની જીંદગીમાં ક્યારેય જોયું નહોતું.

રૌશનઆરા યુસુફનો હાથ પકડી બોલી:—"યુસુફ! આ ધન—સંપત્તિ અધર્મની છે, એમ તમે માનશો નહિ. જ્યારે પિતાજીને આ સહરાનો અધિકાર મળ્યો ત્યારે તેમણે ભૂગર્ભમાંથી સંપત્તિ કહાડવાનો વિચાર કર્યો અને તે પ્રમાણે તેમણે કામ આરંભ્યું. તે વખતે આ ધનભંડાર તેમના હાથમાં આવ્યો. આટલી બધી સંપત્તિ અનાયાસે પ્રાપ્ત થતાંજ પિતાજીની ખુશાલીનો પાર રહ્યો નહિ. તેમણે સુલતાનને આ ભંડારની વાત કરી. સુલતાને તેમાંથી અર્દો ભાગ લઈ બાકીનો ભાગ પિતાજીની કાર્યદક્ષતા પર ખુશ થઈ બક્ષીસ તરીકે આપી દીધો. તે વાતને આજ વીશ વર્ષ થઇ ગયાં છે. આટલા વખતમાં પિતાજીએ આ ભંડારની સંપત્તિમાં ઘણો વધારો કરી દીધો છે. આ ભંડાર કેટલો બધો પ્રાચીન છે, તે તો તેના પૂર્વાધિકારીના નામ ઉપરથી જાણી શકાય છે. આ પૂર્વાધિકારીનું નામ તથા એક લેખ પત્થર પર કોતરેલો છે અને તપાસ કરતાં જણાય છે કે, તે લખાણ લગભગ પાંચસો વર્ષ પહેલાંનું છે."

એટલું કહી રૌશનઆરા યુસુફને એક ન્હાના ઓરડામાં લઇ ગઇ અને તેની દિવાલપર જડેલા પત્થરની શિલાલિપિ બતાવી. પત્થરપરનું લખાણ પ્રાચીન મીસરી ભાષામાં લખેલું હોવાથી યુસુફ તેનો કાનો માત્ર પણ સમજી શક્યો નહિ.

રૌશનઆરા પુનઃ તેને ઝવેરાતવાળા ઓરડામાં લઈ આવી અને બોલી:–“ યુસુફ ! મને ખબર પડતી નથી કે શા માટે મારૂં દિલ આટલું બધું તમારા તરફ ખેંચાય છે. શા માટે હું તમારા તરફ સ્નેહની નજરે જોઉં છું, તેની ખુદાને ખબર. મારા જેવી ચિરદર્પિતા–અભિમાનિની મરૂપતિની કન્યા તમારા જેવા અપરિચિત પથિકની એક સામાન્ય બાંદીની માફક સેવા કરે, એમાં તો મને કુદરતનોજ હાથ લાગે છે. તમારો દિદાર જોતાં–તમારા સહવાસમાં રહેતાં–મને જે સુખ થાય છે, તેનું વર્ણન હું કરી શકું એમ નથી. છતાં મારા ક્ષણિક સ્વાર્થને વશ થઇ હું તમારૂં સુખ લૂંટવા માગતી નથી–એ પ્રેમી જીવોને જુદા કરવા માગતી નથી. યુસુફ ! તમારી વિવાહિત પત્ની–તમારી અર્ધાંગના–દિલની દેવી અત્યારે તમારા વિરહમાં કેવા કષ્ટકર દિવસો કહાડતી હશે, એ હું મારા અત્યારના અનુભવ ઉપરથી કલ્પી શકું છું. એટલા માટે મેં તમોને હવે અહિં વધારે વખત નહિ રોકવાનો નિશ્ચય કર્યો છે. વળી પંદરેક દિવસ બાદ અમો પણ અહિંથી નીકળી ફેરામાં આવીશું એટલે તેટલા દિવસ સૂધી તમે જવાની રાહ જોઇ બેસી રહો એ હું ઈચ્છતી નથી. આવતી કાલે અથવા પરમ દહાડે તમે ખુશીથી ઉપડી જજો; પરંતુ તમોને વિદાય આપવા પહેલાં મારી એક વિનંતિ છે. આ વિનંતિ મારી એકલીનીજ નહિ પણ પિતાજીની પણ છે માટે તમારે તે માન્ય કરવી પડશે.”

યુસુફઃ–“ રૌશનઆરા ! મારા પ્રસ્તુતના જીવન માટે હું તમારો આજન્મ ઋણી છું. તમારો વિમળ સ્નેહ અને કરૂણા હું ક્યારેય ભૂલી શકીશ નહિ. જે જીવનની તમે રક્ષા કરી છે,

તે જીવન આપતાં પણ જો તમારા ઉપકારનો બદલો વાળી શકાતો હોય, તો તે આપવાને હું તૈયાર છું. કહો, તમારી શી ઇચ્છા છે?"

રૈશનઆરા યુસુફના બન્ને હાથ પકડી સ્નેહપૂર્ણ સ્વરે બોલી:–"યુસુફ! તમે જેટલા સૌંદર્યવાન્ છો, તેથી પણ વિશેષ સૌંદર્યવાન્ તમારૂં અંતઃકરણ–તમારા ગુણો છે. જે યાકુબ તમારૂં જીવન નષ્ટ કરી ગયો, જેણે તમારૂં સર્વસ્વ અપહરણ કરી લીધું, તેને ક્ષમા બક્ષી તમે બહુ કષ્ટથી સંચિત કરેલી ધન-સંપત્તિ તેને આપી જે ઉદારતા દર્શાવી છે, તે જોઇ હું એકલીજ નહિ પણ મારા પિતા–આ મરૂક્ષેત્રના સમ્રાટ્ સુલતાન વિકારૂ-દ્દૌલાના પણ અજાયબ થઇ ગયા છે. આવું મમતાપૂર્ણ દયાળુ હૃદય, આવો સ્વાર્થત્યાગ તમારા સિવાય તેમણે ક્યાંઈ પણ જોયો નથી અને તેટલા માટેજ પિતાજીએ મને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, 'રૈશન, આજ રાતના યુસુફને તું આપણા ગુપ્ત ધન-ભંડારમાં લઇ જજે અને તેમાંથી તેની પસંદગીમાં આવે તેવાં ઝવેરાતો તેની ભવિષ્યની જીંદગી સુખમાં જાય તેટલાં આપજે અને તેને કહેજે કે, જો તે ધનભંડારમાંથી કાંઈ પણ નહિ લે તો મને ઘણું દુઃખ થશે.' યુસુફ! હવે તમોને ખબર પડી હશે કે, આવા ગંભીર રાત્રિના વખતમાં હું તમને અહિં શા માટે લઈ આવી છું."

યુસુફે વિચાર્યું કે, અત્યારે જે કાંઇ ઘટના બને છે, તેનું કારણ રૈશનઆરાની સિફારસજ છે. તેણે કહ્યું:–"સુન્દરી, સ્નેહ-મયી રૈશનઆરા! એક તો હું તમારો ઋણી છું, તેમાંય વળી આટલી બધી ઉદારતા બતાવી મારા પરનો ઋણભાર શા માટે

બંધારે અનાવો છો ? નહિ, હું આમાંથી એક કોડી પણ નહિ લઉં."

રોશનઆરાઃ–" યુસુફ ! અમારી પાસે તમારૂં કોઈ કર્જ નથી. અમે જે કાંઇ કર્યુ છે અને કરીએ છીએ તે માત્ર કર્ત્તવ્ય માનીનેજ કરીએ છીએ. માટે ભૂતકાળને વિસારી દ્યો અને વર્ત્તમાનની વાત કરો. હું જેમ કહું છુ તેમ કરો. આ કાંઈ તમોને કર્જ તરીકે આપવાનું નથી, પણ મારા પિતાના સ્નેહનું દાન છે. જેણે તમારા ઉપર આટલો બધો અનુગ્રહ દર્શાવી પુત્રવત્ સ્નેહ દર્શાવ્યો, તેના આદેશથી વિરૂદ્ધ જવું એ, શું તમારૂં કર્ત્તવ્ય છે ?"

યુસુફ રોશનઆરાને ઉત્તર આપી શકયો નહિ. કેટલોક વખત વિચાર કર્યા પછી તેણે કહ્યું:–" રોશનઆરા ! તમારા સ્વહસ્તે તમારી ઇચ્છાનુસાર તમે જે કાંઇ આપશો તે હું લઈશ. બાકી મારો હાથ નહિ અડકાડું."

રોશનઆરાએ યુસુફને ઘણો સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહિ એટલે આખરે તેણે પોતેજ દરેક પેટીમાંથી સારામાં સારાં ઝવેરાતો લઈ તેને એક થેલીમાં નાખી યુસુફને આપતાં કહ્યું:–" યુસુફ ! કેરોના પ્રખ્યાત ઝવેરી ઈનાયતઅલીની પાસે તમે આ ઝવેરાત વેચજો. તેના સિવાય બીજા કોઈની પાસે વેચશો નહિ. આવતી કાલે પિતાજી પાસે તેના પરનો એક પત્ર હું લખાવી આપીશ. તે પત્ર ઈનાયતઅલીને આપશો એટલે તમોને બીજું કાંઈ પણ કહેવું પડશે નહિ."

યુસુફ ઘુંટણીએ પડ્યો અને કૃતજ્ઞતા દર્શાવતાં રોશનઆરાના વસ્ત્રને ચુંબન કરી બોલ્યો:–"સુંદરી ! આપના પિતાજીને કહેજો કે, તેમના સ્નેહનું આ અમૂલ્ય દાન મેં કૃતજ્ઞ હૃદયે ઘણા માન

સાથે સ્વિકાર્યું છે, અને આ મહેરબાની માટે તેમનો આજીવન ઋણી રહીશ. વળી અત્યારના બનાવ ઉપરથી હું સમજ્યો છું કે ધર્મને-નીતિને રસ્તે ચાલવાવાળાનું અશ્રેય કયારેય થતું નથી. તેના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે મારોજ દાખલો મોજૂદ છે. ભયભીત મૃત્યુ મુખમાંથી તમે મને બચાવ્યો અને યાકુબ જે ધનસંપત્તિ લઇ ગયો તેનાથી વિશેષ આજે મને પ્રાપ્ત થઈ! રોશનઆરા, આ ઉપકાર હું નહિ ભૂલું. ખુદા તમોને ચિર સૌભાગ્યવતી બનાવે."

રોશનઆરાઃ-" યુસુફ! ખુદાની મરજી હશે, તો તમારો આશિર્વાદ સફળ થશે. ચાલો, હવે રાત ઘણી થઈ ગઈ છે એટલે આપણે પાછાં જઇએ."

રોશનઆરા આગળ અને યુસુફ તેની પાછળ એમ તેઓ ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતાં યુસુફ વિચારવા લાગ્યો કે રૂપશાલિની રોશનઆરા દેવી છે કે માનવી?

ગુપ્ત ભંડારમાંથી બહાર નીકળવા બાદ તેઓ જેવી રીતે અંદર દાખલ થયાં હતાં, તેવીજ રીતે પાછાં બહાર નિકળ્યાં.

ગુફાની બહાર રોશનઆરાના અંગરક્ષકો ઉભા હતા. તેઓએ પૂછયું:-"શાહજાદી! હવે નૌકા પરબારી મહેલ પર લઈ જવી છે?"

"હા. જલ્દી કરો, વખત ઘણો થઇ ગયો છે."

# પ્રકરણ ૧૪ મું.

પ્રિય પાઠક! યુસફને છોડી હવે આપણે યાકુબની તરફ દૃષ્ટિ દોડાવીએ. શયતાન યાકુબ પોતાને સર્વથી શ્રેષ્ઠ ભાગ્યવાન માનતો મરૂક્ષેત્રમાંથી પાર થઇ પોતાના સ્થાને સુખરૂપ પહોંચી ગયો.

આજે લગભગ એક વર્ષે તે પોતાને ઘેર આવ્યો હતો. તેની આકૃતિમાં કોઈ જાતનો ફરક નહોતો પડયો કે જેને લીધે તેના આત્મીયસ્વજનો તેને ભૂલી જાય. એક વૃદ્ધ ગૃહસ્થને પોતાનાં ગૃહોની સંભાળ લેવાનું સોંપી તે તથા યુસુફ દેશાવર કરવા નીકળી પડયા હતા.

વૃદ્ધ ગૃહસ્થે બન્નેનાં ઘરો ભાડે આપી દીધાં હતાં. યુસુફના ઘરના ભાડામાંથી ઘરની મરામતનો ખર્ચ બાદ કરી બાકીની રકમ તે હુસ્નાને વાપરવા માટે આપતો હતો. યાકુબ અવિવાહિત હતો એટલે તેની રકમને એકઠી કરી રાખતો હતો.

વૃદ્ધ ગૃહસ્થ વચ્ચે વચ્ચે અભાગિની હુસ્નાની ખબર લઇ જતો હતો અને માસિક વેતન પણ નિયમિત રીતે આપી જતો હતો.

પરંતુ આટલા પૈસામાં હુસ્નાનું ભરણ પોષણ થઇ શકતું નહોતું. તેને બહુજ કરકસરથી રહેવું પડતું હતું. હુસ્ના એક સંભ્રાન્ત કુલકન્યા હતી. તેના માતા પિતા ગુજરી ગયાં હતાં. એટલે અત્યારે તેની સંભાળ લે તેવું આ વૃદ્ધ ગૃહસ્થ સિવાય દુનિયામાં બીજું કોઇ નહોતું.

યુસુફને ત્યાં તેના પિતાના વખતની એક વૃદ્ધા બાંદી રહેતી હતી. હુસ્નાની તે અંતઃકરણપૂર્વક સેવા કરતી હતી. જો કે તે વૃદ્ધા હતી, તોપણ કાર્યદક્ષ વિષેશ હતી. હુસ્નાને તે પોતાની પુત્રીની માફક ચાહતી હતી. હુસ્ના પરમ રૂપવતી સુન્દરી હતી, પરંતુ સ્વામીના વિયોગથી અને આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી તેનું મુખારવિંદ ઉત્સાહિત જણાતું નહોતું.

યુસુફ જતી વખતે તેને કહી ગયો હતો કે, આજથી લગભગ છ મહીને હું જ્યાં હોઇશ ત્યાંથી આવીને તને મળીશ. હુસ્ના દિવસપર દિવસ ગણવા લાગી. પતિએ કહેલી મુદત આવી પહોંચી પણ પતિના દિદારનાં દર્શન થયાં નહિ. તે વાતને પણ બીજા છ મહિના થવા આવ્યા એટલામાં એક દિવસે હુસ્નાને એક દુઃસ્વપ્ન આવ્યું. સ્વપ્ન જોઈ તે ચિંતાતુર બની ગઈ. વૃદ્ધા બાંદીને પોતાની નજીક બોલાવીને તેને કહ્યું:–"હમિદા, એક વખત યાકુબને ત્યાં અને વૃધ્ધ અમીરૂદ્દીન પાસે જઈ આવશે ?"

"હા; કેમ, શું કામ છે ?"

તેમણે અહીંથી જતી વખતે કહ્યું હતું કે, હું છ મહિનામાં જ્યાં હોઈશ ત્યાંથી પાછો ફરીશ; પરંતુ હજી સૂધી તેમનો પત્તો નથી. તેમને જવાને બાર મહિના થઈ ગયા છે. વળી કાલે મને તેમના વિષેનુંજ એક ભયાનક સ્વપ્ન આવ્યું હતું અને તેથી મારૂં મન બહુ ઉદ્વેગ પામે છે. માટે તેમને ત્યાં જઈ કાંઈ ખબર કહાડી આવે તો ઠીક."

"વારૂ, બિબિ ! તમારી ઈચ્છા થઈ છે, ત્યારે હમણાંજ

યાકુબને ત્યાં તથા અમીરૂદ્દીન પાસે જઈ યુસુફના સમાચાર પૂછી આવું છું."

એટલું કહી હમીદા ઘરમાંથી બહાર નીકળી. હુસ્ના પુનઃ સ્વગત વિચારવા લાગી:–"જ્યાં સૂધી હું જાણું છું ત્યાં સૂધી તેમના જેવા સત્યવાદી આ જગત્માં થોડાજ હશે. તેમના હૃદયની ઉદારતા અને વિશુદ્ધ પ્રેમની મને ખાત્રી છે. મારા સિવાય બીજીને તેમણે પોતાના હૃદયમાં સ્થાન આપ્યું નહિ હોય. શું મને તે ભૂલી ગયા હશે? નહિ, નહિ. તે વાત અસંભવીત છે. ત્યારે જતી વખતે મારી પાસે જે પ્રતિજ્ઞા તે કરી ગયા તેનું પાલન કેમ કરી શકયા નહિ હોય? તેમની પ્રકૃતિ સારી નહિ હોય? નહિ–નહિ. આવા ખરાબ વિચારો મારે લાવવા જોઇએ નહિ.

"યાકુબ અને તે ઉભય જીવજાન મિત્રો છે. બંને જણા સરખી હાલતમાં આવી જઈ ભાગ્ય પરીક્ષા માટે વિદેશ ગયા છે; પરંતુ યાકુબ તરફના પણ કાંઇ સમાચાર નથી!"

એટલામાં હમીદા ત્યાં આવી પહોંચી અને હાસ્ય પ્રફુલ્લિત મુખે કહેવા લાગી;–"હુસ્ના બિબિ! તમારૂં સ્વપ્ન ખોટું છે. યાકુબ સાહેબ સુખરૂપ આવી પહોંચ્યા છે."

હુસ્નાએ ઉત્સુક બની શુષ્કમુખે પૂછયું:–"અને તે!" આ શબ્દો ઉચ્ચારતાંજ તેના હૃદયના ચીરા થઈ ગયા.

હમીદા:–"યુસુફ સાહેબ જરૂરી કામ માટે રોકાઈ ગયા છે અને ચાર પાંચ દિવસમાં અહિં આવી પહોંચશે."

આ ઉત્તર સાંભળી હુસ્નાને સંતોષ થયો નહિ. તે બોલી:–

"તને આ વાત કોણે કહી ?"

"ખુદ યાકુબ સાહેબે."

"તેઓ કયારે આવ્યા ?"

"આજેજ !"

"હમીદા ! ચાલ આપણે તેમને ત્યાં જઇએ. બધી વાત હું તેમના મુખથી સાંભળવા માગું છું."

હમીદાઃ–"બિબિ ! તમારે ચિંતા કરવાની જરૂર નથી. તેમણે મને કહ્યું છે કે, હુસ્નાને કોઇ જાતની ફિકર કરવા દેશો નહિ. હમણાંજ હું મુસાફરીએથી આવું છું એટલે થાકી ગયો છું માટે થોડો વખત આરામ લઇ સાંજના હું તેમને જરૂર મળવા આવીશ અને પ્રિયમિત્ર યુસુફે જે જે ચીજો મોકલાવી છે, તે પણ લઇ આવીશ."

યાકુબની સાથે હુસ્નાને વાતચિત કરવાને કોઈ જાતની હરકત નહોતી. કારણ કે, યુસુફે કેટલીક પ્રતિબંધ કહાડી નાખી તેના સમક્ષ વાતચિત કરવાને છુટ આપેલી હતી. હમીદાની વાત સાંભળી તેના દિલને જરા શાંતિ થઇ અને સંધ્યાકાલ કયારે થાય તેની રાહ જોવા લાગી. આમ આશા–નિરાશા વચ્ચે ઝોલાં ખાતી હુસ્ના યાકુબના આવવાની રાહ જોઈ રહી હતી એટલામાં લગભગ બત્તીના વખતે યાકુબે તેના ગૃહમાં પ્રવેશ કર્યો.

હુસ્નાએ યાકુબનો ઘણો આદરસત્કાર કર્યો. તેણે તેના સ્વહસ્તે શરબતનો એક ઉત્કૃષ્ટ પ્યાલો બનાવી યાકુબને આપ્યો. યાકુબે શરબત પીતાં હાસ્યવદને હુસ્નાને પૂછયું:–"હુસ્ના, કેમ ખુશીમાં તો છે ને ?"

હુસ્નાઃ—" ખુદાએ જે સ્થિતિમાં રાખી છે, તેમાં આનંદ માનું છું. આપ મુસાફરીએથી સુખરૂપ આવી પહોંચ્યા એ જોઇ મને બહુ આનંદ થાય છે; પરંતુ તમારા ભાઇ કેમ નથી આવ્યા ?"

યાકુબઃ-" બિબિ! મને એકલો આવેલો જોતાંજ તમારા મનની સ્થિતિ કેવી થશે એની યુસુફને ખબર હોવાથી તેમણે તમોને કોઇપણ રીતે દિલગીર નહિ થવાનું મારી સાથે કહેવરાવ્યું છે. તમે નિશ્ચિત રહો. એક જરૂરી કામ માટે યુસુફ ઇસ્માલીયા ગયેલ છે. વળી તમે સાંભળીને ખુશી થશો કે, આ મુસાફરીમાં અમોએ ઘણું ઝવેરાત મેળવ્યું છે અને આપણે પૂર્વે હતા તેવા પૈસાદાર થઈ ગયાં છીએ. તે ધનની સહાયતાથી આપણે મોટા ઉમરાવની માફક સુખ ચેનમાં દિવસો ગુજારી શકીશું."

યાકુબની વાતથી હુસ્નાને સંતોષ થયો નહિ. શુષ્કકંઠે, નિરાશાપૂર્ણ સ્વરે તે બોલીઃ– "પણ એકાએક પરબારા ઇસ્માલીયા કેમ ગયા? અહિં આવી મને મ્હોડું બતાવીને ગયા હોત તો ન ચાલત?"

યાકુબઃ–"હુસ્ના! મેં તેમને પહેલાં તેમજ કહ્યું હતું, પરંતુ તેમણે મારૂં કહ્યું માન્યું નહિ. વળી ત્યાં જવાને માટે પણ એક ખાસ કારણ હતું. અમે જે ઝવેરાત લઈ આવ્યા છીએ, તે મિસરાધિપતિની હદમાં આવેલા નિગાઝ્બોના પહાડમાંથી લાવ્યા છીએ. તે વાતની ખબર જો મિસરના સુલતાનને પડે તો અમો ઉભયને તે ફાંસીને લાકડે લટકાવ્યા વિના રહે નહિ. એટલે લાંબો વિચાર કરી/હતાં તે ઝવેરાત વેચી તેના પૈસા કરી લેવાનું અમોને

યોગ્ય લાગ્યું અને તેટલા માટે યુસુફ ઇસ્માલીયાના એક પ્રખ્યાત ઝવેરી પાસે તે ઝવેરાત વેચવા ગયેલ છે. વળી બીજી પણ એક વાત તમોને કહું છું. આપણે કેરોનો ત્યાગ કરી ઇસ્માલીયા રહેવા જવું પડશે. યુસુફ ત્યાં એક ઘર વેચાતું લઈ રાખનાર છે. કારણ કે, અહિં રહેવાથી અમારી વાતનો કદાચિત કોઇ વખતે સ્ફોટ થાય તો વિપત્તિમાં આવી જવાનો સંભવ છે."

શયતાન યાકુબે હુસ્નાના દિલની શાંતિ કરવા માટે અનેક મિથ્યા વાતો તેને કહી સંભળાવી; પરંતુ હુસ્નાના દિલની શાંતિ થઈ નહિ.

યાકુબ હવે પોતાને ત્યાં જવા ઉઠયો. તે બોલ્યોઃ–"હુસ્ના! યુસુફે તમારા માટે એક વિચિત્ર રત્નહાર અને કિમતી વીંટી મોકલાવેલ છે. આવતી કાલે મને કેટલુંક જરૂરી કામ છે, એટલે પરમ દિવસે આવીશ ત્યારે લેતો આવીશ."

હુસ્નાએ યુસુફ તરફના શુભ સમાચાર મળવાથી યાકુબનો ઉપકાર માન્યો. યાકુબ હુસ્નાના હસ્તનું ચુંબન કરી વિદાય થયો. ઘરની બહાર રસ્તાપર આવી તેણે બારી તરફ નજર કરી. હુસ્ના બારીમાં ઉભી હતી. યાકુબ બીજી વખત ઉંચે જોઇ શકયો નહિ. પાપીઓનાં મન હમેશાં આવાંજ હોય છે. ગુપચુપ નીચી નજરે તે પોતાને ત્યાં ચાલ્યો ગયો.

રસ્તે જતાં તે વિચારવા લાગ્યોઃ–"હુસ્ના! હુસ્ના!! તું જાણુતી નથી કે, તારા આવા સ્વર્ગીય સ્વરૂપની ઉપાસના હું ગુપ્ત રીતે કેટલો વખત થયા કર્યા કરૂં છું! યુસુફ જેવા મૂર્ખ અને અક્કલહીનના હાથમાં તારા જેવું રત્ન રહેવું ન જોઈએ, મારા

જેવાના સ્વચ્છન્દ વિલાસ માટેજ ખુદાએ તને આ દુનિયામાં મોકલી છે. યુસુફ જહન્નમવાસી થઈ ગયો છે! મારા આત્મામાં કોઈ કહી જાય છે કે, યાકુબ! હુસ્ના હવે તારીજ છે! અને મારી થવીજ જોઇએ. તને મેળવવાં માટે આકાશ પાતળ એક કરવાં પડે–જહન્નમના ગારમાં જવું પડે તો પણ હરકત નહિ. જીવના જોખમે પણ તને મેળવ્યા વિના રહીશ નહિ!"

---

## પ્રકરણ ૧૫ મું.

ભાગ્યવાન યુસુફ હુસ્નાને જેમ બને તેમ જલદી મળવાના વિચાર કરતો એક કૉચ ઉપર ચિંતાગ્રસ્ત સ્થિતિમાં પડયો હતો. થોડા વખતમાં રૌશનઆરા તેની પાસે આવી. રૌશનઆરા કૉચના છેડા ઉપર બેઠી. તે કાંઈ બોલી શકી નહિ. કારણ કે તે જાણતી હતી કે યુસુફ આજે તેની પાસેથી વિદાય થવાની રજા માગવાનો હતો. થોડો વખત બન્ને નિસ્તબ્ધ ભાવે ગુપચુપ બેસી રહ્યાં. બેમાંથી એકની પણ બોલવાની હિંમત ચાલી નહિ. આખરે મૌન ભંગ કરી, સહજ હસી યુસુફ બોલ્યોઃ–"શાહજાદી! હવે અહિંથી જવાની મને રજા આપો."

રૌશનઆરાઃ–"યુસુફ! એકજ વાત વધારે વખત કહેવામાં શું ફાયદો છે? સ્નેહશક્તિનો આટલો બધો અનુભવ મારા જીવનમાં મેં ક્યારેય કર્યો નથી. તમોને રજા આપતાં—તમારાથી છૂટા પડવું પડશે એ વિચાર આવતાંજ–મારા દિલમાં કંપારી છૂટે છે; છતાં મારા સ્વાર્થને ખાતર તમોને હું અહિં વધારે વખત રોકવા માગતી નથી. જો કે પંદર દિવસ બાદ અમે પણ અમારા કેરોના મહેલમાં આવવાનાં છીએ, તો પણ તેટલા વખત સૂધી તમારા દિલને તડપવા દેવા હું માગતી નથી. યુસુફ! પ્રિય યુસુફ! તમારા સ્નેહને આધિન થવાથી મને કેટલું કષ્ટ થાય છે, તેની કલ્પના કરવી પણ મુશ્કિલ છે."

યુસુફઃ–"શાહજાદી! તમારા દિલમાં કેટલું બધું દુઃખ



યુસુફ અને રોશનઆરા.

થાય છે—તમારા દિલની સ્થિતિ કેવી છે, એ હું જાણું છું; પરંતુ હુસ્નાનો વિચાર કરતાં તેને આપેલું વચન યાદ આવતાં મારૂં દિલ આકુળ વ્યાકુળ થઈ જાય છે. મારી સ્થિતિ અત્યારે વિચિત્ર થઈ ગઇ છે. નથી તમોને છોડી અહિંથી જવાને દિલ થતું કે નથી હુસ્નાને વિસારી શકતો. માત્ર આપણા હાલના દુઃખનું નિવારણ પંદર દિવસ પછી થઈ જશે. તમો પંદર દિવસ બાદ ફેરોમાં આવનાર છો એટલે વધારે ચિંતા કરવાની જરૂર નથી. ”

રોશનઆરાઃ—“ યુસુફ ! તમારા તરફ ખુલ્લા દિલે વરતી મારાથી બનતી તમારી સેવા મેં કરી છે. તમારી સાથના વ્યવહારમાં મેં કોઈ જાતનો સંકોચ રાખ્યો નથી. આ છ મહિનામાં તમે મારૂં દિલ એટલું બધું જીતી લીધું છે કે હવે તમને હું પારકા ગણી શકતી નથી. છતાં મારૂં ગમે તે થાય તો પણ તમારા દિલને હું કષ્ટ આપવા ઇચ્છતી નથી. દયાળું ખુદા પાસે હું હમેશ પ્રાર્થના કરૂં છું કે તમે જ્યાં હો તે સ્થળે તે તમોને ખુશખુશાલ રાખે. અભાગિની હુસ્ના તમારી આશામાં ઝૂરતી હશે, કિંવા યાકુબને પાછો ફરેલો નેવાથી અને તમારા પ્રત્યાગમનની આશામાં નિરાશ થવાથી આત્મહત્યા કરવાને પણ તે તૈયાર થઇ હશે. બે પ્રેમી આત્માઓને તરફડતા રાખવા એના જેવું બીજું એકે પાપ નથી. જો કે, તમોને રજા આપતાં મારા દિલના ટુકડા થઇ જાય છે, તો પણ અત્યારે મારા સ્નેહનું બલીદાન આપ્યા વિના મને છુટકો નથી. માટે તમારી સાથે હું દસ બારબ સિપાહીઓ આપું છું, તેઓને લઇ તમે સુખેથી ફેરો

પહોંચી જાવ. કારણ કે, રણની અંદર ચોર અને લૂંટારાઓનો ભય વિશેષ હોય છે.”

યુસુફઃ—“ નહિ, રોશનઆરા! આટલા બધા સિપાહીઓની જરૂર નથી. માત્ર એક ઉંટ ચલાવવાવાળો મારી સાથે બસ છે. તે મને મરૂભૂમિમાંથી પાર કરી દેશે એટલે હું વિના કષ્ટે કેરો પહોંચી જઈશ. મેં અતિ દીન દરિદ્રીની માફક મારી જન્મભૂમિનો ત્યાગ કર્યો હતો અને તેવીજ સ્થિતિમાં હું કેરોમાં દાખલ થવા ઈચ્છું છું. મારી પાસે આટલી બધી ધનસંપત્તિ છે, તે વાત કોઈને પણ જણાવવાને હું નારાજ છું.”

રોશનઆરાએ તેની એક બાંદીને બોલાવી અને પોતાના નમકહલાલ નોકર શેરદિલને બોલાવવા મોકલી દીધી. પછી યુસુફની સામે જોઈ કહ્યુંઃ—“ યુસુફ! શેરદિલ ઘણો વિશ્વાસુ અને બહાદુર છે. તમોને મરૂક્ષેત્રની બહાર મૂકી જશે માટે કોઈ જાતની ફિકર કરશો નહિ. માત્ર મારી આખરી એકજ વિનંતિ છે અને તે એ કે, સુન્દરી હુસ્નાને મળવા બાદ મને ભૂલી જશો નહિ.”

આટલા શબ્દો બોલતાંજ રોશનઆરાનું અંતઃકરણ ભરાઈ આવ્યું. તેની આંખોમાંથી દડદડ અશ્રુબિન્દુઓ સરી પડયાં. યુસુફે તેનો હાથ પકડયો અને અશ્રુ લૂછતાં હાથપર ચુંબન કરી કહ્યું:—“ શાહજાદી! વિદાયગીરીના વખતે તમારી આંખમાં આંસૂ જોઈ મારૂં દિલ ફાટી જાય છે. માટે ખુશીથી હાસ્યવદને પ્રફુલ્લિત બની મને રજા આપો.”

એટલામાં શેરદિલ ત્યાં આવી પહોંચ્યો અને રોશનઆરાને

કુનિસ બજાવી બોલ્યો:-"શાહજાદી! શી આજ્ઞા છે?"

રોશનઆરા યુસુફને બતાવતાં બોલી:-"શેરદિલ! બાદશાહ યુસુફ સાહેબને પોતાના પુત્રના કરતાં પણ વિશેષ પ્યારથી ચાહે છે, એ વાત તું જાણે છે. એમને તું કોઇ પણ જાતની હરકત ન પડે તેમ કેરો પહોંચાડી દે અને ત્યાં પહોંચ્યાના ખુશખબર સૌથી પહેલાં મને આવીને કહેજે. તેમની કિમતી જીંદગીને માટે તું જોખમદાર છે, એ વાત ખાસ ધ્યાનમાં રાખજે."

શેરદિલ:-"આપની આજ્ઞાનું સંપૂર્ણ રીતે પાલન કરીશ અને યુસુફનો એક વાળ પણ વાંકો થવા નહિ દઉં એ વિષે નિર્ધાસ્ત રહેશો."

રોશનઆરા:-"ત્યારે જા અને હમણાને હમણા તારા પ્રખ્યાત ઉંટ સહરાને લઈ આવ. તે ઘણું ઉમદા અને ચપળ જાનવર છે."

શેરદિલ ભૂમિ સૂધી નમી રોશનઆરાને કુનિસ કરી ચાલ્યો ગયો.

ત્યાર પછી રોશનઆરા પોતાના કંઠમાંહેલી મોતીની માળા કહાડતાં બોલી:-"યુસુફ! આ મોતીની માળા તમારી પત્ની હુસ્નાને મારી યાદગીરી તરીકે આપજો. વળી કોઇ વખતે વિપત્તિમાં આવી પડો કિંવા અર્થાભાવને લીધે કષ્ટ ભોગવવા વખત આવે તો તરતજ મને જણાવજો. કેરોમાં અમારો મહેલ 'રોશન-મંઝીલ' તરીકે પ્રખ્યાત છે. તમોને હું એક પંજો આપું છું અને તે પંજો અમારા મહેલના સરદારને બતાવતાંજ તે તમોને દરેક બાબતની સહાય કરશે."

યુસુફે રૌશનઆરાના હાથમાંથી માળા અને પંજો લીધાં. તેણે તેની પરીક્ષા કરી જોઇ તો તે બન્ને બહુ કિમતી જણાયાં. જે આટલો બધો સ્નેહ કરે છે–બક્ષીશ આપે છે–તેના પ્રતિદાન તરીકે પોતાની પાસે કાંઇપણ નહિ હોવાથી તેના દિલમાં આઘાત થયો. કૃતજ્ઞતા દર્શાવતાં તે બોલ્યોઃ–"શાહજાદી ! ખુદાએ તમને જે રૂપ અને ગુણ આપેલ છે, તેજ તમારી શ્રેષ્ઠ સંપત્તિ છે. તમોને આપવાને મારી પાસે કાંઇ નથી, એ બાબતનો મારા મનમાં બહુ અફસોસ થયા કરે છે. હુસ્ના તમારી તરફના આ સ્નેહોપહારથી બહુ ખુશ થશે. માત્ર એક આખરી વિનંતિ તમોને કરવાની છે, અને તે એ કે તમે જ્યારે કેરોમાં આવો ત્યારે મારા જેવા દીન હીનના ગૃહને તમારા પગલાંથી પવિત્ર કરવા ચૂકશો નહિ."

રૌશનઆરાઃ–" યુસુફ ! ખુદા તમોને હંમેશને માટે સુખી રાખે એવી પ્રાર્થના કરૂં છું. બાકી અત્યારે હું વધારે કહી શકતી નથી."

એટલામાં શેરદિલ તેના ઉંટને લઈને આવ્યો અને મુસાફરીની બધી તૈયારી થઇ ગયેલી તેણે જણાવી.

યુસુફે અશ્રુપૂર્ણ નયને રૌશનઆરાના વક્ષને એક ચુંબન કરી, મર્મભેદી દીર્ઘ નિશ્વાસ મૂકી તેની રજા લીધી.

આ વખતે મરૂપતિ કોઈ રાજકિય કાર્ય માટે ક્યાંઈ ગયેલ હોવાથી વિદાય વખતે યુસુફની અને તેમની મુલાકાત થઈ નહિ. યુસુફના મનમાં તેથી બહુ દુઃખ થયું. તેણે કહ્યું:–"શાહજાદી, બાદશાહને મારા સલામ કહેજો. હું જ્યાં હોઈશ ત્યાં તેમની

કૃપાને બિલકુલ ભૂલીશ નહિ. તેમને કહેજો કે આ હતભાગીને તેઓ ક્યારેય પણ ભૂલે નહિ."

યુસુફ જ્યાં સૂધી દૃષ્ટિએ પડયો ત્યાં સૂધી શેશનઆરા તેને એકી નજરે જોઈ રહી. યુસુફ દૃષ્ટિપથમાંથી દૂર થતાંજ તેણે રૂમાલથી અશ્રુપૂર્ણ આંખો લૂછી અને દુઃખિત હૃદયે પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો.

સુખ સમૃદ્ધિથી પરિપૂર્ણ આનંદનું ધામ ગણાતો ઓરડો તેને શૂન્યકાર જેવો જણાવા લાગ્યો. તે મનમાં ને મનમાં વિચારવા લાગીઃ—"પુરૂષ જાતિને હું હમેશાં ધૃણાની દૃષ્ટિથી જોતી આવી છું. અનેક સૌન્દર્યવાન અમીર ઉમરાવના શાહજાદાઓ મારા હાથની માગણી કરવાને આવ્યા હતા તેઓનો તિરસ્કાર કરી મેં ઠોકરે માર્યા છે. હું એટલી બધી અભિમાનની છું કે, પુરૂષોને મેં શઠ, દીન, હીન માન્યા છે. પરંતુ હાય! આજે તેજ જાતિ માંહેલા એક પુરૂષે મારા અભિમાનને ચૂર્ણ કરી નાખ્યું છે। જેને મેં કુદારેય જોયો નથી, જે મારો કોઇ જાતનો સંબંધી નથી, જે એક વખત સહરાના રણમાં મૃત્યુના મુખમાં પડેલો હતો, તેને વિદાય આપતી વખતે આજે મારૂં દિલ આટલું બધું કેમ દ્રવે છે? કઈ શક્તિદ્વારા તે મારા ગર્વનું ખંડન કરી મારૂં અભિમાન ઉતારી ચાલ્યો ગયો?—

"ત્યારે શું હું તેને ચાહું છું? રમણીઓના જીવનનું લક્ષ્યબિન્દુ જે પ્રેમ ગણાય છે, તે પ્રેમમાં પડી હું તેના તરફ દીવાની થઇ ગઇ છું? હા. હું તેને ચાહું છું-તેના ચરણ કમળમાં મેં મારો દેહ સમર્પિત કરી દીધો છે. શું

સ્વાર્થ કલંકશૂન્ય, લાલસાહીન પવિત્ર પ્રેમમાં દોષ હોય છે? નહિ. અનેક મનુષ્યો સુન્દર ફુલનું સૌંદર્ય–સુગંધ જોઈ પોતાની છાતીએ લટકાવે છે. અનેક મનુષ્યો સંગીત સાંભળી મોહિત થઈ જાય છે. અનેક તરંગોનો કલનાદ સાંભળી આત્મવિસ્મૃત બની જાય છે. આ બધું પ્રીતિ, તૃપ્તિ અને અનુરક્તિને લીધેજ બને છે. પ્રેમ તેઓને તેમની તરફ ખેંચી જાય છે. એમાં કોઈનો દોષ નથી. ત્યારે જેનું બાહ્ય અને આંતર સૌન્દર્ય જગત્‌ના કોઈપણ પુરૂષ કરતાં ઉત્તમ છે, એવા યુસુફને હું ચાહું તો તેમાં શેનો દોષ છે?

"યુસુફના ગુણ ઉપર હું મોહિત થઈ છું–તેની પક્ષપાતિની છું. ખરેખર, દયામય ખુદાએ તેને અતૂલ સૌન્દર્યવાન બનાવેલ છે; પરંતુ તેના બાહ્ય સૌન્દર્યની કિંમત તેના આંતર સૌન્દર્ય આગળ કાંઇજ નથી! તેનાં દેવતુલ્ય જીવનેજ મારા દંભી–અભિમાની જીવનને ચૂર્ણ કરી નાખ્યું છે! અય પરવરદિગાર! મારા આત્મામાં બળ આપો. નારી જાતિનું અભિમાન સતેજ રાખો. અનેક સુખસંપન્ન પુરૂષશ્રેષ્ઠ અમીર–ઉમરાવો તેઓના રૂપગુણ અને ઐશ્વર્ય લઈ મારા ચરણમાં વેચવા આવ્યા હતા, તેઓને ગર્વથી ઠોકરે મારવાને લીધેજ તે પાપના ફળ તરીકે મને આજે દીન દરિદ્ર યુસુફના માટે રડવું પડે છે! ખુદા દયા કરો! દયા કરો!!

# પ્રકરણ ૧૯ મું.

રોશનઆરા પાસેથી વિદાય લીધા બાદ લગભગ અર્ધા-એક કલાકે યાકુબ મરૂભૂમિમાં આવી પહોંચ્યો. આજે તેને પગથી મુસાફરી કરવાની નહોતી. આજે વિશ્વાસઘાતી મિત્ર નહોતો. પ્રાણુવિદાહી તૃષા તેને સતાવે તેમ નહોતી. હુસ્નાને મળવાની—તેનાં દર્શન કરવાની આશામાં તેના દિલમાં નવો ઉત્સાહ અને શકિત ઉત્પન્ન થયાં હતાં.

ઉપયુકત ખાદ્ય પદાર્થો લઇ યુસુફ મુરૂભૂમિના વાલુકામય પથે ચાલ્યો જતો હતો. ઉંટ ચલાવવાવાળો શેરદિલ ઉંટ ચલાવવામાં હોશિઆર હતો. એટલુંજ નહિ પણ રોશનઆરાનો તે વિશ્વાસુ નમકહલાલ સેનાની હતો. ઉપયુક્ત અસ્રશસ્ર સજી તે યુસુફની સાથે ચાલતો હતો.

પરંતુ એકાદ જંગલમાં શિકારીઓએ શિકાર કરવા છતાં પણ જેમ વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓ રહી જાય છે, તેમજ મરૂપ્રદેશ પણ સુલતાન વિકારૂદૌલાના કઠોર શાસન છતાં દસ્યુમુક્ત નહોતો.

યુસુફે ઉંટપર સ્વારી કરી હતી અને શેરદિલ ઉંટની લગામ પકડી આગળ ચાલ્યા કરતો હતો. શેરદિલને રેતીમાં ચાલવાને બહુ કષ્ટ થતું હતું; પરંતુ ન્હાનપણથી તેને રેતીમાં ચાલવાનો અભ્યાસ હોવાથી તે કંટાળી જતો નહોતો. યુસુફ ઉંટ પર બેસી પોતાની ચિંતામાં નિમગ્ન થઇ ગયો હતો.

લગભગ ત્રણ ચાર કોસ ચાલવા બાદ તેઓ બન્ને થાકી

ગયા. તેઓએ પોતાની સાથે પુષ્કળ પાણી લીધું હતું. તેમાંથી ઘણીવાર પાણી પીવા છતાં પણ તેમની તૃષાનું નિવારણ થયું નહિ. હુસ્નાને મળવા માટેનો ઉત્સાહ, આગ્રહ અને આકાંક્ષાને લીધે યુસુફે તેના ચિત્તને દુર્બળ થવા દીધું નહિ. ખરેખર, મનુષ્ય જ્યારે કોઇ એકાદ આશાને દૃષ્ટિ સમીપ રાખીને કાર્ય કરે છે, ત્યારે ગમે તેવાં કઠોર સંકટો સહન કરવાથી પણ તેનામાં કુદરતી શક્તિ આવી જાય છે.

કુદરતની કૃપાથી આવાં મરૂક્ષેત્રોમાં આઠ આઠ દસ દસ ખજૂરનાં વૃક્ષો ઉગેલાં હોય છે. મુસાફરો આ વૃક્ષોને રણના બગીચા તરીકે ઓળખાવે છે. તેવોજ એક ન્હાનો બગીચો થોડે દૂર યુસુફના જોવામાં આવ્યો. તેણે તે સ્થળે થોડો વખત વિશ્રાંતિ લેવાની મરજી શેરદિલને જણાવી.

શેરદિલે કહ્યું:–" હુજૂર! આપને વિશ્રાંતિ લેવી હોય તો મારી ના નથી; પરંતુ સૂર્યાસ્ત પહેલાં આપણે જેમ બને તેમ જલ્દી આ મરૂક્ષેત્ર ખલાસ થતાં જે પહાડ આવે છે ત્યાં પહોંચી જવું જોઇએ."

" કેમ?" યુસુફે અજાયબ થઈ પૂછયું.

શેરદિલ:–" અહિં આવવામાં આપણો લગભગ અરધો વખત ચાલ્યો ગયો છે. બાકી હજી આપણે પાકા ત્રણ કોસ ચાલવાનું છે".

યુસુફ:–"તેમાં હરકત શી છે? અત્યારે લગભગ પાંચેક વાગ્યા હશે અને આ પ્રમાણે ચાલ્યા કરશું તો રાત્રિના દસ વાગ્યા પહેલાં આપણે તમે કહો છો તે પહાડ પાસે નહિ પહોંચી

શકીએ? શેરદિલ, તમે કયા પહાડ વિષે વાત કરો છો?"

શેરદિલઃ—"કેરોની સીમાની નજીકમાં આવેલો છે તે. તે પહાડ પાસેજ મરૂપતિની હદ ખલાસ થાય છે. તે પહાડના ઉપરથી આ જાનવર ચાલી શકશે નહિ માટે આપણને તે પહાડને ફરીને જવું પડશે એટલે તે રસ્તે જતાં એક કલાક વધારે મોડું થશે."

યુસુફઃ—"ત્યારે તો આપણે પહોંચીશું તે વખતે લગભગ અર્ધ રાત્રિ વીતી ગઈ હશે?"

શેરદિલઃ—"હા, વળી તે વખતે શહેરના દરવાજા પણ ઉઘાડા નહિ હોય એટલે આપણને શહેર બહાર કોઇ ધર્મશાળામાંજ આશરો લેવો પડશે."

યુસુફઃ—"ત્યારે કાંઇ ઉપાય?"

શેરદિલઃ—"ધર્મશાળામાં આશરો લીધા સિવાય બીજો કોઈ ઇલાજ નથી. હુજૂર, તેમાં આપને શી હરકત છે? વિપદ્‌-જનક રસ્તાની અંદર પડયા રહેવા કરતાં ધર્મશાળા શું ખોટી છે?"

યુસુફઃ—"રસ્તામાં કાંઇ વિપત્તિ આવે એમ તમે ધારો છો?"

શેરદિલઃ—"હા. રસ્તામાં સિંહ વ્યાઘ્રાદિનો ભય છે; પરંતુ તે ભયનું નિવારણ કરવાનાં શસ્ત્રો મારી પાસે મોજૂદ છે. તે સિવાય—"

શેરદિલ આગળ બોલતો અટકી ગયો. યુસુફના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તેણે પૂછયું:—"શેરદિલ! આ મરૂભૂમિમાં હજી ચોર-લૂંટારાઓનો પણ ભય છે કે?"

શેરદિલઃ—"હુજૂર! ભય દર્શાવી આપના દિલને દુઃખી

કરવા હું ઇચ્છતો નથી. છતાં ભય નથી એમ કહી શકતો નથી."

યુસુફ:–"ત્યારે ચાલો આપણે ઉતાવળ કરીએ. આ સ્થળે વિશ્રામ કરી સમયનો નકામો વ્યય કરવામાં કાંઈ સાર નથી."

શેરદિલ:–"જનાબ! આપે વિશ્રાંતિ લેવાની ઇચ્છા કરી છે, તો આપણે થોડો વખત અહિં રોકાઈ જઈએ. એક સરખા પાંચ છ કોસ ચાલવાથી ઉંટની પીઠ પણ દુઃખતી હશે એટલે તેને પણ થોડો આરામ મળશે."

શેરદિલે ઉંટને ઈશારત કરતાંજ ઉંટ નીચે બેસી ગયું. યુસુફ તેના પરથી ઉતરીને એક ખજૂરનાં ઝાડ તળે જઈને બેઠો. લગભગ અર્ધોએક કલાક ત્યાં આરામ લીધા બાદ શેરદિલે પુનઃ ઉંટને તૈયાર કરી યુસુફને તેના પર બેસાડી ચાલવા માંડયું.

રસ્તે ચાલતાં યુસુફ સ્વગત વિચારવા લાગ્યો:– "વિશ્વાસઘાતી મિત્ર કરતાં લૂંટારાનો ભય મને એટલો બધો લાગતો નથી. ખુદા ઉપર મને સંપૂર્ણ ભરોસો છે. આત્મરક્ષા માટે મારી પાસે હથિયાર છે, અને શેરદિલ પણ અસ્ત્રશસ્ત્રથી સુસજ્જિત છે."

લગભગ સંધ્યા થવા આવી. તેઓ એક કોસ ચાલીને આવ્યા હતા. કહેવત છે કે, 'નસીબ બે ડગલાં આગળનું આગળ' એ ન્યાયે વિપત્તિનાં ચિહ્નો જણાવા લાગ્યાં. એકાએક રેતીનું તોફાન શરૂ થયું. જોરશોરથી પવન વાવા મંડયો. રેતીના ઢગેઢગ ઉડીને તેઓને ઢાંકી દેવા લાગ્યા. ઉંટને આગળ વધવાની શકિત રહી નહિ. આંખો મીંચી તે ઉભો રહ્યો. શેરદિલે વિચાર્યું કે, તોફાન શમતાં એક કલાક લાગશે એટલે અહિંજ

રાત્રિ તો થઈ જશે. આ વિચાર આવતાંજ ભયથી તે કંપી ઉઠયો. પણ પોતાના મનનો ભય તેણે યુસુફને જાણવા દીધો નહિ.

આ પ્રમાણે લગભગ એક કલાક જવા બાદ તોફાન કાંઈક શાંત થાય એવાં ચિહ્નો જણાવા લાગ્યાં. તેઓએ પુનઃ મુસાફરી શરૂ કરી. શેરદિલના કહેવા મુજબ તેઓ અર્ધોએક ગાઉ ચાલ્યા બાદ રાત પડી અને સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો.

આ અંધકારમાં થોડે દૂર ચાલ્યા બાદ શેરદિલે એકદમ ઉંટને આગળ વધતો અટકાવી દીધો.

યુસુફે અજાયબ થઈ પૂછયું:-"શેરદિલ! ઉંટને કેમ ઉભો રાખ્યો?" શેરદિલ કપાળે હાથ મારતાં બોલ્યો:-"હુજૂર! ઓલામાંથી નીકળી ચૂલામાં પડયા છીએ! એક ભયમાંથી મુક્ત થતાં બીજો ભય નજર સામે આવી ઉભો છે!"

"કેમ શું છે?"

"આપણે રસ્તો ભૂલ્યા છીએ!"

"તે કેમ જણાયું?"

"જનાબ! બાલ્યકાળથી હું આ મરૂક્ષેત્રમાં મુસાફરી કર્યા કરૂં છું. લગભગ બબ્બે ગાઉને અંતરે રસ્તાના ચિહ્ન તરિકે સુફેદ પત્થરો રેતીની અંદર ખોડવામાં આવેલા છે. આપણે આટલું બધું ચાલી આવ્યા પણ મારી નજરે એક પણ પત્થર પડતો નથી. તેથી આપણે કયે સ્થળે છીએ તેની પણ હું કલ્પના કરી શકતો નથી."

"ત્યારે કોઇ ઉપાય?"

"ઇશ્વરના ઉપર ભરોંસો. એ સિવાય બીજું કાંઈ નહિ."

તેઓની નજર સામેજ એક રેતીનો ટેકરો આવેલો હતો. શેરદિલે કહ્યું:-"હુજૂર! આ ટેકરા ઉપર જઈ હું જરા તપાસ કરી આવું. આપ ઉંટની લગામ પકડી જરા ઉભા રહો. જોજો, લગામ ઢીલી મૂકતા, નહિ તો ઉંટ એકદમ ચાલવા માંડશે."

રેતીના ટેકરા ઉપર ચડવાનું કામ બહુ મુશ્કેલી ભર્યું હતું. કારણ કે પગ મૂકતાંજ રેતી ખસી જતી હતી કિંવા તેમાં પગ ખૂંચી જતા હતા.

શેરદિલને આવા ટેકરાઓ ઉપર ચડવાની ટેવ હતી એટલે દસ પંદર મીનીટ બાદ ઉપર જઇ તે ચારે બાજુ નીરિક્ષણ કરવા લાગ્યો; પરંતુ પોતે કયે સ્થળે છે, એનો નિર્ણય કરી શકયો નહિ.

એકાએક થોડે દૂર બળતી મશાલો તેના જોવામાં આવી. કેટલાક માણસો મશાલો સળગાવી તેમના તરફ આવતા હોય એમ તેને જણાયું. ભયથી તેનું શરીર કંપવા લાગ્યું. તેણે વિચાર્યું કે લૂંટારાઓ આવી પહોંચ્યા છે. વાઘની ગુફા આગળજ રાત પડી ગઇ હતી. કિસ્મતને દોષ દેતો તે અફસોસ કરવા લાગ્યો. તેણે ટેકરા ઉપરથી બૂમ પાડી યુસુફને કહ્યું:-"હુજૂર! હથિયાર એકદમ બહાર કહાડી રાખો. આપણે જહાન્નમમાં આવી પહોંચ્યા છીએ. ડાકૂઓ આપણી તરફ આવે છે."

યુસુફના કાનમાં શેરદિલનો અવાજ પહોંચી ગયો. જેવો તે કમરમાં ખોસેલી પોતાની કટાર બહાર કહાડવા જાય છે, એટલામાં એક લાકડીનો સખ્ત ફટકો તેના માથ પર પડયો અને મૂર્છા ખાઇ તે જમીન ઉપર ઢળી પડયો.

એક બળવાન લૂંટારો તેના અનુચરોને આજ્ઞા કરતાં બોલ્યોઃ–“ આ માણુસને તેના ઉંટપર નાખીને એકદમ આપણી છાવણીમાં લઈ જાઓ.”

શેરદિલે રેતીના ટેકરા પરથી આ બધો બનાવ જોયો. શંકિતચિત્તે ટેકરા પરથી તે એકદમ ઉતરવા લાગ્યો. શંકા તેના પોતાના માટે નહોતી; તેના શરીરમાં અસૂરના જેટલું બળ હતું. તેની પાસે એક કટાર અને પિસ્તોલ હતી. વળી તેની મલેકાએ તેને ફરમાવ્યું હતું કે, “ શેરદિલ, યુસુફ સાહેબને સુખરૂપ કેમમાં પહોંચાડજે, તેમના જીવનને જરા પણ દુઃખ થયું તો તે મારા દિલને દુઃખ થયા બરોબર છે।” શેરદિલને શાહજાદીની ઉપરોક્ત આજ્ઞા યાદ આવી. યુસુફને બચાવવાને ટેકરા ઉપરથી જેવો ઉતરવા લાગ્યો કે રેતીની અંદર તેનો પગ પેસી ગયો અને ગુલાંટ ખાતો ખાતો તે ટેકરાની નીચે આવી પડયો. કમરમાંથી કટાર કહાડવા પહેલાંજ યુસુફની માફક તેના માથાપર પણ લાકડીનો ફટકો પડયો. તે બળવાન હતો તોપણ એકાએક ફટકાના પ્રહારથી મૂર્ચ્છાવશ થઇ ગયો.

જેઓએ લાકડીઓના ફટકા માર્યા હતા, તેઓ ચાર પાંચ જણુ હતા. એટલામાં શેરદિલે જે મશાલચીઓને થોડે દૂર જોયા હતા, તેઓ પણ ત્યાં આવી પહોંચ્યા. મશાલના અજવાળામાં જે વ્યક્તિએ યુસુફને પોતાની છાવણીમાં લઇ જવાનું કહ્યું હતું, તે વ્યક્તિએ શેરદિલને તેના પોશાક ઉપરથી ઓળખી લીધો. આ વ્યક્તિ બીજી કોઈ નહિ પણ મરૂપતિ વિકારૂદ્દૌલાને હંફાવનાર દસ્યુપતિ અલીબેગ હતો. તેની ટોળીના માણુસો તેને

બેગ સાહેબના નામની બોલાવતા હતા.

અલીબેગે તેના સાથીઓ તરફ સહાસ્ય મુખે જોઈ કહ્યું:
"આજે આપણી મહેનત સફળ થઈ! આ માણસને તમો ઓળખો છો?"

એક મશાલધારી લૂંટારો જમીનપર પડેલા શેરદિલને મશાલના અજવાળામાં જોયા પછી બોલ્યો:–"નહિ સાહેબ, આ માણુસને અમે કયારેય જોયો નથી."

અલીબેગ:–"અરે મૂર્ખ! એટલું પણ સમજતો નથી! આ માણુસ મરૂભૂમિના સુલતાન ગણાતા બાદશાહ વિકારૂદ્દૈ-લ્લાએ જ્યારે મને પકડયો હતો, ત્યારે આ શયતાનનેજ મારા પર પહેરો ભરવા રાખ્યો હતો. આ બદમાશની ચાલાકીને લીધેજ મારાથી તે પહેરામાંથી જલ્દી નાશી શકાયું નહોતું."

"બેગ સાહેબ! ત્યારે હુકમ કરો. આ બદમાશનું માથું હમણાંજ ધડથી જૂદું કરી નાંખું!"

"નહિ. એટલી બધી ઉતાવળ કરવાની જરૂર નથી."

આજે તેને પકડવાથી આપણને કાંઇક નવોજ ભેદ પામવાનું મળશે. પેલા માણુસને લઈ આવા રાત્રિના વખતે તે કેમ મુસાફરી કરે છે? આમાં કાંઈપણ મતલબ હોવી જોઈએ. માટે આ બન્નેને આપણા તંબુ પર લઇ જાઓ અને તેઓને તહેખાનામાં જૂદે જૂદે સ્થળે પૂરી દો. ન્હાસી જવાનો કોઈ પ્રયત્ન કરી ન શકે એ વાત ખાસ ધ્યાનમાં રાખજો."

બેગ સાહેબનો હુકમ થતાંજ યુસુફ અને શેરદિલને ઉંટ પર નાખી તેઓ પોતાની છાવણી તરફ ચાલવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૭ મું.

હતભાગ્ય યુસુફને જ્યારે સંજ્ઞા પ્રાપ્ત થઇ ત્યારે ઉત્તપ્ત વાલુકાને બદલે તેણે તેને એક અન્ધકારમય ઓરડાની અંદર ઘાસની ઉપર પડેલો જોયો. માથા પર લાકડીના ફટકાથી તેને જે જખમ થયો હતો, તેમાંથી લોહી નીકળતું બંધ થયું હતું; પરંતુ તેના દીલમાં અશકિત બહુ આવી ગઈ હતી.

પ્રભાતમાં રવિનાં વિમળ કિરણો પૃથ્વી પર સોનેરી પ્રકાશ પાડી રહ્યાં હતાં. ઓરડાના બારણાને એક ફાટ હતી અને તેમાંથી સહજ અજવાળું આવતું હતું. યુસુફે જાણ્યું કે સવાર પડી ગઇ છે.

એકાએક કારાગૃહનું બારણું ઉઘડયું અને યુસુફના દિલમાં કાંઈક આશા ઉત્પન્ન થઇ. એક બળવાન વ્યકિત તેની સામે આવીને ઉભી રહી. તેણે યુસુફને કહ્યું:–" અમારા સરદાર તમોને બોલાવે છે, માટે ઓરડામાંથી જલદી બહાર આવો."

યુસુફ ઓરડામાંથી બહાર આવ્યો અને મન્ત્રમુગ્ધવત્ તે વ્યક્તિની પછવાડે ગુપચુપ ચાલવા લાગ્યો. બે ત્રણ મિનિટમાંજ તેઓ અલીબેગની પાસે જઇ પહોંચ્યા. અલીબેગ વ્યાઘ્રચર્મ પાથરેલા એક કાષ્ટાસન પર બેસી ધુમ્રપાન કર્યા કરતો હતો. શુષ્કમુખે, કંપિત હૃદયે યુસુફ બે હાથ જોડી અલીબેગના સામે ઉભો રહ્યો. માથું નીચું નમાવી તેણે તેને સલામ કરી. અલીબેગે યુસુફને પોતાના સામે બેસવાની ઇસારત કરતાં કહ્યું:–" બન્દી મુસાફર! તમારા જીવન-મરણનો આધાર મારી

દયા પર લટકેલો છે. તમને તમારા પ્રાણુની પરવાહ હોય, કિંવા અતિ કઠોર અને બિભત્સ મૃત્યુને આધન થવા ન માગતા હોવ, તો હું જે કાંઇ પૂછું તેના ખરેખરા જવાબો આપજો. તમે સત્ય કહો છો કે જુઠું બોલો છે, તે હું તમારા બોલવા પરથી પારખી લઇશ."

"ત્યારે આપના પ્રશ્નના હું બરાબર ઉત્તર આપું તો આપ મને છોડી દેશો ?"

"હા. મારી મતલબ પાર પડતાંજ તમોને હું છોડી દઇશ. એટલુંજ નહિ પણ તમારે જે સ્થાને જવું હશે તે સ્થાને પહોંચાડવાને એક માણસ પણ આપીશ, જે તમોને તમારા ઇચ્છિત સ્થાને પહોંચાડી આવશે."

યુસુફે વિચાર કર્યો કે, પોતે કાળના સપાટામાં આવી ગયો છે, એટલે તેને અનુગત થવા સિવાય ઉધ્ધારની બીજી કોઇ આશા નથી. તેણે કહ્યું:–"જનાબ! આપને જે કાંઈ પૂછવું હોય તે પૂછી આપની જીજ્ઞાસાવૃત્તિ શાંત કરી લ્યો. તેમાં મને કોઈ જાતનો વાંધો નથી."

અલીબેગે પૂછયું:–"તમે કોણ છો, અને રાત્રિના વખતે કયાં જતા હતા ?"

"હું એક હતભાગી મુસાફર છું."

"કયાંથી આવો છો ?"

"સુલતાન વિકારૂદ્દૌલાના મહેલમાંથી."

"તેઓનો અને તમારો શું સંબંધ ?"

યુસુફે યાકુબની સાથે પોતે નિગામ્બોના પહાડમાં ગયો

હતો, ત્યાંથી માંડીને ઠેઠ પોતે અલીબેગના હાથમાં પકડાયો ત્યાં સુધીની સમગ્ર બીના તેને કહી સંભળાવી. રોશનઆરાએ કરેલી સેવા શુશ્રુષાની વાત પણ તે કહેવાને ભૂલ્યો નહિ.

અલીબેગે પૂછયું:–"તમે કહો છો કે યાકુબ મારૂં સર્વસ્વ અપહરણ કરી ગયો છે, ત્યારે તમારી પાસે ઝવેરાતની થેલી અને મોતીની માળા કયાંથી આવી? વળી આ પંજો કોનો છે?"

"મરૂપતિની કન્યા રોશનઆરાએ આ બધું મને આપ્યું છે."

"ત્યારે તો આ બધું પેલા ગુપ્ત ધન ભંડારમાંથી આપ્યું હશે. કેમ ખરૂં કે નહિ?"

"જવાબ! તે પ્રશ્નનો ઉત્તર ન આપું તો કોઈ હરકત છે?"

"હા. તે ધનભંડારની સમગ્ર કથા હું તમારા મ્હોડે સાંભળવા માગું છું. સીધી રીતે તમે જવાબ નહિ આપો તો મને જબરદસ્તી વાપરવી પડશે. તમારૂં ઝવેરાત, પંજો વગેરે મારા હાથમાં આવી ગયાં છે. બાકી ધન ભંડારની વાત રહી છે, જે તમોને કહ્યા વિના છૂટકો નથી."

નરાધમ અલીબેગની વાતચિતની ઢબછબ તથા તેનો ગંભીર ચ્હેરો જોઈ યુસુફ ભયભીત બની ગયો. તેના નસીબમાં હજી પણ કેટલું બધું દારૂણ દુઃખ અનુભવવાનું લખેલું હતું તેની તેને સમજ પડી નહિ. તેણે વિચાર્યું કે, અલીબેગને જ્યારે ગુપ્ત ધન ભંડારની ખબર પડી ગઇ છે, ત્યારે તેની પાસે તે વાત છુપાવવામાં કોઇ સાર નથી. તેણે કહ્યું:–"હજુર! આપ કહો છો તે બરાબર છે!"

બેગ:–"ધન ભંડાર તમે નજરો નજર જોયો છે?"

આ પ્રશ્નથી યુસુફ જરા અચકાયો. તેણે વિચાર્યું કે, ધન ભંડારના અસ્તિત્વનો સ્વિકાર કરવામાં તેણે ગંભીર ભૂલ કરી છે. સહજ હિંમત લાવી તે બોલ્યો:–"નહિ, મેં નજરો નજર જોયો નથી!"

બન્ને આંખો પહોળી કરી, ડોળા કહાડી અલીબેગે પોતાની કમરમાં ખોસેલી છૂરી બહાર કહાડી યુસુફને બતાવતાં કહ્યું:–"સાવધાન! મુસાફર, જુઠ્ઠી વાત કરીશ નહિ. એક પણ મિથ્યા શબ્દ બોલીશ તો આ છૂરીથી તારા પ્રાણ લઇ લઈશ. તારા શરીરના ટુકડે ટુકડા કરી કાગડા કુતરાને ખવરાવી દઈશ માટે સત્ય કહે. તારા સંગી શેરદિલને પ્રાણભય બતાવતાંજ તેણે બધી વાત કબૂલ કરી દીધી છે. મને કહે મરૂપતિની કન્યા રોશનઆરાએ તને ધન ભંડાર બતાવ્યો છે કે નહિ?"

"હા, હજૂર!"

"ધનભંડારમાં કેટલી સંપત્તિ છે? શેરદિલ કહેતો હતો કે, બે કરોડ રૂપિયાનું ઝવેરાત છે. કેમ ખરૂં કે નહિ?"

"હજૂર! મારા કરતાં તો શેરદિલ આપને સારી રીતે ખુલાસો કરી શકશે. હું માત્ર એક રાત્રિએ ગયો હતો અને તે પણ આંખે પાટા બાંધીને!"

"યુસુફ! મારા ઉપદેશને માન્ય કર. હું તને નિહાલ કરી દઈશ. મરૂપતિ વિકારૂદ્દૌલા મારો શત્રુ છે. આ મરૂક્ષેત્રના અસંખ્ય લૂંટારાઓને તેણે વશ કર્યા છે; પરંતુ હજી સૂધી મને વશ કરી શકયો નથી. લગભગ ત્રણ પેઢીથી અમો આ મરૂક્ષેત્રમાં લૂંટારાનો ધંધો કરીએ છીએ. મારા પિતામહના અમલથીજ આ

દસ્યુવૃત્તિ ચાલતી આવેલી છે. તેણે મને બે વખત પકડયો હતો, પરંતુ વધારે વખત કેદમાં રાખી શકયો નથી. બન્ને વખત તેની આંખમાં ધૂળ નાખી હું છટકી આવ્યો છું. તે વખતે વિકારૂ-દ્દૌલાની પુત્રી રોશનઆરાએ મારી પીઠપર જે ચાબૂકના ફટકા માર્યા છે, તે હું હજી સૂધી ભૂલી શકયો નથી. તે દિવસથી રોશનઆરા તેમજ તેનો ગુપ્તધનભંડાર મેળવવાની મેં પ્રતિજ્ઞા કરી છે. રોશનઆરાને મારી બાંદીની પણ બાંદી બનાવી વિકારૂ-દ્દૌલાનું ખૂન કરી મરૂક્ષેત્રનો અધિકાર મેળવવાનો મેં નિશ્ચય કરેલો છે. માટે આ બાબતમાં તું મને સહાયતા કર. આનો બદલો તને આપ્યા વિના રહીશ નહિ. તારી પાસેથી મેં લીધું છે, તે બધું તને પાછું આપી દઈશ અને હમેશને માટે તને મારો પ્રિય ગણી તને સહાયતા કરીશ. વળી તું એમ માનીશ નહિ કે, મારી પાસે બિલકુલ સંપત્તિ નથી ખુદાની મહેરબાની અને વડીલોની બહાદુરીથી મારી પાસે અઢળક સંપત્તિ છે. એટલે સંપત્તિ માટે નહિ પણ શત્રુનો નિપાત, અભિમા-નિની રોશનઆરના ગર્વનું ખંડન અને મરૂક્ષેત્રનું આધિપત્ય, એટલા માટેજ હું આ બધા પ્રયત્નો કરી રહ્યો છું."

દસ્યુપતિ અલીબેગની વાત સાંભળી યુસુફ ભયભિત બની ગયો. વાતચિત કરતી વખતે અલીબેગનો ચ્હેરો ચિત્રવિચિત્ર અને ભીષણ જણાતો હતો. હજી પણ તેવી છટા તેના ચ્હેરાપર જણાતી હતી.

થોડો વખત બન્ને જણા ગુપચુપ વિચાર કરતા બેસી રહ્યા. પછી અલીબેગ મૌનભંગ કરતાં બોલ્યોઃ-"યુસુફ! જે પ્રમાણે

કહું તે પ્રમાણે વર્તવાને તું તૈયાર છે?"

"સાહેબ! હુકમ કરો. મારાથી બનતા પ્રયત્ને આપનું કાર્ય કરી આપીશ."

"ત્યારે સાંભળ. પહેલાં તો મને ગુપ્ત ધન ભંડારનો ગુપ્ત રસ્તો બતાવ અને પછી રોશનઆરાને કોઇ પણ પ્રયત્ને ફોસલાવીને મહેલની બહાર લઈ આવ."

યુસુફ એકદમ દીવાનાની માફક બૂમ પાડી બોલી ઉઠયોઃ- "નહિ, નહિ. મહેરબાન, આવું દુષ્ટ કાર્ય મારા હાથથી થઇ શકશે નહિ. રોશનઆરા, કે જેણે દેવીરૂપે મારી સેવા શુશ્રુષા કરી મને નૂતન જીવનદાન આપ્યું છે, તેનો નાશ કરવાનું કાર્ય મારાથી બની શકશે નહિ. વળી સુલ્તાન વિકારૂદૌલાએ પણ મને પુત્ર કરતાં અધિક સ્નેહથી ચાહી જે માયા-મમતા બતાવી છે, તેના તરફ પણ હું નમકહરામ થઇ શકીશ નહિ. અલીબેગ! જોઇએ તો મને તલવારના ફટકાથી મારી નાખો; પરંતુ આવું નીચ કૃત્ય હું કરીશ નહિ."

"બદમાશ! જ્યાં સૂધી સીધી રીતે મનાવું છું ત્યાં સૂધી મારૂં કહેવું માનતો નથી? ઠીક છે. જોઇલે મારા પ્રતાપ. કહેવત છે કે સીધી આંગળીથી ઘી કયારેય નીકળતું નથી, તેમ તું ચમત્કાર વિના નમસ્કાર કરીશ નહિ એમ મને ખાત્રી છે."

એટલું કહી અલીબેગે એક પહેરેગીરને બોલાવ્યો અને તેને કહ્યું:-"જાફરને કહે કે એક બદમિજાજ બન્દીને સીધે રસ્તે લાવવો છે, માટે એકદમ અહિં આવ"

સરળ હૃદયી યુસુફ આગળ અલીબેગે શેરદિલના નામની

ધાપ આપી હતી; પરંતુ યુસુફ તે સમજી શકયો નહિ અને તેણે વિકારૂદૌલા તથા રૌશનઆરા વિષેની બધી હકીકત અલીબેગને કહી દીધી. વસ્તુતઃ શેરદીલ તો ત્યાં હતોજ નહિ. રાત્રિના વખતે પહેરેગીરોની નજર ચુકાવી પોતાના બંધનો છેદી નાખી તે ન્હાસી ગયો હતો. તે કયાં ગયો તેની કોઇને ખબર પડી નહિ. તેને ન્હાસી ગયેલો જોઇ પહેરેગીરો ભય પામ્યા. અલીબેગ પાસે આ હકીકત કહેવાની કોઇની હિમ્મત ચાલી નહિ.

પરંતુ તેઓના સુભાગ્યે અલીબેગે શેરદિલને બોલાવી મંગાવ્યો નહિ એટલે તેઓ કાંઇક નિશ્ચિંત રહ્યા.

જાફર અલીબેગની પાસે આવી પહોંચ્યો. જાફર સાક્ષાત યમમૂર્તિ જેવો દેખાતો હતો. શયતાન અલીબેગના હુકમથી મનુષ્યવધ કરવાનું કાર્ય તે કરતો હતો.

જાફરે નજીક આવી અલીબેગને સલામ કરી અને પૂછયું:— "જનાબ! શી આજ્ઞા છે?" અલીબેગ ગંભીર મુખ રાખી બોલ્યો:—" આ કપટી બદમિજાજી છે! આપણા હુકમને માન્ય કરતો નથી, માટે તેને ઠેકાણે લાવવો છે."

નિષ્ઠુર જલ્લાદ જાફર પોતાને ખોરાક મળ્યો માની આનંદીત થયો. તેણે યુસુફનો હાથ પકડયો અને તેને ઘસડતો ઘસડતો એક ખજૂરના ઝાડ પાસે લઇ ગયો અને ચામડાના દોરડાથી તેનાં શરીરને વૃક્ષ સાથે બાંધતાં પૈશાચિક હાસ્ય કરતાં બોલ્યો:—"શયતાન અમારા માલિકનો હુકમ માનતો નથી, કેમ?"

એટલામાં નિષ્ઠુર હ્રદયી અલીબેગ ત્યાં આવી પહોંચ્યો. તેણે કહ્યું:—" જાફર! સીધી રીતે આ માણસ માને એમ નથી.

તેવા મેં ઘણા પ્રયત્નો કરી જોયા. માટે હવે આખરી ઇલાજ ફટકાનો છે. પહેલાં તેને દસ ફટકા લગાવ. નહિ માને તો પછી બીજા દસ લગાવ. એમ જ્યાં સૂધી માને નહિ ત્યાં સૂધી ફટકા લગાવતો જા."

માલિકનો હુકમ થતાંજ જાફરે એક બે એમ કરતાં દસ ફટકા યુસુફની કોમળ પીઠ પર લગાવ્યા. યુસુફ યાતનાથી આર્તનાદ કરવા લાગ્યો.

અલીબેગ પિશાચની માફક વિકટ હાસ્ય કરતાં બોલ્યોઃ–"કેમ, હજી પણ બીજા ફટકા ખાવા છે, કે મારો હુકમ માનવો છે?"

યુસુફની પીઠપરથી શોણિતધારાઓ વહેવા લાગી. દુઃખથી તે તરફડીયાં મારતો બોલ્યોઃ–" નહિ. તારા જેવા નરપિશાચને હું બીલકુલ સહાયતા કરીશ નહિ. જે રૌશનઆરાએ મારા જીવનની રક્ષા કરી હતી, તેના જીવનની-તેની આબરૂની–રક્ષા કરવા જતાં મારા પ્રાણ જાય તો બહેતર છે. તું જેટલું દુઃખ આપીશ તે બધું હું આનંદથી સહન કરીશ. ખુદા મારો રક્ષક છે. શયતાન, તું મૃત્યુનો ભય બતાવે છે; પરંતુ તે ભયને તો હું ક્યારનોય ઓળંગી ગયો છું."

હૃદયહીન નિષ્ઠુર અલીબેગનો મિજાજ ગયો. તેણે ઉપરા ઉપરી ફટકા લગાવવાનો અને તેના પર મીઠાનું પાણી છાંટવાનો જાફરને હુકમ કર્યો.

જલ્લાદ જાફર હિંસ્ર પ્રકૃતિનો હતો. તેણે પુનઃ ફટકા મારવાની શરૂઆત કરી. યુસુફના દિલ પરથી રક્તધારાઓ વહેવા લાગી.

નિષ્ઠુર જાફર માલિકને ખુશ કરવા માટે રક્તાધારા પર મીઠાનું પાણી છાંટવા લાગ્યો. હતભાગી યુસુફથી સહન થઈ શક્યું નહિ. તે આર્તનાદ કરવા લાગ્યો. તેનો આર્તનાદ સાંભળી પત્થરનું હૃદય પણ પીગળી જાય એમ હતું; પરંતુ જાફર કે અલીબેગના દિલમાં જરા પણ દયા આવી નહિ.

યુસુફ આ યંત્રણા સહન કરી શકયો નહિ. તેના મ્હોડામાંથી ગા-શ-ન આ-રા! હુસ્ના! એવા શબ્દો નીકળ્યા અને તે મૂર્ચ્છિત થઇ ગયો.

એટલામાં દસ્યુ નિવાસની પછવાડેથી કાંઇ કોલાહલ થતો સંભળાયો. મારો-મારો કાપો કાપોના અવાજો થવા લાગ્યા.

અલીબેગ આ કોલાહલથી કાંઈ સમજી શકયો નહિ. તેણે પોતાના પ્રહરીને પૂછયું કે આ શેનો કોલાહલ છે? એટલામાં પચાસ શસ્ત્રધારી સિપાહીઓને લઈ એક બળવાન પુરૂષ ત્યાં આવી ઉભો. તેણે પોતાના સિપાહીને અલીબેગને બાંધવાનો હુકમ કર્યો.

આ બળવાન પુરૂષ બીજો કોઇ નહિ પણ ખુદ મરૂપતિ સુલતાન વિકારૂદૌલાજ હતો. શેરદિલની સહાયતાથી સિપાહીએ અલીબેગને બાંધી લીધો. શેરદિલ યુકિતથી ન્હાસી જવા બાદ સુલતાનને મળ્યો હતો અને તેણે યુસુફની સઘળી હકીકત તેને કહી સંભળાવી એટલે તરતજ સુલતાન યુસુફની મદદે આવી પહોંચ્યો હતો.

દસ્યુપતિ અલીબેગને પકડવા માટે વિકારૂદૌલા ઘણા વખતથી પ્રયત્નો કર્યા કરતો હતો. આજે તેનો ઉદ્દેશ સિદ્ધ થયો. મિસરના પ્રતાપશાળી સુલતાને અલીબેગને પકડવા માટે તેને એક હજાર સોના મહોરો આપી હતી.

અલીબેગની સાથે તેના સાથીઓને પણ બન્દીવાન કરવામાં આવ્યા. પછી અલીબેગના મ્હોડા પર એક લાત મારતાં વિકારૂ-દ્દૌલાએ પૂછ્યું:–"બોલ, શયતાન! યુસુફ ક્યાં છે?"

એકાએક મરૂપતિની દૃષ્ટિ શુષ્ક ખજુર વૃક્ષ પર પડી. યુસુફની શોચનીય અવસ્થા જોતાંજ તેણે પોતાના સિપાહીને યુસુફને બંધમુક્ત કરવાનો હુકમ કર્યો.

યુસુફની મૂર્છા હજી સૂધી વળી નહોતી. તેના શરીર-માંથી રક્તધારા વહ્યાજ કરતી હતી. તેની આવી અવસ્થા જોઇ મરૂપતિએ કહ્યું:–"આને આપણા તંબૂમાં લઇ જાઓ અને તેની શુશ્રુષા કરો. હું હમણાંજ અહિંનું કામ ખલાસ કરી ત્યાં આવું છું."

સિપાહીઓ મૂર્ચ્છિત યુસુફના રૂધીર ટપકતા દેહને ઉપા-ડીને એક તંબૂની અંદર લઈ ગયા ત્યાર પછી મરૂપતિએ શેર-દિલ તરફ જોઈ અલીબેગને ઉદ્દેશીને કહ્યું:–"શેરદિલ! આ કમ-બખ્ત શયતાને મારા પુત્રવત્ યુસુફને ફટકાનો માર મારી જે દશા કરી છે, તેવીજ દશા મારે અલીબેગની પણ કરવી છે. માટે આને તેજ દોરીથી ખજુરાના ઝાડ સાથે બાંધી ફટકાનો માર મારી મીઠાનું પાણી છાંટ એટલે ફટકા ખાવામાં કેવી મજાહ પડે છે, તેની તેને ખબર પડે! ત્યાર પછી જાફર અને અલીબે-ગના મસ્તકો ધડથી જૂદાં કરી મિસરાધિપતિને મોકલી દે! શેરદિલ! તારા લીધેજ હું આજે આ નરપશુઓને પકડી શક્યો છું, માટે મિસરાધિપતિનું હજાર મહોરનું ઇનામ હું તને બક્ષીસ આપું છું."

શેરદિલે માલિકની આજ્ઞાનું બરાબર પાલન કર્યું. તેની તીક્ષ્ણ તલવારથી અલીબેગનું મસ્તક ધડથી જૂદું થઇ ગયું અને તરતજ તે મિસર મોકલી આપવામાં આવ્યું.

---

# પ્રકરણ ૧૮ મું



રૂપનો મોહ અને મદિરાની ઉન્મત્તતા બન્ને સરખાં હોય છે. જેમ જેમ મદિરાની એક પછી એક પ્યાલી પીતાંજ નશો ચડવા લાગે છે, તેવીજ રીતે રૂપનો મોહ પણ દિવસે દિવસે વૃદ્ધિંગત થવા લાગે છે. શયતાન યાકુબ હુસ્નાનું સૌંદર્ય જોઈ પાગલ બની ગયો હતો. હુસ્નાની ખુબસૂરત મુખાકૃતિએ તેની આંખમાં મોહનું અંજન આંજ્યું હતું. હુસ્નાને પોતાની બનાવવા માટે તે બહુ ઉત્સુક થઈ રહ્યો હતો.

યાકુબ હવે પૈસાદાર થયો હતો. બીજેજ દિવસે તે બજારમાં ગયો અને એક પ્રખ્યાત ઝવેરીને ત્યાંથી ઉત્તમ પ્રકારની સુન્દર મોતીની માળા તેણે વેચાતી લીધી. તેણે વિચાર્યું કે, "સ્ત્રીઓ હમેશાં અલંકારોને બહુ પસંદ કરે છે, માટે આ મોતીની માળા જોતાંજ હુસ્ના તેના પર ફિદા-ફિદા થઇ જશે. તેણે દુઃખના દિવસો બહુ કહાડયા છે અને તેવા વખતમાં સુન્દર મોતીની માળા મળતાંજ તે ખુશ થઈ જશે એટલે એકાદ દિવસે સુયોગ જોઈ મારો મનોભાવ તેને વ્યક્ત કરીશ.

આ પ્રમાણે વિચાર કરી વિશ્વાસઘાતી યાકુબ બીજેજ દિવસે સાંજે ઠાઠમાઠ કરી ઉત્તમ રીતે પોષાક પહેરી અત્તર લગાવી હુસ્નાની પાસે આવી પહોંચ્યો. હુસ્ના તેની સામે આવી એટલે મૃદુ હાસ્ય કરી તે બોલ્યોઃ હુસ્ના! તબીયત કેમ છે?"

"ખુદાએ જે પ્રમાણે રાખી છે, તે પ્રમાણેજ છે. કેમ, તમારા ભાઈના કાંઇ સમાચાર આવ્યા?"

"હા. આજેજ મને સમાચાર મળ્યા છે. તે પરથી જણાય છે કે તેમને આવવાને હજી પંદરેક દિવસની વાર છે."

"પંદર દિવસ? આટલું બધું ત્યાં શું કામ છે?"

હુસ્ના નિરાશ થઇ ગઇ હતી. તેને આનંદિત બનાવવા માટે યાકુબે મોતીની માળા પોતાના ખીસ્સામાંથી બહાર કહાડતાં કહ્યું:–"હુસ્ના! જૂઓ, તમારા માટે યુસુફે કેવી સુન્દર ભેટ મોકલાવી છે!" એટલું કહી યાકુબે મોતીના માળા હુસ્નાના હાથમાં મૂકી.

આ મોતીની માળા જો ખુદ યુસુફના હાથેજ તેના કંઠમાં પહેરાવવામાં આવી હોત તો તેના દિલને કેટલો બધો અપાર્થિવ આનંદ થાત, તેનું તો વર્ણન કરવુંજ અશકય છે; પરંતુ જેના હાથથી પ્રેમોપહાર લેવાથી આનંદ થાય તે વ્યકિત કયાં છે? હાર પહેરાવતાંજ આનન્દ ચિત્તે જે તેને પોતાની છાતી સરસી ચાંપી, સ્વર્ગ સુખનો અનુભવ કરાવત તે કયાં છે? અર્થાત યુસુફની ગેરહાજરીમાં મોતીની માળા મળવા છતાં પણ તેના દિલને આનંદ થયો નહિ. તેણે મોતીની માળા તરફ અનાદર ભાવે જોઇ તેને એક પેટીની અંદર મૂકી દીધી.

યાકુબ થોડો વખત વિચાર કર્યા પછી બોલ્યો:–"હુસ્ના! આ પંદર દિવસનો વિરહ જો તમારાથી સહન થઈ શકતો ન હોય તો યુસુફની પાસે તમોને પહોંચાડી આપવાને હું ખુશી છું."

હુસ્ના ખુશી થતી સહાસ્ય મુખે બોલી:–"યાકુબ સાહેબ! તમારો બહુ ઉપકાર માનું છું. શું આપ મને હમણાં ત્યાં લઈ જઇ શકશો?"

"નહિ. સાતેક દીવસ પછી હું તમારી સાથે આવીશ."

હતભાગિની હુસ્ના પતિને મળવાની ઈચ્છામાં શયતાનના સપાટામાં આવી ગઈ. તેણે પૂછયું:–"ઇસ્માલિયા અહિંથી પાંચેક ગાઉ દૂર છે નહિ?"

"હા. જો તમારી ઇચ્છા હોય તો બે ત્રણ દિવસમાં હું ત્યાં જવાની તૈયારીમાં કરી નાખું. તમારાથી ચાલી શકાશે નહિ માટે એક ઉંટની ગાડી ભાડે કરી લેવી જોઈશે."

"ત્યારે તો મારી વૃદ્ધા બાંદીને પણ સાથે લઉં?"

"ખુશીથી લેજો. કારણ કે ઉંટની ગાડીમાં લગભગ પાંચ માણસો બેસી શકે છે."

યાકુબ હુસ્નાની રજા લઇ ચાલ્યો ગયો. હુસ્ના તેની વૃદ્ધા બાંદી પાસે ગઇ અને યાકુબ સાથે થયેલી સઘળી વાતથી તેને વાકેફ કરી. આવી રીતે ગૃહત્યાગ કરી પર પુરૂષ સાથે જવાને બાંદી સંમત થઇ નહિ; પરંતુ પતિને મળવાની ઇચ્છામાં હુસ્નાએ તેનું કહેવું માન્યું નહિ.

* * *

આવેગપૂર્ણ હૃદયે, આશાભર્યા ચિત્તે ગૃહત્યાગ કરવાને એક કલાક થઇ ગયો. હુસ્નાવાળી ઉંટની ગાડી આસ્તે આસ્તે ચાલ્યા કરતી હતી. ગાંડીની અંદર માત્ર હુસ્ના અને તેની વૃદ્ધા બાંદી એમ બે જણુજ હતાં. યાકુબ એક ઉંટ ઉપર સવારી

કરી ગાડીની બાજુમાં ચાલતો હતો અને તેના પછવાડે પણ એક માણુસ થોડે દૂર ઉંટની ઉપર આવતો હતો. હુસ્ના અને તેની બાંદીને આ બીજો માણુસ કોણ આવે છે, તેની ખબર નહોતી.

હુસ્ના કલાન્ત અવસ્થામાં ગાડીની અંદર સૂઈ ગઈ. યાકુબે ગાડીની પછવાડે ચારે બાજુએ સ્થિર દૃષ્ટિથી જોયા પછી મૃદુ-ભાવે સીટી મારી. પેલો માણુસ તરતજ તેની પાસે આવીને ઉભો રહ્યો. તેણે પૂછયું:-"જનાબ શું હુકમ છે?"

યાકુબ:-"તને પચાસ મહોર બક્ષીસ આપીશ. જેમ બને તેમ જલ્દી તું અગાઉથી જા અને બંગલો ખોલી બત્તીઓ કરી બધી તૈયારી કરી રાખ.-લે આ બંગલાની ચાવી."

તરતજ તે માણુસે યાકુબના આદેશાનુસાર ઉંટને મારી મૂકયો અને ચપળ ગતિએ ચાલવા લાગ્યો. આ બાજુ યાકુબ પણ ગાડીની પછવાડે પછવાડે ચાલવા લાગ્યો. આ પ્રમાણે લગભગ એક કલાક સૂધી ચાલવા બાદ ગાડી એક બગીચાવાળા બંગલા પાસે આવી પહોંચી. રાત્રિના બે પ્રહર વીતી ગયા હતા. સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો.

આ બંગલો યાકુબના એક મિત્રનો હતો. શયતાન યાકુબે પહેલેથી તરકીબ કરી તેના મિત્ર પાસેથી બંગલાની ચાવી લઈ લીધી હતી. જે માણુસ અગાઉથી બંગલે આવ્યો હતો તે તથા ગાડી હાંકવાવાળો એ બન્નેને યાકુબે પૈસાની લાલચ આપી વેચાતા લઈ લીધા હતા.

યથાસમયે જનશૂન્ય બગીચાના ફાટક આગળ ગાડી

આવીને ઉભી રહી. યાકુબે ગાડીનો પડદો ખસેડતાં મૃદુભાવે કહ્યું:–"હુસ્ના! આપણા ઈચ્છીત સ્થાને આપણે આવી પહોંચ્યાં છીએ. હવે તમે ગાડીમાંથી બહાર આવો."

હુસ્નાની ઉંઘ ઉડી ગઇ. તેણે સહજ અભિમાનથી કહ્યું:–"પહેલાં તેમને ખબર આપો. પછી હું આવું છું. આટલો બધો જોખમ ખેડી હું એમને મળવા આવી છું ત્યારે શું તેઓ અહિં ગાડી પાસે પણ આવી શકયા નથી?"

યાકુબ:–"હુસ્ના! હમણા રાત્રિ ઘણી વીતી ગઈ છે. લગભગ એક વાગ્યો હોય એમ જણાય છે. યુસુફને શું ખબર કે તમે અત્યારે આવનાર છો. માટે તમે ગાડીમાંથી ઉતરી દિવાનખાનામાં જઇને બેસો એટલામાં યુસુફને ઉઠાડી હું તમારી પાસે મોકલું છું."

હુસ્નાના દિલમાં હજી સૂધી યાકુબના વિષે સંદેહ ઉત્પન્ન થયો નહોતો. શયતાન તેની જીંદગીની બરબાદી કરવાને તયાર થયો છે, એવી લેશ માત્ર પણ કલ્પના તેના દિલમાં આવી ન હોતી. ભોળી હુસ્ના યાકુબના શબ્દોમાં વિશ્વાસ લાવી પતિને મળવાની આશાએ ગાડીમાંથી ઉતરી અને સીડી પર ચડી એક સુસજ્જિત પ્રકાશિત દિવાનખાનામાં આવી પહોંચી.

શયતાન યાકુબે ત્યાર પછી દિવાનખાનાનું બારણું બંધ કર્યું અને પુનઃ ગાડી પાસે આવ્યો. ગાડીવાનને તેણે ઈસારત કરી અને બાંદી જે હજી સૂધી ગાડીમાં સૂતી હતી, તેને લઇ ગાડી હંકારી ગયો.

ત્યાર પછી આનંદપૂર્ણ હૃદયે જાણે કે કેવુંય પરાક્રમ કર્યું

હોય તેમ એક ગજ છાતી ફૂલાવતો તે દિવાનખાનામાં આવી હુસ્નાની પછવાડે ગુપચુપ ઉભો રહ્યો. હુસ્નાએ પછવાડે જોયું તો યુસુફને બદલે યાકુબ ઉભેલો હતો. હુસ્ના ભયભીત બની ગઇ. તેણે પૂછયું:–"સાહેબ! તમારા ભાઇ કયાં છે? હજી સૂધી કેમ આવતા નથી?"

યાકુબ:–"હુસ્ના! હુસ્ના!! શું હજી સૂધી તું સમજતી નથી? આમ કયાં સૂધી મને ટળવળાવશે? દિલારા! હું તને કેવા પ્યારથી ચાહું છું, તેની તો ખુદાને ખબર! માટે યુસુફના વિચારો છોડી તું હવે મારો હાથ ગ્રહણ કર અને આ દુનિયાના સ્વર્ગીય સુખોમાં રહી મને પણ સુખી કર. મારી પાસે ઐશ્વર્યનો પાર નથી. મારૂં દિલ–મારો પ્રેમ હું તને સમર્પણ કરૂં છું. માટે મારી અર્જનો સ્વિકાર કર. બાકી યુસુફની હસ્તી હવે આ દુનિયામાં નથી–તે મરી ગયો છે!"

ઉપરોક્ત શબ્દો સાંભળતાંજ હુસ્ના બેશુદ્ધ બની જમીન ઉપર ઢળી પડી. યાકુબે તેને શુદ્ધિમાં લાવવા ઘણા પ્રયત્નો કર્યા. તેના મ્હોડા ઉપર પાણી છાંટયું અને પવન નાખવા લાગ્યો. આખરે અર્ધાએક કલાક પછી હુસ્ના શુદ્ધિમાં આવી. તેણે આંખો ઉઘાડીને જોયું તો શિકારલોલુપ વાઘની માફક યાકુબને લાલસાપૂર્ણ દૃષ્ટિથી તેની તરફ જોતો તેણે જોયો. હુસ્ના ઉઠીને ઉભી થઈ ગુસ્સાથી લાલચોળ બની બોલી:–"શયતાન! નમકહરામ વિશ્વાસઘાતી! આવી દગાબાજી કરી મને અહીં લાવ્યો છે! તને જરા પણ શર્મ નથી કે જેને તું પોતાની બ્હેન તરીકે માનતો હતો તેનેજ આવા દોજંખના ગારમાં નાખવાનો પ્રપંચ

કરી અહીં લઈ આવ્યો ? ”

યાકુબઃ–“ હુસ્ના ! અત્યારે તું ગમે તે કહે, પણ યુસુફ સાથે તારાં લગ્ન થવા પહેલાં તારા પિતા મારી સાથેજ તારાં લગ્ન કરવાના હતા; પરંતુ પાછળથી તે ફરી ગયા અને તને યુસુફની સાથે પરણાવી દીધી. હુસ્ના ! તે દિવસથી મારૂં દિલ તારા ઈશ્કમાં બળ્યા કરે છે. અને તેથીજ યુસુફની હત્યા કરી તને મેળવવાનો જોખમ મેં ખેડયો છે.”

એટલું કહી યાકુબ હુસ્નાને પકડવા ગયો. હુસ્ના પાછળ હઠી ગઇ અને બોલીઃ–“નરાધમ ! શું તું એમ ધારે છે કે તારી ઈચ્છા પૂર્ણ થશે ? નહિ. આ હુસ્ના યુસુફ સિવાય દુનિયાના દરેક પુરૂષને ભાઇ સમાન ગણે છે. હું બેવા રહીશ પણ તેમના નામને–મારા સતિત્વને કલંક લાગવા દઈશ નહિ. માટે શયતાન ! સંભાળ ! સતીને સતાવવામાં સાર નહિ કહાડે.”

શયતાન યાકુબે દારૂ ખુબ પીધો હતો. હુસ્નાના બોલવાની અસર તેના દિલ પર થઇ નહિ. હુસ્નાને આલિંગન કરવાને તે પુનઃ દોડયો. હુસ્ના પાછી પાછળ હઠી ગઇ અને યાકુબનો ઉદ્દેશ પાર પડયો નહિ. શિકાર હાથમાંથી છટકી જતાંજ વાઘ જેમ બમણા જોરથી શિકારની પાછળ તલપ મારે છે, તેવીજ રીતે યાકુબે પણ એકદમ હુસ્નાના શરીર પર જઈ જોરથી તેનો હાથ પકડી લીધો. હુસ્ના ભયભીત સ્વરે મ્હોટેથી બૂમ પાડવા લાગી “ અરે કોઈ બચાવો ! આ દુષ્ટ સતીની લાજ લૂંટે છે ! બચાવો ! બચાવો ! અય ખુદા ! યુસુફ ! તમે કયાં છો ? ”

દિવાનખાનાનું બારણું ખુલ્લું હતું. એકાએક એક બળવાન

વ્યક્તિ ત્યાં આવીને ઉભી રહી. તેણે અધિકારયુક્ત સ્વરે કહ્યું:–"હુસ્ના! ભય પામીશ નહિ. ઈશ્વરે તારા સતિત્વની રક્ષા કરી છે. હવે બદમાશ તારો વાળ પણ વાંકો કરી નહિ શકે."

યાકુબે આગન્તુક તરફ દૃષ્ટિ ફેંકી અને તરતજ તેનું આખું શરીર થરથર કંપવા લાગ્યું. ખુદ યુસુફને તેણે પોતાની સામે આવીને ઉભેલો જોયો. તેણે હુસ્નાનો હાથ તરતજ છોડી દીધો અને બોલ્યો:–"ઓ ખુદા! કોણ યુસુફ! જીવતો કે તેનું ભૂત?!"

યુસુફ તેની નજીકમાં આવ્યો અને વજ્રગંભીર સ્વરે બોલ્યો:–"બદમાશ! મને ઓળખ્યો? હું ભૂત નહિ પણ ખુદ યુસુફ છું!"

યાકુબ:–"કોણ ખરેખર યુસુફ! તું કેવી રીતે બચ્યો? તું કેવી રીતે અહિં આવ્યો?"

યુસુફ:–"ખુદાની મહેરબાનીથી. જે દયાળુ ખુદાએ અત્યારે રાત્રિના વખતે મને અહિં હાજર કરી સતીનાં સતિત્વની રક્ષા કરી છે, તેજ ખુદાએ મને પણ સહરાના રણમાંથી બચાવ્યો છે. તેણેજ મને નૂતન જીવન આપ્યું છે. દુષ્ટ શયતાન! જેને તું મારી નાખવા માગતો હતો, જેનું તેં સર્વસ્વ લુંટી લીધું હતું અને જેની પત્ની કે જેને તું બહેન બરાબર ગણતો હતો તેના પર અત્યાચાર કરવા તૈયાર થયો છે તે ખુદ યુસુફ તારી નજર આગળ ખડો થયો છે. ખુદા તારાં આ દુષ્ટકૃત્યો કેમ જોઈ રહે? તું શયતાનનો પણ શયતાન છે. માટે દૂર થા અને અહિંથી એકદમ ચાલ્યો જા, નહિ તો તને મારા ખંજરથી વીંધી નાખીશ."

યાકુબઃ–" તું ગમે તે હો, યુસુફ હો કે તેનું ભૂત હો, મને પરવાહ નથી. હુસ્ના મારી છે. જ્યાં સૂધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સૂધી તારા હાથમાં તેને નહિ આવવા દઉં." એટલું કહી યાકુબ યુસુફના તરફ આગળ વધ્યો અને ખંજર કહાડી તેને મારવા દોડયો; પરંતુ હુસ્ના યુસુફને બચાવવા તેની વચ્ચે પડી ને યાકુબનો હાથ પકડવા ગઈ એટલામાં તો પાપીએ તે ખંજર હુસ્નાની છાતીમાંજ ભોંકી દીધું. દુનિયાની ખૂબસૂરત વફાદારીની પવિત્ર મૂર્ત્તિ, સ્વર્ગની સુંદરી હુસ્ના પતિને બચાવવા જતાં શયતાનનો ભોગ થઇ પડી. તે મૂર્છાવશ થઈ જમીન પર ઢળી પડી. યુસુફે પોતાનું ખંજર કહાડયું અને બન્ને જણ યુદ્ધ કરવા લાગ્યા. આખરે યુસુફના ખંજરના ઘાથી યાકુબ મોતને સ્વાધીન થઈ ગયો.

ત્યાર પછી યુસુફે હુસ્નાના દેહને પોતાના હાથમાં લીધો. તેનામાં હોશકોશ નહોતા. તેના પ્રાણ ઉડી ગયા હતા. તેની છાતીમાંથી રક્ત પ્રવાહ વહ્યા કરતો હતો. યુસુફથી આ દ્રશ્ય જોઈ શકાયું નહિ. તે કંપ્યો. તેના દિલની દેવી–પ્રેમની પ્રતિમા જેને સુખી કરવા તેણે જીંદગીની પણ પરવાહ નહિ કરેલી તેને પોતાના ખોળામાં મૃત્યુના મુખમાં પડેલી જોઇ તેનું હૃદય કંપી ઉઠયું. તેણે એકાએક સખ્ત હાથ મારી અને તેનો દેહ હુસ્નાના પવિત્ર દેહ ઉપર ઢળી પડયો.

---

# પ્રકરણ ૧૯ મુ.

"હું ક્યાં છું?"

ઉત્તર મળ્યો નહિ. એક સુસજ્જિત દુગ્ધફીણના જેવી સુફેદ ચાદર પાથરેલા પલંગ પર યુસુફ સૂતો હતો. તે જે ઓરડામાં સૂતેલો હતો તે ઓરડો ઉત્તમ પ્રકારે શંગારેલો હતો. અનેક તરેહની કારીગરીથી તે ઓરડાની દિવાલો શોભાયમાન થઇ રહી હતી. દરેક જાતનો ઠાઠમાઠ રાજવંશી જણાતો હતો.

યુસુફ વિસ્મિત બની ગયો. તેની પૂર્વસ્મૃતિ જાગૃત થઇ. ઇસ્માલીયા શહેર નજીકનો બંગલો-હુસ્ના પર થયેલો અત્યાચાર-યાકુબ અને હુસ્નાનું મૃત્યુ-પોતાનું મૂચ્છિંત થવું વગેરે અનેક વાતો યાદ આવી તેના દિલને ગુંચવાડામાં નાખવા લાગી. તેને આવા મહેલની અંદર કોણ લઈ આવ્યું તેની તે અટકળ કરી શકયો નહિ. પુનઃ તેણે ક્ષીણ કંઠે પોકાર કર્યો:-"અહિં કોઈ છે કે નહિ? હું કયાં છું?"

એટલામાં એક યુવતી યુસુફની શય્યા પાસે આવીને ઉભી રહી. યુવતીનું મુખમંડળ ઉન્મુક્ત હતું. તેનું લાવણ્ય તેના તરફ જોનારને ભક્તિભાવ ઉત્પન્ન કરે તેવું હતું. તેણે કોમળ કંઠે કહ્યું:-"સાહેબ! આપને ચિંતા કરવાનું કોઇ કારણ નથી. આપ નિરાપદ સ્થાને છો. વધારે વાતચત હું આપની સાથે કરી શકીશ નહિ. કારણ કે હકીમ સાહેબે તેમ કરવાનો નિષેધ કર્યો છે."

યુસુફઃ–"સુન્દરી! હું વધારે બોલીશ નહિ; પરંતુ એક પ્રશ્ન પૂછવાની મારી અરજ છે. તેનો જવાબ આપવો પડશે. આપની દેવાંગના જેવી મૂર્તિ જોતાંજ મને જણાય છે કે આપ પરમ કરૂણામયી છો. આપ કોણ છો? આપનો પરિચય આપશો?"

રમણીઃ–"હુ શાહજાદી રૌશનઆરાની બાંદી છું."

"કોણ રૌશનઆરા! મરૂસમ્રાટ્ વિકારૂદ્દોલાની પુત્રી?"

"હા."

"ત્યારે હું અહિં કેવી રીતે આવ્યો?"

"જનાબ! દસ્યુપતિ અલીબેગના સપાટામાંથી તમોને છોડાવ્યા બાદ સુલતાન વિકારૂદ્દોલા પુનઃ પોતાને કામે ચાલ્યા ગયા અને તમે કેરો તરફ આવવા લાગ્યા; પરંતુ સુલતાન સાહેબના દિલમાં પુનઃ સંશય ઉત્પન્ન થયો એટલે તેમણે તમારી રક્ષા માટે પુનઃ શેરદિલને તમારી પછવાડે મોકલ્યો. ત્યાર પછી તે જે રસ્તેથી પસાર થતો હતો તે રસ્તે એક બંગલામાંથી સખ્ત હાય મારતો તમારો સાદ સાંભળ્યો એટલે કોઈની પરવાહ નહિ કરતાં તે ત્યાં આવીને દાખલ થયો. તેણે તમોને એક સ્ત્રીના ઉપર મૂર્ચ્છિત દશામાં પડેલા જોયા. વળી બાજુમાંજ બીજા એક શખ્સનું મુડદું પડેલું હતું. તેને પણ યાકુબ તરીકે તેણે ઓળખ્યો. શું બનાવ બન્યો હશે, તેની કલ્પના શેરદિલે કરી લીધી. તે આખી રાત ત્યાંજ બેસી રહ્યો. પ્રભાત થવા છતાં તમારી મૂર્ચ્છા વળી નહિ એટલે તેણે હુસ્ના તથા યાકુબને દફનાવવાની તૈયારી કરવા માંડી. તમોને એક કૉચ ઉપર સુવાડી

થોડાંક માણસોની મદદ લઈ તે તેઓને કબ્રસ્તાનમાં લઈ ગયો અને અંત્યેષ્ઠિક્રિયા કરી દીધી. ત્યાર પછી એક ગાડી મંગાવી તમારા દેહને તેમાં મૂકી અહિં લઈ આવ્યો અને મારા હવાલામાં તમોને સોંપી તે શાહજાદી સાહેબા પાસે ગયો છે. લગભગ આઠેક દિવસમાં શાહજાદી સાહેબા અહિં આવી પહોંચશે. તેટલો વખત મને તથા એક હકીમને તમારી સંભાળ લેવાનું તે કહી ગયેલ છે."

- "મને અહિં આવ્યાને કેટલા દિવસ થયા?"

"ત્રણ."

"ત્રણ દિવસ થયા હું બેશુદ્ધ હતો?"

"હા."

બાંદીએ એક રૌપ્યપાત્રમાં દવા નાખી અને તેમાં પાણી ભેળવી યુસુફને પીવા આપી. યુસુફ દવા પી ગયો. તેના દિલને જરા શાંત જણાઇ.

લગભગ એક અઠવાડીયું પસાર થઇ ગયું. યુસુફની પ્રકૃતિ સંપૂર્ણ રીતે સુધરી ગઈ, તો પણ હુસ્નાના વિચારો આવતાંજ તેનું મુખ મ્લાન બની જતું હતું અને તેનું અંતર દારૂણ વ્યથાથી બળ્યા કરતું હતું.

એક દિવસ સાંજના પાંચ વાગે વિચાર કરતો તે પોતાના ઓરડામાં બેઠેલો હતો એવામાં એક માણસે આવી સુલતાન વિકારૂદૌલાના આવી પહોંચવાની તેને ખબર આપી. યુસુફ તેમને મળવાને બહુ ઉત્સુક થઇ રહ્યો. દસેક મીનીટ બાદ વિકારૂદૌલા યુસુફના ઓરડામાં આવી પહોંચ્યા અને તેની પ્રકૃતિના સમાચાર પૂછયા.

યુસુફે ઘુંટડીયે પડી મરૂસમ્રાટ્‌ના વસ્ત્રને ચુંબન કરી ગદ્દ-ગદ્દ કંઠે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું:–" જહાંપનાહ! આપની અને આપના કરૂણામયી પુત્રીની દયાથીજ હું ત્રણ વખત બચી શકયો છું. આપના ઉભયના ઉપકાર હું આ જન્મમાં ભૂલી શકું એમ નથી. ઇશ્વરે આપને રૌશનઆરા જેવું અમૂલ્ય રત્ન આપ્યું છે, તે રત્નની કિંમત થઇ શકે એમ નથી. તેમનો દયાળુ સ્વભાવ, નિરભિમાન, અંતઃકરણની ઉદારતા વગેરે જોઇ મને લાગે છે કે આપને ત્યાં કોઇ દેવાંગનાએજ અવતાર લીધો છે. ખુદાવંદ! શાહજાદી સાહેબા કયાં છે? તેમનાં દર્શન કેમ થતાં નથી?"

"યુસુફ, તમારા જવા બાદ રૌશનઆરાની સ્થિતિ બહુ ખરાબ થઈ ગઇ હતી. તેના દિલને કયાંઈ કરાર વળતો નહોતો. જળ વિના જેમ માછલી તરફડીયાં મારી મૃત્યુને આધીન થઇ જાય છે, તેવીજ સ્થિતિ તેની થઇ ગઈ હતી. ભાગ્ય-યોગે હું એટલામાં રાજધાનીમાં જઇ ચડયો અને તેની પ્રકૃતિનું અવલોકન કરવા બાદ હું એવા નિશ્ચય પર આવ્યો છું કે, તમારા વિના તે જીવી શકશે નહિ. માટે મારી એવી ઈચ્છા છે કે, તમે તેના હસ્તને ગ્રહણ કરી ઉભય સુખી થાઓ."

"જનાબ! આપ આ શું કહો છો? હું કયાં અને આપની પુત્રી કયાં?"

"યુસુફ! એ બધો વિચાર મારે કરવાનો છે. મને માત્ર એકની એક પુત્રીજ છે. પુત્ર નથી માટે મારા મૃત્યુ બાદ મારી ગાદીના વારસ તરીકે તમને હુ યોગ્ય ગણું છું. માટે મારી વાતનો સ્વીકાર કરો. આ બાબતમાં હુ તમોને વિચાર કરવાને

એક દિવસની મહેતલ આપું છું. કારણ કે, જેમ જેમ દિવસો પસાર થતા જાય છે, તેમ તેમ રૈશનઆરાના જીવન વિષે વધારે ચિંતા થયા કરે છે." એટલું કહી સુલતાન ત્યાંથી બીજા ઓરડામાં ચાલ્યા ગયા.

યુસુફ શું કરવું અને શું નહિ તેના વિચારમાં પડી ગયો. સુલતાન વિકારૂદ્દૌલાના ઉપકારો, તેમનો સ્નેહ, ભવિષ્યની તેમની યોજના એ બધો વિચાર કરતાં તે કોઇ જાતના નિર્ણય ઉપર આવી શકયો નહિ. તેવીજ સ્થિતિમાં કૉચ ઉપર તેને નિદ્રા આવી ગઈ. નિદ્રાની અંદર તેને એક અદ્દભુત સ્વપ્ન આવ્યું. સ્વપ્નની અંદર અતુલનીય રૂપસુંદરી, અપ્સરારૂપિણુ અનુપમેય રૈશનઆરાને તેણે પોતાની શય્યા પાસે બેઠેલી જોઈ. તે સ્વપ્નાવસ્થામાં પ્રલાપો બકવા લાગ્યોઃ–"અહા! કેવું સુંદર રૂપ! દેવોને પણ દુર્લભ એવું સૌંદર્ય! આ સૌંદર્યની તુલના પણ થઈ શકે એમ નથી! મનોહર મુખારવિંદ, આકર્ષક નયનમણી, ભલભલાના દિલને પોતાના તરફ ખેંચી લે તેવાં છે! રક્તવર્ણી અધરોષ્ઠના મૃદુહાસ્યમાં ઉન્માદિની શક્તિ જણાય છે! રૈશન! રૈશનઆરા–શાહજાદી, હું અતિ દુર્ભાગી છું. મારા પર કરૂણા કરો–મારા પર દયા લાવો–" એટલામાં તેની આંખો ઉઘડી ગઈ.

કુદરતની કાંઇક એવીજ ઇચ્છા હતી કે, યુસુફના આ પ્રલાપો સાંભળવાને માટે શાહજાદી રૈશનઆરા યુસુફની શય્યા પાસે આવીને ઉભી રહી હતી. નિદ્રિત મુસાફરના મુખમાંથી પોતાના વિષેનો નામોચ્ચાર સાંભળી તેના દિલમાં આનંદ

સમાયો નહિ. યુસુફે નેત્ર ઉઘાડયાં અને તે સાથેજ ઉભયનાં ચક્ષુઓનું સંમિલન થતાંજ રૌશનઆરાએ લજ્જાથી પોતાની આંખો નીચી નમાવી દીધી.

યુસુફ એકદમ ઉઠીને બેઠો થયો. ઘુંટણીએ પડી રૌશન-આરાના હસ્તોને પોતાના હાથમાં લઇ તેના પર ચુંબન કરી તે બોલ્યોઃ–"શાહજાદી! જીવનદાયિની રૌશનઆરા! મને માફ કરો, મારે લીધે તમોને કેટલું બધું કષ્ટ વેઠવું પડે છે. તમારા દિલની સ્થિતિના ખબર મને મળ્યા છે, તે સાંભળી મારૂં હૃદય ફાટી જાય છે!"

"યુસુફ! પ્રાણાધિક યુસુફ! આપના જવા બાદ મારા જીવનની છેલ્લી ઘડીઓ ગણાવા લાગી હતી, પરંતુ પિતાજીના આશ્વાસનથી અને શેરદિલ તરફના સમાચારથી જણાયું કે, આપની પત્ની હુસ્ના પણ મૃત્યુ પામી છે. આટલા દિવસ હું એમ ધારતી હતી કે, એક મિયાનમાં બે તલવાર રહી શકે નહિ; પરંતુ કુદરતે તમારા અને મારા ઉપર દયા કરી કોઇ અકલ્પિત યોગાયોગથી તમોને અને મને મેળવી દીધાં છે. માટે મારી વિનંતિને માન્ય કરી મને તમારા હૃદયમાં સ્થાન આપો."

યુસુફ સહજ વિસ્મિત બન્યો. રૌશનઆરાના મુખાવિંદ તરફ તે અનિમિષ નેત્રે જોઈ રહ્યો. પછી બોલ્યોઃ–" શાહજાદી! આપ કયાં અને હું કયાં. આપ એક સુલતાનની રાજકુમારી અને હું કેરોનો એક સાધારણ પણ ગરીબ હાલતમાં આવી ગયેલો ઝવેરી! તમારૂં અને મારૂં સામ્ય કેવી રીતે બની શકે? તમારૂં સૌંદર્ય કયાં અને હું કયાં? મારા જેવા ગરીબની ઝુંપડીનો ચિરાગ

થવા કરતાં આપ કોઇ શહેનશાહની બેગમ થવાને વિશેષ યોગ્ય છો!

"યુસુફ! શું સૌંદર્યથીજ પ્રેમની ઉત્પત્તિ થાય છે? નહિ. સૌંદર્ય આજે છે અને કાલે નથી. દૈવવશાત્ કોઇ રોગ થતાંજ સૌંદર્યનો નાશ થઈ જાય છે. સુફેદ સોમલ સ્વરૂપવાન હોવા છતાં મનુષ્યના પ્રાણ હરી લે છે, જ્યારે કાળી કસ્તુરી જીવન દાયિની છે. માટે સૌંદર્ય કરતાં હું ગુણને વધારે પ્રધાનપદ આપું છું."

"શાહજાદી! રૂપ, ગુણ એ બધું પૈસા વિના નકામું છે. ખરેખર, લક્ષ્મી વિના જીવતરજ નકામું છે. તે લક્ષ્મી મારી પાસે નથી. તમોને હું કેવી રીતે સુખી કરીશ? માટે તમો તમારો હઠ છોડી દો."

"યુસુફ! લક્ષ્મી ચંચળ વસ્તુ છે. વેશ્યા સ્ત્રીમાં અને તેનામાં જરાપણ ફરક નથી. વેશ્યા જેમ ઘેર ઘેર રખડે છે, તેવીજ રીતે લક્ષ્મી પણ ઘેર ઘેર રખડનારી છે. તેનો વિશ્વાસ શો? કોઇ બળવાન શત્રુ જાગતાંજ તેને લૂંટી લે છે, જ્યારે ગુણ લૂંટેલો લૂંટાતો નથી. એ વસ્તુ એવી છે કે મૃત્યુની સાથેજ મરે છે."

"રોશનઆરા! તો પણ તમને હું યોગ્ય નથી. તમે જ્યારે એક ઉત્તમ રાજ્યકુળનું રત્ન છો, ત્યારે હું એક ગરીબ, દીન, હીન, દાસ જેવો છું. કહેવત છે કે, ઉંચ હોય તે ઉંચામાં જઇ ભળે, નીચ તે નીચામાં જઇ મળે' માટે મારા વિચાર છોડી દો."

"યુસુફ! પર્વતની ઉપર પથ્થરો પાકે છે, પરંતુ મણી તો ખાણમાંજ થાય છે. નીચી ખાણના મણી કરતાં શું પત્થર

ચડી જાય એમ છે? નહિ. બે દિલ જ્યાં એક થયાં હોય ત્યાં ઉંચ-નીચ, ગરીબ-શ્રીમંતનો સવાલ રહેતોજ નથી. પ્રેમ બન્ને આત્માઓને એક કરી દે છે. તેઓમાં ભેદભાવનો અવકાશજ નથી.”

યુસુફે જોયું કે, શાહુજાદી સાથે ગમે તેટલી દલીલો કરવામાં આવે તો પણ તેને જીતી શકાય એમ નથી. વળી તેના પ્રેમનો અસ્વિકાર કરતાં જેણે ત્રણ ત્રણ વખત જીંદગી બચાવી, તેનીજ જીંદગી લેવાનો તેનાપર દોષ આવે એમ છે. પરીક્ષા પૂર્ણ થઇ. તેણે રૈશનઆરા તરફ એક સ્નેહપૂર્ણ દૃષ્ટિથી જોયું રૈશનઆરા સમજી ગઇ કે, એની પ્રાર્થના ફળીભૂત થઇ. તેણે યુસુફની છાતી પર પોતાનું માથું નાખી દીધું, સ્વર્ગીય સુખમાં તે બેશુદ્ધ જેવી થઈ ગઈ. તેને તેના દિલનું ભાન રહ્યું નહિ. યુસુફે તેને પોતાની છાતી સરસી છાપી તેના રક્તરંગી અધરોષ્ઠ પર પ્રેમનું ચુંબન લીધું. ઉભય આત્માઓ એક થયા. રૈશનઆરા યુસુફને ગળે વિંટળાઇ ગઈ. બન્ને સ્વર્ગીય સુખ અનુભવવા લાગ્યાં.

* * *

બીજે દિવસે સુલતાનનો એક સિપાહી યુસુફ સાસે આવી તેને સલામ કરી કહેવા લાગ્યો:–“ હુજૂર, જહાંપનાહ આપને બોલાવે છે. તેઓ બાજુના ઓરડામાંજ આપની રાહ જોતા બેઠા છે.”

યુસુફ મન્ત્રમુગ્ધવત્ તે સિપાહીની પછવાડે ચાલવા લાગ્યો. તેણે બાજુના ઓરડામાં જઇને જોયું તો તેને જણાયું કે, ખુદ સુલ-

તાન, શેરદિલ, કાજી, તેમજ બીજા કેટલાક માણસો તેની રાહ જોઇને ઉભા છે. યુસુફના દાખલ થવા સાથ બીજી બાજુથી અતુલનીય રૂપસુંદરી રેશનઆરા પણ પોતાની દાસી સાથે આવીને ત્યાં હાજર થઈ.

મરૂસમ્રાટ્ વિકારૂદ્દૌલાએ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું:–" યુસુફ! આ માતૃહીના કન્યા, મારી નયનમણી રેશનઆરાને હું તમોને અર્પણ કરૂં છું. તમો બન્ને એક થઈ પતિ–પત્ની તરીકે સુખી જીંદગી ભોગવો એવી ઇશ્વર પ્રત્યે યાચના કરૂં છું" એટલું કહી વિકારૂદ્દૌલાએ રેશનઆરાનો હાથ યુસુફના હાથમાં મૂકયો. યુસુફે પ્રેમપૂર્વક તે ગ્રહણ કરી સૌને પ્રણામ કર્યા. કાજીએ શુભ આશિર્વાદ આપતાંજ સૌ પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં. યુસુફ રેશનઆરાને લઇ પોતાના ઓરડામાં ગયો. પ્રેમના ઉમળકામાં રેશનઆરા યુસુફને બાઝી પડી અને બોલી:–" વ્હાલા યુસુફ! અંતે પ્રેમનો–ધર્મનો જય થયો છે! દગાબાજ મિત્રને તેના કર્મોનું ફળ મળી ગયું છે, જ્યારે તમોને પણ–તમારી નેકી, પવિત્રતા, ઉદારતા વગેરેને લીધે ત્રણ ત્રણ વખત મૃત્યુના મુળમાંથી બચી જઈ, ફળ મળી ગયું છે. ખરેખર ખુદાની કળાને કોઈ કળી શકે એમ નથી."

સમાપ્ત.

# વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત

## ઇતિહાસ.

(સચિત્ર.)

કર્ત્તાઃ—દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

તંત્રી, 'આયુર્વેદ વિજ્ઞાન.

આ ઇતિહાસ દરેક વૈષ્ણુવ બંધુએ તેમજ હિન્દુભાઇએ પોતાના ગૃહમાં રાખી તેનું અધ્યયન કરવું જોઇશે. વૈષ્ણુવ ધર્મમાં શેનો શેનો સમાવેશ થાય છે, જુદા જુદા વૈષ્ણુવ સંપ્રદાયોમાં ક્યાં ક્યાં તત્ત્વો સામાન્ય છે? અને શેમાં જુદા જુદા સંપ્રદાયો જૂદા પડે છે? શ્રીમદ્વલ્લભાચાર્ય તો ૪૦૦ વર્ષ ઉપર થયા; તે પહેલાં વૈષ્ણુવ ભક્તિમાર્ગ ચાલતો હતો કે નહિં? ચાલતો હતો તો કેટલા કાળ અને કેવે રૂપે? વગેરે અનેક વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવેલો છે. તથા વૈષ્ણુવ-ધર્મને લગતા ઐતિહાસિક ચાર ફોટાઓ પણ આપવામાં આવ્યા છે. છતાં કિ. રૂા. ૩-૦-૦. વી. પી. પોસ્ટેજ જુદું.

લખો, જે. કે. દ્વિવેદી.

જુઈ-પોષ્ટ અંધેરી

(મુંબાઇ.